# બકુલા ભાભી

[ એક સામાજિક નવલકથા ]


: લેખક :

હિંમતલાલ ચુ. શાહ

ભાદરવા : વાયા-વાસદ.





શ્રી બોધ કાર્યાલય

પીરમશારોડ-અમદાવાદ.


: કીંમત :

૧-૮-૦

## કથની

જીવનની બીજી પચીસીમાં પ્રવેશ કરતાં જ આ પુસ્તકની 'કથની' લખવાનો સુયોગ પ્રાપ્ત થાય છે. બીજી પચીસીને કાંઠે ઉભો ઉભો પહેલી પચીસીનાં દૂર દૂર વહી ગયેલાં પાણી ઉપર નજર નાખું છું ત્યારે ભમરીઓ સાથે વહી જતી સોનેરી રજકણો દેખું છું. પરમકૃપાળુ પરમાત્માનો નમ્ર દીલે આભાર માનું છું કે તેણે વિકટ સંજોગોના પ્રબળ તોફાન વચ્ચે પણ ગૂજરાતી સાહિત્યની આછી પાતળી સેવા કરવાના સંજોગો મને લાવી આપ્યાં. એકવીસ વરસની ઉંમરે 'પ્રેમકથાઓ' લખી બાળકોને ચરણે ધરી અને વર્તમાનપત્રોએ મુક્તકંઠે પ્રશંસા કરી. અઢારેક વરસની ઉંમરે લખેલી 'ડોલતુંનાવ' નામની નવલકથા ત્રેવીસમા વરસના અંતમાં પ્રસિદ્ધ થઇ, ને રાતનાં જાગરણ કરીનેય વાંચકોએ રસપાન કર્યું. ત્યાર પછી પચીસમા વરસના અંતમાં આ પુસ્તક છાપખાનામાં જઈ પહોંચ્યું: આમ ત્રણ ત્રણ પુસ્તકોથી મારી પહેલી પચીસીને ઉજાળનાર એ દિવ્ય જ્યોતિ–પરમાત્માને મારાં વંદન હો–શરીરનાં અને આત્માનાં.

આ નવલકથા માટે મારે કંઈ પણ કહેવું તે અસ્થાને ગણાય પણ બધા વાંચકો અને વર્તમાનપત્રોમાં અભિપ્રાય લખનારા, ઉદ્દેશ

જાણી શકે તેવા નહીં હોવાથી એકાદ–બે બાબતો તરફ અંગુલિનિર્દેશ કરવાની જરૂર જોઉં છું.

આ નવલકથામાં સ્રીવિકાસની છેલ્લી ત્રણ દશાઓ દર્શાવતાં ત્રણ પાત્રો રાખ્યાં છે. વિલાસ, ઉર્મિલા અને બકુલા અનુક્રમે. તેમના કાર્યનું મધ્યબિંદુ 'લગ્ન' છે.

પુરૂષ પાત્રોમાં દીનેશ માટે કંઈક કહેવાનું રહે છે. અમદાવાદની સડકો ઉપર આથડતા કોઈ મુફલીસ દેખાવના પણ તેજસ્વી નવયુવકનું એ ચિત્ર છે. એ તેજસ્વી છે–ભડકો નથી. મને આશા છે કે એ પાત્ર વીણી કાઢેલા પ્રસંગોના ખોખામાં કલ્પનાએ પૂરેલા આત્માવાળું નહીં હોવા છતાં વાંચકોને પોતાના તરફ આકર્ષશે ને કંઇક આપશે.

બીજાં અનેક નામ આપી શકાય તેમ હોવા છતાં આ નવલ-કથાને 'બકુલાભાભી' નું નામ આપ્યું છે. મારી માન્યતા પ્રમાણે બકુલાનું પાત્ર સર્વોચ્ચ હોવાથી અને બીજાં કામ કરતાં હોવા છતાં તેનું વ્યક્તિત્વ ઝળકી ઉઠે છે તે તરફ ધ્યાન ખેંચવાના ઈરાદાથી આ નામ આપવામાં આવ્યું છે. મારા આ કથન સાથે સંમત નહીં થઇ શકનાર અને બીજી દલીલો રજુ કરનાર નામ સંબંધી ટીકા નહીં કરે તોપણ ચાલશે; કારણ કે વિરૂદ્ધની દલીલો ઉપર મેં કાળજીપૂર્વક વિચાર કર્યો છે.

'કથની' પૂરી કરતા પહેલાં બે વ્યક્તિઓનો આભાર ન માનું તો હું તેમની ભલમનસાઇને માટે નાલાયક ગણાઉં. એ બે વ્યક્તિ-ઓમાંની એક વ્યક્તિ તે ભાઈ જમનાદાસ દોશી. એમણે આ નવલ-કથા માટે ખૂબ કાળજી રાખી અને અગવડો વેઠી પહેલેથી તે છેલ્લે સુધી કામ કર્યું છે. એને પરિણામે જ આ પુસ્તક સુંદર દેખાવમાં વાંચકોના હાથમાં આવે છે. બીજી વ્યક્તિ તે ભાઇ મણિલાલ ઠાકર. વખતની તાણ હોવા છતાં તેમણે પ્રુફ વાંચવાનું અને વિદ્યાપીઠને

ધોરણે જોડણી સુધારવાનું અતિ કંટાળાજનક કાર્ય કર્યું છે. એમનું સ્થાન એકલા પ્રુફ વાંચનાર તરીકેનું નથી. મારી અને ભાઈ જમનાદાસ વચ્ચે તેમણે સંબંધ જોડી આપેલો હોવાથી, આ નવલકથાની પ્રસિદ્ધિમાં એમનો ફાળો મહત્ત્વનો છે. આથી ભાઈ મણિલાલ ઠાકરનો અને ભાઇ જમનાદાસ દોશીનો અંતઃકરણપૂર્વક આભાર માનું છું.

પાન ૧૮ ની છેલ્લેથી ગણતાં ચોથી લીટીમાં 'હજાર' જોઇએ તેને બદલે 'દશ હજાર' થઇ ગયું છે. આ અને આવી બે–ચાર મોટી ભૂલો સાથે થઈ ગયેલી ઘણી નાની નાની ભૂલો સુધારીને વાંચવા વિનંતી છે.

ભાદરવા
તા. ૨૪–૧–૩૧ } હિંમતલાલ ચુ. શાહ

તા. ક:—આ નવલકથાના સર્વ હક્ક લેખકને સ્વધીન હોવાથી, વસ્તુનો ને લખાણનો ઉપયોગ લેખકની પરવાનગી સિવાય કોઇથી થઇ શકે નહીં. સિનેમા ફિલ્મની પરવાગી (હક્ક) માટે ઉપર જણાવેલા સરનામે પત્રવ્યવહાર કરવા વિનંતી છે.

# અનુક્રમણિકા


| પ્રકરણ | પૃષ્ઠ |
| --- | --- |
| ૧ ચિનગારી | ૧ |
| ૨ ગાંડાંતૂર | ૭ |
| ૩ બકુલા અને તેનું વ્યક્તિત્વ | ૧૮ |
| ૪ એ જુનાં સ્મરણો | ૨૪ |
| ૫ મહેન્દ્ર | ૩૬ |
| ૬ સમાચાર | ૪૬ |
| ૭ મળ્યાં | ૫૫ |
| ૮ બેસણી વગરનું ઢોળવું | ૬૦ |
| ૮ છેલ્લો પ્રયત્ન | ૭૧ |
| ૯. કાતીલ ફટકો | ૭૪ |
| ૧૦ દેવ અને દેવીની પાસે | ૮૩ |
| ૧૧ વળી વધુ– | ૮૯ |
| ૧૨ જીવન પલટો | ૧૦૫ |
| ૧૩ પરણ્યા પછી | ૧૧૭ |
| ૧૪ અજાણ્યો અતિથિ | ૧૨૮ |
| ૧૫ ઘેર | ૧૩૯ |
| ૧૬ ભાનવિનાનાં– | ૧૪૪ |
| ૧૭ દુઃખોની પરંપરા | ૧૫૪ |
| ૧૮ મહેન્દ્રનું મિત્રમંડળ | ૧૭૦ |
| ૧૯ દીનેશની માંદગી | ૧૭૬ |
| ૨૦ વાત વંઠી ગઇ | ૧૮૩ |
| ૨૧ આર્થિક મૂંઝવણ | ૧૯૯ |
| ૨૨ સર્વનાશની તૈયારી | ૨૦૬ |
| ૨૩ દીનેશ ધંધે વળગે છે | ૨૧૨ |
| ૨૪ વિધિનાં અટ્ટહાસ્ય | ૨૨૧ |
| ૨૫ મૂડીવાદનો નાશ કરનારાઓ ! | ૨૨૬ |
| ૨૬ અધૂરામાં પૂરું | ૨૩૦ |
| ૨૭ સળગતો સંસાર | ૨૩૭ |
| ૨૮ એ કોણ ? | ૨૫૨ |
| ૨૯ ઉષાની મોટર | ૨૫૮ |
| ૩૦ તે રાતે | ૨૬૧ |
| ૩૧ ઉઘડતું પ્રભાત | ૨૬૯ |
| ૩૨ શું ? આ કે તે ? | ૨૭૮ |
| ૩૩ ફેંસલો | ૨૮૫ |

## પ્રકરણ ૧

## ચિનગારી

કૉલેજ છૂટી ગઈ. વિદ્યાર્થીઓ અને વિદ્યાર્થીનીઓનાં ટોળાં મિત્રો સાથે વિધવિધ વિષયની વાતો કરતાં ને હસતાં ઘર તરફ ચાલતાં થયાં. મોટરોના હોર્નના અને સાયકલોની ઘંટડીઓના જૂદા જૂદા અવાજ આજુબાજુના વાતાવરણને કંપાવતા ગાજવા લાગ્યા. ભારે ધમાલ થઈ રહી, મીઠો કલશોર વ્યાપી ગયો ને દેખાવમાં ભારે ચમક આવી ગઇ. અત્યારે વાતાવરણમાં પ્રફુલ્લતાની સુરભિ મહેંકતી હતી—સ્વતંત્રતાના પ્રાણ ફૂંકાતા હતા. વિદ્યાર્થીઓની મોટી સંખ્યામાં વિદ્યાર્થીનીઓનું નાનું ટોળું રંગબેરંગી કપડાંને લીધે તરી આવતું હતું. એ ટોળું સંકોચાવા નહિ ઇચ્છતું હોવા છતાં જાતીય વિશિષ્ટતાને કારણે સંકોચાતું હતું.

આમ જ્યારે બધાં આનંદ કરતાં ઘર તરફ વળતાં હતાં ત્યારે કૉલેજના કંપાઉન્ડની અંદરના ભાગમાં મૂલ્યવાન કપડાં ટાપટીપથી પહેરેલાં હતાં તેવી એક યુવતિ કોઈની રાહ જોઇ રહી હોય તેમ આંટા મારી રહી હતી. ચાલ્યાં જતાં સહાધ્યાયીઓ તરફ તે વારંવાર દૃષ્ટિ ફેંકતી ને તેઓ કેટલે આઘે નીકળી ગયાં છે તે જોતી હતી. ધીમે ધીમે કંપાઉન્ડ ખાલી થઇ ગયું—વાતાવરણને ચમકાવતી ચમક ચાલી ગઈ ને દિશાઓને ગજવતા સૂર વિરમી ગયા. યુવતીએ

કંપાઉન્ડ બહાર નીકળવા પગ ઉપાડયો, તે બહાર આવી ને સામેની હૉટલમાં સ્ત્રીઓ માટેના ખાસ રૂમમાં ચા પીવા બેઠી. એના ટેબલ ઉપર ચાનો કપ મૂકાયો તેજ વખતે પ્રૉફેસરોનું ટોળું ઝાંપા બહાર નીકળી ચાલતું થયું. યુવતી એ ટોળાને :અને ખાસ કરીને તેમાંના ઇતિહાસના પ્રૉફેસર દીનેશને જોઈ રહી. તેણે ચા પીવામાં ઉતાવળ કરવા માંડી.

પ્રૉફેસરોના ટોળામાંથી દીનેશ છૂટો પડયો. એને વિચારો કરવાનું વ્યસન પડી ગયું હતું ને આજુબાજુનાં દશ્યો જોયા કરવાની ટેવ હતી. આથી તે હંમેશાં બીજા પ્રૉફેસરોની પાછળ પાછળ ધીમેથી ચાલતો. આટલી નિશ્ચિંતતાથી ચાલે તેવો સોબતી નહિ મળવાથી તેને એકલું ચાલવું પડતું અને તે તેને ખરાબ નહિ લાગતું. ઓછાબોલો હોવાથી પ્રૉફેસરોની વાતોમાં ભાગ લઇ શકતો નહિ હોવાથી બધાની સાથે ચાલવાનું હોય ત્યારે તે મૂંઝાતો હતો. પ્રૉફેસરો અને દીનેશ વચ્ચે ધીમે ધીમે અંતર વધતું જતું હતું.

સાબરમતીનાં નિર્મળાં નીરને નિહાળતો તે એલિસબ્રીજ ઉપર ચાલતો હતો, તે વખતે પાછળથી તીણા કોમળ સ્વરે પડેલી બૂમ સંભળાઈ, "સાહેબજી..."

દીનેશે પાછળ જોયું. નિર્મળ ભૂરા આકાશના ટૂકડા જેવી ભૂરા રંગની ઝીણી સાડીથી શોભતી એક વિદ્યાર્થીની તેના તરફ ઉતાવળાં પગલાંએ આવી રહી હતી. દીનેશ ઉભો રહ્યો. આવતી યુવતી તરફ જોઈ રહ્યો. નમતા સૂર્યનાં શીતળ થતાં જતાં કિરણો સાડી ઉપરની રૂપેરી કોર ઉપર નાચતાં હતાં તેથી તે ચમકતી હતી. સાબરમતીની છાતી ઉપર થઇ સરી જતો પવન સાડીને ફરકાવતો હતો ને કિરણો હસી ઉઠતાં હોય તેમ વધારે ચમકારા ઉત્પન્ન કરતાં હતાં. યુવતી નજીક આવી. દીનેશે તેને ઓળખી.

વિલાસ કપાળ ઉપર જામેલાં પરસેવાનાં બિંદુને અંગૂઠા જોડેની આંગળી વડે લૂછી નાખી ભાવભરી નજરે દીનેશ તરફ જોઇ રહી. એનું હૃદય હસતું હતું, એની આંખ હસતી હતી, એના હોઠ હસતા

હતા. દીનેશ માટે પણ તેવું હતું. ઉરમાં કોઈ નવી ભાવનાની પાંખ ફફડી રહી હતી.

"કેમ આજે ચાલતાં ? મોટર નથી આવી ?" દીનેશે પૂછ્યું.

"આવી હતી પણ ચાલવાનું મન થયું એટલે પાછી મોકલી."

દીનેશે સ્મિત કર્યું. અમી વરસાવતી આંખે તેણે વિલાસના આખા અંગ ઉપર નજર ફેરવી. વિલાસ મોહક હતી. એના શરીરના પ્રત્યેક અવયવ ઉપર સરજનહારે સૌંદર્યના દીવડા ગોઠવ્યા હતા. એના ઘાટીલા લલાટ ઉપર વૈભવનું તેજ વિલસતું હતું. એ વીસ યા એકવીસ વરસની કુમારિકા હતી. યૌવનની મદભર વસંત એના ડીલની પાંખડીએ પાંખડીએ ઉતરી આવી મોહક સૌંદર્ય અને મુગ્ધ-કર પ્રભા ભરતી હતી.

બંને ચાલ્યાં. દીનેશના પગ ચાલતા હતા પણ આંખો વિલાસ ઉપર સ્થિર નજર નાખી રહેવા તલપતી હતી, એટલે તે વિલાસના મોં તરફ જોઈને ચાલ્યા કરતો હતો. પગ યંત્રની જેમ કામ કર્યે જતા હતા.

વિલાસે પૂછ્યું, "ફરવા જઈશું ? ફુરસદ છે ?"

"કઈ બાજુ જવું છે ?"

"નદીની રેતીમાં."

દીનેશે તે સ્વીકાર્યું. એલીસબ્રીજ પૂરો થયો, અર્ધો ઢાળ ઉતરી-ને તેઓ નદીને રસ્તે ઉતરી પડી ચાલવા લાગ્યાં. થોડું ચાલ્યા પછી વિલાસે કહ્યું, "મારી મોટર તમને ઘેર મૂકવા આવશે. સાડા ૭ વાગ્યે વિકટોરિયા ગાર્ડન આગળ મંગાવી છે."

દીનેશ કંઈ બોલ્યો નહીં. બંને નદીની રેતીમાં આવ્યાં. કપડાં ધોતા ધોબીઓ, સ્નાન કરતાં બાળક, યુવાન અને વૃદ્ધ સ્ત્રી-પુરૂષો તથા આમતેમ ટહેલતા સહેલાણી જીવડાઓ ઉપર નજર ફેંકી તેઓ આગળ વધ્યાં. ડાબી બાજુએ વિકટોરિયા ગાર્ડનમાં બેસી નદી તરફ જોઈ રહેલાં માણુસોની હાર હતી, જમણી બાજુ ઉભેલી વૃક્ષરાજી દેખાતી હતી અને તેમાં ધોળાં મકાનો તગી ઉઠતાં

હતાં. સામી બાજુએ રેતોની સફેદ પથારીમાં આળોટતી મદમસ્ત નાગકન્યાસમી સાબરમતીનો સાંકડો પટ લંબાતો હતો. સામે કિનારા ઉપરની મીલનું ભુંગળુ એકલું-અટૂલું આકાશ તરફ વધી ઉભુ હતું. દીનેશના અંતરમાં આકાંક્ષાના અંકુર ફૂટતા હતા, "વિલાસ મારી થાય તો ?"

વિલાસ અને દીનેશ પહેલાં તો મિત્રસંબંધે જોડાયાં હતાં. જેમ જેમ વખત વીતતો ગયો તેમ તેમ બંનેનાં અંતરોમાં એકજ પ્રકારના ભાવ જન્મી, વધતા ગયા. બંનેની આંખો એમનો આંતર-ભાવને વ્યકત કરતી હતી. સ્ત્રી અને પુરૂષમાં કોણુ જાણે એવાં શાય તત્ત્વો છે કે સરખું જોડું થઇ શકે તેવાં નર-નારીઓ વચ્ચેનો મૈત્રી સંબંધ અમુક વખત પછી રૂપ બદલે છે, ને તદ્દન નવું સ્વરૂપ ધારણુ કરે છે; અને જ્યારે કુંવારાં સ્ત્રી-પુરૂષ વચ્ચે એ સંબંધ જામે છે ત્યારે લગ્નની મહેચ્છા પ્રગટે છે. દીનેશ અને વિલાસના અંતરમાં એ મહેચ્છા પ્રગટી હતી પણુ વાણી દ્વારા વ્યકત નહોતી થઇ.

"અહીં બેસીશું ? શાન્તિ છે." એલિસબ્રીજથી ઘણે દૂર ગયા પછી વિલાસે કહ્યું.

"અને એકાંત છે." દીનેશના મોંમાંથી આપોઆપ શબ્દો સરી પડયા.

વિલાસના ગાલ ઉપર શરમના શેરડા પડી ગયા. અંતરમાં મીઠો ખળભળાટ થવા લાગ્યો. મોં હસુંહસું થઇ રહ્યું. દીનેશના શબ્દો તેને દુઃખદાયક થઈ પડયા હોય તેવું જણાયું નહિ. એણે ત્રાંસી નજરે મલપતા વદને દીનેશના સામું જોઇ જવાબ આપી દીધો.

બંને બેઠાં.

આજે દીનેશને ચાયનાકાર્ડનો કોટ અને ટસરનું પાટલુન બગડવાની બીક નહોતી. રેશમી મોજાં અને 'ફ્લેક્સ' બુટ માટે ચિંતા નહોતી. વિલાસ માટે પણુ તેવું હતું. મૂલ્યવાન સાડીની દરકાર કર્યા સિવાય તે ડાબા હાથ ઉપર શરીર ટેકાવી જમણી બાજુ બંને પગ લંબાવી બેઠી. બંનેનાં હૃદયમાંથી એકજ પ્રકારનું સંગીત

સ્રવતું હતું. બંને એકજ આશાની ટમટમતી જ્યોત ઉપર નજર ઠેરવી રહ્યાં હતાં. શરીર જૂદાં હતાં: હૃદય એક હતાં !

"સાહેબ, તમને ઇતિહાસ શુષ્ક નથી લાગતો ?" થોડી વાર પછી વિલાસ બોલી.

"ઇતિહાસ શુષ્ક ? નહિ જ. ઈતિહાસ પોતે અનેક રસિક ઘટનાઓનાં રત્નોને લઇ વહેતી રસની સરિતા છે. જે એમાં ડૂબકી મારે છે તે રસિકતાથી ભીંજાય છે."

"મને તો ઇતિહાસ શુષ્ક લાગે છે. એનું નામ સાંભળું છું ને મગજ ભમી જાય છે. આ રાજા મરી ગયો અને આને છોકરો નહોતો એટલે ગાદી માટે આમ થયું ને તેમ થયું: એ બધાની જરૂર શી ? ભૂતકાળમાં કયો રાજા ચઢી આવ્યો ને કયો રાજા તથા તેની કઈ પ્રજા પદદલિત થઈ રહેંસાઇ ગયાં તે વર્તમાનકાળમાં ન જાણ્યું હોય તો શું સત્યાનાશ નીકળી જવાનું છે ? અંગ્રેજોએ નેપોલિયનને સેંટ• હેલિનામાં રાખ્યો કે બકીંગહામ પેલેસમાં એ જાણવાનું પ્રયોજન શું ?"

"એ બધું નકામું નથી."

"ભલે. નેપોલિયન જોસફાઇનને ચાહતો હતો ?"

"તેનું તારે શું કામ છે ?"

"એ ઇતિહાસ નથી ? જવા દો એ વાત. તમને તમારૂં નામ ગમે છે ? મને તો મારૂં નામ નથી ગમતું." વિલાસે વશ કરી દે તેવી ઢબે કહ્યું.

"શાથી નથી ગમતું ?"

"જોસફાઇન ! ઓહો ! કેટલું સરસ નામ છે !".

"પણ તે નેપોલિયનની સ્ત્રી હતી."

"તે હું જાણું છું. તમને અંગ્રેજો કેદ કરે તો ક્યાં રાખે ?" વિલાસની ત્રાંસી આંખમાંથી અને હાસ્યમાંથી એવી શક્તિ ઝરતી હતી કે દીનેશ તેના તરફ વિવશ બની ખેંચાવા લાગ્યો. તેને વિલાસની આવી વાતો ન ગમી પણ આશાના તંતુએ બંધાઈ નિર્બળ

બની, આકાંક્ષાની તૃપ્તિની લાલચે બંડની શક્તિ ગુમાવી બેઠો હતો એટલે મેં ઉપરથી અણગમો દેખાઇ ન જાય તેટલી સાવચેતી રાખી વાતો જારી રાખી.

"સાબરમતી જેલમાં કે પછી યરોડા."

"સેન્ટ હેલિનામાં નહીં?"

"હું નેપોલિયન નથી ને!"

"થવા માગો છો ખરા? હું તો જોસફાઇન બની ગઈ છું."

વિલાસની આવી ઉડતી વાતોથી પ્રથમ તો દીનેશ મૂંઝાયો પણ છેવટે ઉદ્દેશ સમજાયો. આનંદથી તેજસ્વી બનેલા ચહેરે તે બોલ્યો, "તું મને ચાહે છે?"

વિલાસે માથું નમાવ્યું ને આંગળી વડે રેતીમાં લખ્યું, "હું તમને હૃદયના અનુરાગથી ચાહું છું."

બેમાંથી કોઇને શું બોલવું તે સૂઝયું નહીં એટલે રેતી સાથે રમત કરતાં થોડીવાર સુધી બેસી રહ્યાં. દરમિયાન તેમની નજર વારંવાર એકબીજા તરફ વળતી ને કેટલીક વખત એકતાર થઈ જતાં શરમાઇ નીચું જોઇ લેતાં.

"તમે મને ચાહો છો?" વિલાસે પૂછ્યું.

"હા, મારી કીકીમાં તારી છબી વસેલી નથી દેખાતી?"

"દેખાય છે. મારી કીકીમાં તમારી છબી વસેલી તમે જોઇ શકો છો?"

"જરૂર-જરૂર."

એ વખતે છ વાગ્યા ને મીલોની વ્હીસલો સંભળાઈ. કારણ ગમે તે હો પણ રોજે સંભળાતી વ્હીસલોથી આજે દીનેશને બીક લાગી, આખા અંગમાં કંપારી વછુટી ને ઝીણી ઝણઝણાટી પ્રગટાવી વિલીન થઇ ગઇ.

## પ્રકરણ ૨

## ગાંડાંતૂર

“મોટર લાવું?” શૉફરે બૂમ પાડી.

“ના. આજે કૉલેજમાં નથી જવાની.” વિલાસે જવાબ દીધો. પોતે કૉલેજમાં જવા નથી ઇચ્છતી એમ શૉફરને જણાવ્યું પણ તે ચોક્કસ નહોતી. હજી તો જવું કે ન જવું તેના વિચારો કર્યા કરતી હતી. શૉફરને જવાબ દીધા પછી તે આયના પાસે ગઇ ને પોતાનો ચહેરો જોયો. વાળ અને કપડાં ઠીકઠાક કરી ઓરડામાં આંટા મારવા લાગી.

“ ચીમનભાઈ આવ્યા છે.”

કામ કરનાર ડોશીએ આવી સમાચાર આપ્યા. વિલાસને એક-દમ ઓળખાણ પડયું નહિ એટલે આંટા મારતી અટકી ઉભી રહી. વિચાર કરી કંઇક યાદ આવ્યું એટલે બોલી, ‘ આવવા દે.” ડોશી ચાલી ગઈ ને વિલાસે આંટા મારવાનું ચાલુ કર્યું. થોડી વાર પછી એક પુરુષ ઓરડામાં દાખલ થયો.

“મહેન્દ્રનો કાગળ છે?” ખુરશીમાં બેસતાં બેસતાં ચીમને પૂછ્યું.

“ ના, કોઈ મડમડીના પ્યારમાં પડી ગયો હશે.”

“એટલે છેટે જવું તે ભણવા કે પ્યાર કરવા!”

"કેમ, એ કામ સાથે ન થઇ શકે?"

"થાય કે ન થાય. મારે શું?" કંટાળાથી ચીમન બોલ્યો. "હું તો તેનો કાગળ છે કે નહિ તે પૂછવા આવ્યો હતો. મારે બીજી શી પંચાત? પણ તમે કાગળ નહિ લખ્યો હોય."

"એવું જ થયું છે."

"ભૂલી ગયાં? મહેન્દ્રને ભૂલી ગયાં?"

"ના, ના, યાદ આવે છે......"

"છતાં કાગળ નથી લખતાં! આશ્ચર્યની વાત છે."

"આ તો મિત્રની વકીલાત કરતા હશો, ખરૂં?"

"મારો તો મિત્ર છે પણ હા હા હા હા......" ચીમન હસતાં હસતાં આગળ બોલ્યો, "તમારો તો......"

"જે છે તે છોને રહ્યો?"

"રહેલો જ છે; છતાં કાગળ લખવાનું ભૂલી જાવ છો. કોઇ બીજા જોડે સ્નેહ..."

પોતાના ઉપર ખોટો આક્ષેપ થતાં, ક્રોધથી સળગી ઉઠી. નિર્દોષ માણસ જેવી ગર્જના કરે તેવી વિલાસે ગર્જના કરી, "એટલે?" ચીમનનું મોં પડી ગયું. તે બિચારો ડધાઇ ગયો ને નીચું જોઈ રહ્યો. વિલાસ-ની આંખમાં ખુમારી ચમકી. શરીરને અક્કડ કરી, ડોળા કાઢી આગળ બોલી, "તમે કહેવા શું માગો છો?"

ચીમન વિલાસના ઉગ્ર સ્વરૂપને જીરવી ન શકયો. એ વગર બોલ્યે ધીમેથી ઉભો થયો ને સરકી ગયો. વિલાસ દીનેશને ચાહવા લાગી છે તે જાણતો નહિ હોવા છતાં ભોળાભાવે બોલી ગયો અને વિલાસ છેડાઈ પડી! માણસ કેટલું વિચિત્ર પ્રાણી છે! પોતાની નાલાશી તે જાણે છે છતાં વળગી રહે છે ને છૂપાવવા પ્રયત્નો કરે છે!

વિલાસ મહેન્દ્ર નામના એક યુવકને ચાહતી હતી. બંને વચ્ચેનો સંબંધ ગાઢ હતો પણ અત્યારે મહેન્દ્ર અમેરિકામાં હતો. પરિણામ

એ આવ્યું કે મહેન્દ્રની ગેરહાજરીથી વિલાસનું હૃદય તેના તરફ ખેંચાતું ઓછું થયું. જુનો પ્રેમ નિર્બળ થયો ને નવી વૃત્તિ જાગી. દીનેશ સાથે સંબંધ થયો અને પ્રેમમાં પરિણમ્યો. આમ છતાં મહેન્દ્રનું આકર્ષણ તદ્દન નાશ નહોતું પામ્યું. જુના અને નવા પ્રેમના સરખા ખેંચાણ વખતે વિલાસને ગંભીરતાથી વિચાર કરવાની જરૂર જણાઈ. દિવસો સુધી વિચાર કર્યા પણ નિર્ણય ન કરી શકી. આ બાજુ દીનેશ સાથેનો સંબંધ વધારે ને વધારે મજબુત થતો ગયો. બંને એક બીજાની નજીક આવવા લાગ્યાં છતાં હૃદય ઉઘડયાં નહોતાં. અંતે જુનો સંબંધ પરાજય પામ્યો ને નવો જીત્યો. પરિણામ આપણે પહેલા પ્રકરણમાં જોઇ ગયા છીએ.

ચીમનના ગયા પછી વિલાસનું મગજ ફરીથી વિચાર કરવામાં રોકાઈ ગયું. જે થાય છે તે યોગ્ય થાય છે કે અયોગ્ય તેનો નિર્ણય કરવા બેઠી. બંને બાજુએ પુષ્કળ દલીલો હતી. વિલાસ કંટાળી, મુંઝાઇ છતાં નિર્ણય ન જ થયો. હજી તો એ ગડમથલમાં પડી હતી, તેવામાં બકુલા આવી. વિલાસે દીનેશ સાથેના પોતાના સંબંધની વાત કહી સંભળાવી. બકુલા વિચારમાં પડી. એણે ઘણા વિચાર કર્યા પણ બીલકુલ બોલી નહી.

બધી વાત સાંભળી તે બોલી, " દીનેશ કેવો માણુસ છે ?"

" ભાભી, એમને માટે પૂછવાનું હોય ?" વિલાસે જવાબ આપ્યો. દીનેશ માટે હૃદયમાં અતિશય માનવૃત્તિ ઉભરાઇ રહી છે તે આનંદને લીધે લાલ થઈ ગયેલા ચહેરા ઉપરથી, ચમકારા મારતી આંખો ઉપરથી અને સુસવાટાબંધ નીકળતા શબ્દો ઉપરથી સમજી શકાય તેવું હતું. બકુલા એ ભાવ ઉકેલવામાં રોકાઇ. વિલાસ આગળ કહેવા લાગી, " વિદ્વાન છે, વિચારવંત છે, સદ્દગુણસંપન્ન છે, બુદ્ધિમાન છે. એકંદરે જે ગુણો ધરાવનાર માણસને આપણે સારો કહીએ તે ગુણો તેમનામાં છે." કહી તે બકુલાના મોં તરફ તાકી રહી.

" તમારી મૈત્રી અવિચળ ટકો. તમારા સંબંધમાંથી સંસારને

સૌરભવંતો બનાવે તેવો પ્રેમ પ્રગટો." થોડી વાર અટકી બકુલાએ પૂછ્યું, પણ "મહેન્દ્રનું શું?"

"એને ભૂલવા માગું છું."

"બ...સ?"

"મહેન્દ્ર કરતાં દીનેશ વધારે લાયક છે. એક રીતે નહીં, બધી રીતે. મહેન્દ્ર સાથે લગ્ન કરવા કરતાં દીનેશ સાથે જોડાવામાં જીવનનું અને આત્માનું કલ્યાણ છે. મને લાગે છે કે મહેન્દ્ર કરતાં દીનેશ મારા વિકાસને વધુ અનુકુળ થશે, મારી મનોવૃત્તિઓને પીછાની કદર કરશે, જે જીવનસુખોની ઝંખના લગ્નની ક્રિયા પાછળ રહેલી છે તે વધારેમાં વધારે ફલિત કરવા મહેન્દ્ર કરતાં દીનેશ વધારે પ્રયત્ન કરશે."

"મારી સાથે મેળાપ કરાવી આપશો?"

"જરૂર." જુસ્સાથી બોલી વિલાસે કાંડા ઉપરના ઘડિયાળમાં જોયું. પછી તે બોલી, "કૉલેજમાં જવાનો વખત થવા આવ્યો છે. તેઓ હજી ઘેરથી નીકળી નહિ ગયા હોય. તૈયારી કરતા હશે. કહો તો હમણાં જ બોલાવું. અમે બંને અહીંથી સાથે કૉલેજમાં જઈશું. બોલાવું?"

"બોલાવો."

વિલાસે ઘંટડી વગાડી, કામ કરનારીને બોલાવી કહ્યું, "જા, શૉફરને કહે કે દીનેશને મકાને મોટર લઇ જાય ને તેમને તેડીને ઝટ પાછો આવે. વાર ન લાગે."

કામ કરનારીએ જઇને શૉફરને કહ્યું. મોટર ઉપડી. દીનેશ કૉલેજમાં જવા કપડાં પહેરી તૈયાર થયો હતો. ઘર બહાર નીકળવાની તૈયારી કરતો હતો તેવામાં શૉફરે આવી કહ્યું, "આપને બંગલે બોલાવે છે. મારી સાથે ચાલો. મોટર તૈયાર છે."

દીનેશ મોટરમાં બેઠો. મોટર "ગ્રીન કૉટેજ" તરફ ઉડતી હોય તેમ દોડવા લાગી. પાંચ–દસ મિનિટમાં તો દીનેશ વિલાસીનીના

ઓરડામાં દાખલ થયો. 'આ આવી પહોંચ્યા' કહી ખુરશીમાં બેઠેલી વિલાસ દીનેશ તરફ જોઈ રહી. બકુલા ઉભી થઈ ખુરશી બતાવતાં બોલી, "પધારો." અને તેણે નમસ્કાર કર્યા. નમસ્કાર સ્વીકારી દીનેશ ખુરશીમાં બેઠો.

"આ મારાં ભાભી." વિલાસે બકુલાનું ઓળખાણ કરાવ્યું.

"તમને જોઇને હું ઘણો ખુશ થયો છું." દીનેશે બકુલાને કહ્યું.

"આભાર, તમને જોઇને મને પણ આનંદ થયો." બકુલાએ કહ્યું. વાર્તાલાપ આગળ વધ્યો:—

"હું તમને મળવા ઇચ્છતો જ હતો. કદાચ કાલે આવત."

"તમારી વાત નીકળી એટલે આજે જ બોલાવ્યા."

આ પછી કેટલીક આડીઅવળી વાતો ચાલી. વાર્તાલાપ દરમિયાન બકુલાએ દીનેશની મુખમુદ્રાનું બારીક અવલોકન કર્યું. દીનેશમાં દૂષણ ન દીઠું.

"અમારાં નણંદ સાહેબનું દીલ જીતવા બદલ અભિનંદન આપું છું." બકુલાએ હસતાં હસતાં કહ્યું.

"ગર્વ સાથે તે સ્વીકારૂં છું."

બધાંનાં મોં ઉલ્લાસની પ્રભાથી તેજસ્વી બન્યાં. ઉલ્લાસના એ તેજમાં બકુલાએ દીનેશ માટે અને દીનેશે બકુલા માટે મગજમાં સારી છાપ પાડી લીધી. એ ઘડી ટુંકી હોવા છતાં અમોલી હતી, સાદી હોવા છતાં સૌરભવાળી હતી, અલ્પજીવી હોવા છતાં ચીરંજીવી સંબંધ બાંધી આપનારી હતી.

"હવે હું જઇશ." કહી બકુલા ઉઠી. દીનેશ તરફ ફરી તે કહેવા લાગી, "વારંવાર મળતા રહેજો હોં. આજે તમારી સાથે જે થોડો વખત વ્યતીત કર્યો તે ભારે આનંદ વચ્ચે પસાર થયો છે. હવે કયારે પધારશો?"

"આવીશ. જ્યારે આવીશ ત્યારે તમને મળીશ–મળ્યા સિવાય નહિ જાઉં."

"ઠીક ત્યારે. જે, જે."

"જેજે."

બકુલા ચાલી ગઈ. દીનેશે વિલાસને કહ્યું, "વખત થયો છે. આવવું છે ને?"

"હા, ચાલો. આજે આવવાનો વિચાર નહોતો પણ તમને અહીં બોલાવવાનું નક્કી કરતી વખતે મેં બકુલા ભાભીને કહ્યું હતું એટલે આવવું પડશે."

બંને મોટરમાં બેઠાં. મોટર કૉલેજ તરફ ઉપડી.

એ દિવસે વિલાસ બધાની વચ્ચે અજબ ગૌરવથી બેઠી. રોજ તો એ ઇતિહાસના વખતમાં બને તેટલું પાછળ બેસવા પ્રયત્ન કરતી પણ આજે સૌથી આગળ બેઠી. અને જ્યારે દીનેશ ઇતિહાસ શીખવવા આવ્યો ત્યારે તેનું હૃદય હર્ષાતિરેકથી નાચવા લાગ્યું, મુખમંડળ ઉપર અજબ જ્યોતિ ઝળકી ઉઠી. ઇતિહાસ શિક્ષક ઉપર તેનો એકલીનો અધિકાર હોય તેમ સહાધ્યાયીઓ અને સહાધ્યાયીનીઓ તરફ ગૌરવ અને કડકાઈથી તે વારંવાર જોતી હતી. શીખવવામાં આવતું હતું ત્યારે તેણે એટલી એકાગ્રતાથી ધ્યાન આપ્યું કે ઇતિહાસના સમયમાં ઝોકાં ખાવાનો ધંધો કરતી વિલાસ અને તેની એકાગ્રતા સૌને મન આશ્ચર્ય અને તે પછી ચર્ચાનો વિષય થઈ પડયાં.

"આજે વિલાસનો વિલાસ ઉડી ગયો લાગે છે."

એક બાજુ ઇતિહાસ શીખવવામાં આવતો હતો ત્યારે બીજી બાજુ યુવાન વિદ્યાર્થીઓમાં ગુસપુસ ગુસપુસ વાતો ચાલી.

"ઉડી જ જાયને! ગઇ કાલે બંને સાથે ફરવા ગયાં હતાં."

"અને આજે બંને આવ્યાં હતાં પણ મોટરમાં–સાથે."

"એકમેકના અંતરમાં પ્રેમની સાંકળી તો નથી ગુંથાતી ને!"

"જગદીશચંદ્ર બોઝને ખબર આપીએ. એમણે એવું પારખી કાઢવાનું યંત્ર શોધ્યું હોય તો!"

જુવાન વિદ્યાર્થીઓનું તોફાન આગળ વધ્યું. એક જણે ચિઠ્ઠી લખી, દૂર બેઠેલા વિદ્યાર્થીને હાથોહાથ મોકલી. એ ટોળી પણ વાતે વળગી. થોડી વારમાં આખો ઓરડો ધીમા ગણગણાટથી ભરાઈ ગયો. પ્રૉફેસરનું વ્યાખ્યાન સાંભળવાનું અશક્ય થઇ પડયું.

"સાઇલન્સ પ્લીઝ." ગણગણાટને દાબી દેતો દીનેશનો અવાજ હૉલમાં ગાજ્યો.

ગણગણાટ ઘડીભર વિરમી ગયો. કોઇ દિવસ નહિ ને આજે દીનેશને ત્રણ–ચાર વખત 'સાયલન્સ પ્લીઝ'નો પોકાર કરવો પડયો. જો બીજો કોઇ શિક્ષક હોત તો જરૂર આજે વિદ્યાર્થીઓને હાથે બની ગયો હોત; પણ દીનેશ તરફ તેઓ માન અને પ્રેમથી જોતા હોવાથી કંઇ થયું નહિ; છતાં વિલાસની તરફ એ લોકો બીજી જ નજરથી જોવા લાગ્યા.

સમય પૂરો થયો. દીનેશ ચાલ્યો ગયો.

કૉલેજ છૂટી.

વિલાસ તેની એક સખી સાથે બહાર નીકળી. મોટર જરા છેટે ઉભી રહી હતી. બંને સખીઓ વાતો કરતી તે તરફ ચાલવા લાગી.

"આજે ઇતિહાસનું વ્યાખ્યાન બહુ જ સરસ હતું." વિલાસથી વાત કર્યા સિવાય ન રહેવાયું. એના હૃદયમાં જે ખળભળાટ થઇ રહ્યો હતો તે આ રીતે થતી વાતચીતથી જાહેર નહિ થઇ જાય એવી તેની માન્યતા હતી.

"તેં આજે જ ધ્યાન આપ્યું તેથી......"

"નહીં તો ?"

"કોઇ દિવસ નહીં તેટલું ખરાબ." જરા વાર પછી તે બોલી, "પણ તેં આજે ધ્યાન આપ્યું તે નવાઇની વાત છે. ઇતિહાસ પ્રત્યે એકાએક પ્રેમ કયાંથી પ્રગટી નીકળ્યો !"

ઉષાનો પ્રશ્ન મોટરમાં બેસવાની ક્રિયા પાછળ ડૂબી ગયો. બંને સખીઓ બેઠી. મોટર સડસડાટ ચાલવા લાગી. ધૂળ ઉડાડતા તોફાની વંટોળિયાની જેમ દોડી જતી મોટરને બધા વિદ્યાર્થીઓએ જોઇ. જુદા જુદા ભાવ ધરાવતી હજારો આંખો તેના ઉપર તાકી રહી, અનેક મોંમાં નવી વાત મૂકતી ગઇ.

મોટરમાં વાર્તાલાપ શરૂ થયો:

" વિલાસ, તું આજે પ્રૉફેસર તરફ કેમ તાકી રહી હતી ?"

વિલાસના હૈયામાં ચડકાટ ઉદ્‌ભવ્યો. જે દૃષ્ટિપાતને તે ગુપ્ત માની રહી હતી તે કેટલીક આંખો જોઇ ગઇ છે તેનું ભાન થતાં મોં ઉપર શ્યામ છાયા ઉતરી આવી. વિલાસની ચાલાકીએ એ છાયાને વધુ વખત જીવવા ન દીધી, તોપણ એનું હૃદય ધડકતું હતું. એ જવાબ આપવા અસમર્થ હતી, એની પાસે જવાબ નહોતો; છતાં ખુલી પડી ગયેલી વાતને છૂપાવવા બોલી, " સામે જોયા સિવાય કહેનાર શું કહે છે તે ઓછું સમજી શકાય છે ? સામે જોવું તો પડે જ."

" પ્રૉફેસર પણ તારા તરફ જ જોતા હતા."

ઉષાના આ વાક્યે વિલાસને સાવ નિરુત્તર બનાવી દીધી. વિલાસ શરમાઇ ખરી પણ બીજી જ ક્ષણે એનું હૃદય ગૌરવથી ફૂલ્યું. પોતે કૉલેજની શ્રેષ્ઠ અને ભાગ્યશાળી વિદ્યાર્થીની છે એમ તેને લાગ્યું. ઉષાનું મકાન વિલાસના રસ્તામાં આવતું હતું. મકાન આવ્યું ને તે ઉતરી પડી ત્યાં સુધી ઉષાએ આવી રીતે સખીની રેવડી દાણાદાણ કરી આનંદ પ્રાપ્ત કર્યો.

બંગલે આવી વિલાસ પુસ્તક લઇ પલંગમાં પડી. તે વાંચતી હતી છતાં મગજ વિચાર કર્યા કરતું હતું એટલે ઘણી વખત વાંચવાનું પડતું મૂકી પુસ્તકને છાતી ઉપર ઉંધું મૂકી વિચાર કરતી. આવી રીતે પોણો કલાક પસાર કર્યો. કંઇક સૂઝી આવવાથી તે એકદમ ઉઠી, ટેલિફૉન ઉપર ગઇ અને રીસીવર હાથમાં લીધું.

" આજે ફીલ્મ જોવા જઇશું ?" વિલાસે દિનેશને પૂછ્યું.

" જઇશું. બીજું કોઇ આવવાનું છે ?"

" ના. આપણે બે જ છીએ. હું તમારે મકાને આઠને શુમારે આવીશ. તૈયાર થઇ રહેજો. બનશે તો વહેલી આવીશ."

" ભલે."

વિલાસે રીસીવર મૂકી દીધું.

શો શરુ થવાને એકાદ કલાકની વાર હતો ને વિલાસ મોટરમાં દીનેશને ઘેર ઉપડી. ચા–પાણી કરી દીનેશે કપડાં પહેર્યાં. આ વખત દરમિયાન તેમની વચ્ચે ઘણી વાતો થઈ, અને તે બીજાંને ક્ષુદ્ર લાગે તેવી હોવા છતાં વિલાસને રસદાયક થઇ પડી.

બંને "સિનેમા ડી ફ્રાન્સ"માં આવ્યાં.

ફીલ્મ સરસ હતી પણ વિલાસને મઝા ન પડી. એનું ચિત્ત કોઈ બીજી ભૂમિમાં ભટકતું હતું. એ ફીલ્મ જોવા નહોતી આવી પણ એ બહાને દીનેશ સાથે વખત પસાર કરવા અને તેની સાથે રહેતાં થતો આનંદ ભોગવવા ઇચ્છતી હતી. એ દીનેશના અંગને અઢેલીને બેસવા માગતી હતી. દીનેશને પણ ફીલ્મ જોવાનો શોખ નહોતો પરંતુ જેવી વિલાસની માનસિક દશા હતી તેવી તેની હતી. આથી જ તે વિલાસની ઇચ્છાને વગર આનાકાનીએ આધીન થયો હતો. બંનેનાં હૃદયો વિલાસની લાલસા ધરાવતાં હતાં. તેમની વચ્ચેના પ્રેમે પ્રગટ થવામાં જેટલો સમય લીધો હતો તેટલો વખત તેને દૃઢ બનાવવા પાછળ આપવા નહોતાં ઇચ્છતાં; પરિણામે તેઓ જેને 'પ્રેમ' કહેતાં હતાં તેની વૃદ્ધિ કરતાં, તેની દૃઢતા કરતાં ઉપભોગને માર્ગે વધુ ત્વરાથી આગળ વધી રહ્યાં હતાં—જોકે દીનેશ વિલાસના જેટલો પાગલ નહોતો બન્યો. બેમાંથી કોઇએ ફીલ્મ સંપૂર્ણ અને સારી રીતે જોઇ નહોતી તો પણ દીનેશે વિલાસ કરતાં વધારે સારી રીતે અને રસપૂર્વક જોયું હતું.

"ફીલ્મ કેવી લાગી?" દીનેશે ફીલ્મ પૂરી થયા પછી પૂછ્યું.

"કંઇ મઝા ન પડી."

"કંઇ મઝા ન પડી? આવી સરસ ફીલ્મ હતી ને! આશ્ચર્યની વાત છે!"

"આશ્ચર્યની નહીં રસવૃત્તિની. ચાલો કોઇ ઇંગ્લિશ ફીલ્મ જોઇએ."

"આ એક જોઇ છતાં!"

"એમાં શું! ચાલો વિક્ટરમાં."

બંને "સિનેમા ડીફાન્સ"માંથી નીકળી વિક્ટર સિનેમામાં આવ્યાં. યુરોપીયન મહિલાઓની સ્વચ્છંદી પ્રેમગોષ્ટિ જોઇ વિલાસને ખૂબ મઝા પડી. કોઇ પણ પ્રકારે–પહેરવેશના ઠઠેરાથી પતંગિયા જેવાં અંગ બનાવવાની તેમની કાળજી બદ્દલ તેના અંતરે ધન્યવાદના ઉદ્દગારો કાઢયા. અને જ્યારે એક પ્રેમીયુગલના લગ્નનો પ્રસંગ આવ્યો ત્યારે તો એનાં હૈયામાં કંઈ કંઈ આશાઓ અને કંઈ કંઈ અભિલાષાઓથી રંગાયેલા આનંદનાં પૂર આવ્યાં.

"આ લોકોની લગ્નપ્રણાલિકા કેટલી સરસ છે ?" વિલાસ દીનેશને રણકારભર્યા અવાજે કહેવા લાગી. "આ લગ્ન સર્વોત્કૃષ્ટ. પ્રેમલગ્ન સિવાય ગૃહ સંસારમાં ભડકા ઉછળવાના. પ્રેમલગ્ન સિવાય સામાજીક જીવનના ઉદ્ધારની કે વ્યક્તિઓના જીવનસાફલ્યની આશા રાખવી તે વ્યર્થ છે. મૂર્ખ અને વેદિયો હિંદુસમાજ એ ગરવો દિવસ ક્યારે જોશે જ્યારે પ્રત્યેક પરણેલી વ્યક્તિ પ્રેમલગ્નની અતૂટ સાંકળથી જોડાયેલી હોય! ઢીંગલા અને ઢીંગલીનાં મૂર્ખતાપૂર્ણ લગ્નની રીત આથમશે અને પ્રેમલગ્નની પ્રણાલિકાનો સૂર્ય મધ્યઆકાશે આવશે ત્યારે ઘેર ઘેર આનંદ મંગલ ગવાતાં હશે. દીનેશ, આપણાં લગ્ન કેવા ગણાશે ?"

"તને કેવાં લાગે છે ?"

"પ્રેમનાં. એ લગ્નનું નામ 'પ્રેમલગ્ન'! આહા! લગ્ન પછી આપણે સુખમાં કેવાં મહાલીશું ? આપણી વચ્ચેથી શરમનો પડદો સરી જશે, કૌમાર્યની શારીરિક અને માનસિક પવિત્રતાનું સંરક્ષણ કરવાની ફરજની દિવાલ ખસી જશે અને આપણે જગતને ભૂલી કોઈની પણ સ્પૃહા વગર પ્રેમના મહોદધિમાં મહાલીશું. આકાશમાંના તારાઓ આપણા સુખી સંસારને ટમટમતા જોયા કરશે, રસરાજ રસધાર વરસાવી આપણા જીવનને રસાર્દ્ર બનાવશે અને પંખીઓ એમના કિન્નર કંઠથી આપણાં જીવનની કવિતા ગાતાં આશીર્વચનો ઉચ્ચારશે. ઓહો ! આપણો પ્રણયવિનિમય કેટલો મધુર હશે ?"

—અને પછી તરત છૂટાછેડાનો દેખાવ આવ્યો. વિલાસે તે જોવા ખાતર જોયો. પ્રેમલગ્ન અને છૂટાછેડા વચ્ચે જરાય સખ્ય ન હોવું જોઈએ, તેને બદલે આવી વિષમ પરિસ્થિતિ ઉત્પન્ન થાય છે તે ક્યાં તત્ત્વોને આભારી છે તેનો પણ તેને વિચાર ન થયો. શા માટે આવે ? એ બીજા તરફ ચશ્મપોષી કરી પહેલાને મહત્ત્વનું ગણાવવા માગતી હતી.

બિભત્સ ફીલ્મ જોવાથી દીનેશની વૃત્તિઓ પણ ઉશ્કેરાઈ ગઈ; પરંતુ આટલાં બધાં માણસો વચ્ચે બેવકૂફ બનવા તેનું જીગર તૈયાર નહોતું.

" કાલે મારે ત્યાં જમવા આવશો ? " વિલાસે દીનેશને પૂછ્યું. " મારો જન્મ દિવસ છે. "

" ઓહો ! તો તો જરૂર આવીશ; એક દિવસ વહેલું કહ્યું હોત તો સારું થાત. સારી ભેટ ખરીદી શકાત. મોડું કહેવાથી મન પસંદ ચીજ પ્રાપ્ત કરવાનો અવકાશ નહિ રહે. "

" મને ભેટ આપવાના છો અને તે ખરીદવાના છો ? મેં ધાર્યું હતું કે હવે તમારી પાસે કશું રહ્યું નથી. " દુઃખી અવાજે વિલાસ આગળ બોલી, " હું તમારું હૃદય જીતી ગયાનું અભિમાન કરી ગૌરવથી ફૂલાતી હતી; પણ હવે ખબર પડે છે કે તેમાં મારી ભૂલ હતી. આ જગતમાં બીજી એક ભાગ્યશાળી અને મારી હરિફ—વિજેતા હરિફ સ્ત્રી છે. " અને તે હસી પડી.

" આટલી બધી શંકા ! " દીનેશ પણ હસ્યો.

થોડી વાર પછી ફીલ્મ પૂરી થઈ ને બંને ઉઠયાં.

# પ્રકરણ ૩

## બકુલા અને તેનું વ્યક્તિત્વ

કેટલાંક માણસો શાસન કરવા જ જન્મેલાં હોય છે. તેઓ ગરીબ હોય, ઓછાં વિદ્વાન હોય કે હીન દશામાં આવી પડેલાં હોય તો પણ પોતાની આજુબાજુના નાના કે મોટા સમુહ ઉપર પ્રેમભરી કે ગુમાનભરી સત્તા ચલાવે છે. આ સત્તા મેળવવા તેમને મૂલ્ય આપવું પડતું નથી. કુદરત સાનુકુળ સંયોગો ઉભા કરે છે ને એ ભાગ્યશાળી માનવીને ઉંચું સ્થાન આપે છે. બકુલા શાસન કરવા જ જન્મેલી પ્રતિભાશાળી નારી હતી. તેના સમાગમમાં આવનાર પ્રત્યેક વ્યક્તિ ઉપર તેની પ્રતિભા પડતી ને અક્કડ માણસોનેય નમાવતી. પોતાના સંસારની કાર્યવાહીમાં એનો પ્રત્યક્ષ હિસ્સો બહુ થોડો હતો છતાં એ જ કાર્યવાહીમાં એનો હિસ્સો કોઇ પણ કરતાં ચઢે તેવો હતો. બકુલાના પતિનું નામ દુર્ગાપ્રસાદ. શેઠ દુર્ગાપ્રસાદ અમદાવાદમાં કેટલીક મીલો ધરાવતા હતા. એમની રોજની આવક દશ હજાર રૂપિયા ગણાતી.

શેઠ દુર્ગાપ્રસાદ અમદાવાદમાં સૌ કરતાં વધારે સુખી ગણાતા. લક્ષ્મી એનાં મુક્તહાસ્ય વેરતી તેમના આંગણામાં મહાલતી હતી.

મોટા મોટા સામ્રાજ્યશાસકને ભાગ્યે મળે તેવી બુદ્ધિમાન, સદ્‌ગુણી અને સૌંદર્યમયી પત્નીના તે પતિ હતા. જોઈને આંખ ઠરે અને ઓળખીને હૈયું ઠરે તેવાં બાળક-બાળકીઓના તે પિતા હતા; આમ એમની સંસારવાડીમાં નિત્ય વસંતના પ્રફુલ્લ વાયરા વાતા ને એ વાટિકા નિરંતર સ્નેહ અને સુખની સૌરભથી આજુબાજુના વાતાવરણને ઉલ્લાસમય, નવચેતનપૂર્ણ રાખતી. ન મળે ત્યાં વિષમ પરિસ્થિતિની પાવક જ્વાળા, ન મળે ત્યાં દુઃખના ઉંના નિસાસા, યા ન મળે ત્યાં અસંતોષ કે ઉગ્રતા. એકંદરે આખું તંત્ર સુખી અને સંતોષી હતું.

આ તંદુરસ્ત ગૃહજીવનનું સર્જન કરનાર અને રોગ ઉત્પાદક જંતુઓ ન ધુસી જાય તે માટે ચોકી કરનાર એક મગજ હતું. અનિષ્ટોને બાળીને ભસ્મ કરી નાખવા આ જ્વલંત ગૃહસંસારની પાછળ એક ભડભડ બળતી આગની જ્વાળાઓ હતી. શત્રુઓ એ આગથી દાઝતા ને સ્વજનો હુંફ પામતા. એ મગજ હતું બકુલાનું, એ આગ હતી બકુલા પોતે.

શેઠ દુર્ગાપ્રસાદ મુત્સદ્દી અને લાયકીવાળા ગૃહસ્થ હતા; પણ તેમનું વ્યકિતત્વ ગૌણ રહેતું અને બકુલાની પાછળ રહી ડોકિયાં કરતું. બકુલાની શકિતઓની નદી અનેક ફાંટાઓમાં વહી ગૃહસંસારની ભૂમિને રસકસવાળી બનાવતી તેમ નવરાવતી. એના મગજનો તરંગ મૂર્તિમંત થઈ ગૃહસંસારના આકાશમાં મેઘધનુષ્યની જેમ ચમકી રહેતો. જ્યાં જુઓ ત્યાં બકુલાની બુદ્ધિ ઢોળાયેલી દેખાય, જ્યાં જુઓ ત્યાં એના પ્રેમનાં ઝરણાં મંજુલ સૂરે વહી જતાં દેખાય, પણ તમારી આંખ શક્તિશાળી હોવી જોઈએ. એમ ન હોય તો ભાગ્યે બકુલાનું વ્યક્તિત્વ દેખાય, ભાગ્યે એની મહત્તાનાં દર્શન થાય.

અને શેઠ દુર્ગાપ્રસાદનો ગૃહસંસાર એટલે ? એટલે પૂર્વ અને પશ્ચિમનું સફળ મિશ્રણ. પૌર્વસ્ત્ય અને પાશ્ચાત્ય સંસ્કૃતિઓનો સહકાર,

એ જ ગૃહજીવનનો આદર્શ. શેઠ દુર્ગાપ્રસાદ આનંદી જીવન ગુજારતા, નિશ્ચિત અને નિર્લેપ રહી તરંગોની તૃપ્તિ કરતા. એમના જીવનમાં વારંવાર પૂરાતા અને બદલાતા રંગો જોઈ અજાણી વ્યક્તિ તેમને તરંગોના ગુલામ માની બેસતી, પણ ખરું જોતાં તેઓ તરંગને વશ થવા સાથે તરંગને કાબુમાં રાખવાની કળા પણ જાણતા હતા. પશ્ચિમની અસર તળે વધારે આવ્યા હતા. તેઓ ફેશનેબલ કપડાંને ટાપટીપ વગર પહેરતા, બકુલા સાદાં કપડાંને ટાપટીપથી પહેરતી. એકના જીવનમાં પશ્ચિમના જીવનનો વિલાસી આત્મા દેખાતો ત્યારે બીજીના જીવન-માં પૂર્વનો ઋજુ આત્મા દષ્ટિગોચર થતો. આમ છતાં આ બંને વચ્ચે વૈમનસ્યને સ્થાન નહોતું. બકુલાનું ગૌરવભર્યું વ્યક્તિત્ત્વ વૈમનસ્યને ઉત્પન્ન થવા દેતું નહિ. આ યુગલનો બાહ્ય સંબંધ જેટલો ભભક ભર્યો હતો તેટલો જ બલ્કે તેથી ય વધારે ભભકભર્યો આંતરિક સંબંધ હતો. બંને જૂદા જૂદા ક્ષેત્રમાં વિહરતાં દેખાતાં તો પણ બંને એકમેકની પૂર્તિરૂપ હતાં. આમાં જ સ્ત્રી–પુરુષોના લગ્ન સંબંધની સફળતા છે.

બકુલાના, ફેશનેબલ પહેરવેશથી દીપતા અંગમાંથી વીસમી સદીની આદર્શ આર્યાનાં ગુણોની પ્રભા ચમકતી. એક ગૃહસ્થાશ્રમી આશા રાખે તેવા વિલાસની ભોક્તા હતી; છતાં વિલાસની ગુલામ નહોતી. એ સુખ, સામ્રગ્રી અને વિલાસથી દેહને સુખી કરવા મથતી પણ એ મંથન કરતી વખતે આત્માની ઉન્નતિને ભુલી જતી નહિ. પ્રસંગોપાત કડક થતી પણ એ કડકાઈની પાછળ અનંત પ્રેમ, અપાર દયા અને જીવંત સહાનુભૂતિનો વસવાટ રહેતો. શાસન કરતી, હુકમ કરતી અને એ હુકમને અમલમાં મૂકાયેલો જોવા ઈચ્છતી તો પણ આજ્ઞાના અનાદરને ઉદાર હ્રદયથી નિભાવી લેતી. કુટુંબ મોટું હતું તો પણ તે દરેક વ્યકિતની પાસે રહેતી. પ્રેમભરી સત્તા ચલાવી દરેકને ધારેલા માર્ગે વાળતી પણ કદિ અળખામણી કે ભારે થઈ પડતી નહિ. પતિની તે હ્રદયવલ્લભા હતી, પતિની સેવામાં કૃતાર્થતા માનતી.

નોકરોની મદદથી પોતાનાં દૈનિક કાર્યો પૂરાં કરનારી નારી પતિને માટે જાતે શ્રમ કરતી; આમ છતાં તે ગુલામડી નહોતી બની. બાળકોની તે મા હતી ને તેમને કેળવતી, હૃદયના પ્રેમથી નવરાવતી તોપણ વેવલી મા નહોતી બની. પ્રસંગોપાત કડક ને કઠોર થતી તો પણ માતૃપ્રેમનું ઝરણુ અખંડિત ગતિએ વહ્યું જતું. નોકરોની તે શેઠાણી હતી, તેમની પાસેથી કામ લેતી, ઘણી વખત ધધડાવી નાખતી, તો પણ પોતાના બાળકોની જેમ તેમને ગણતી ને રાખતી. આમ કુટુંબની નાની કે મોટી દરેક વ્યક્તિના માથા ઉપર એક અમીભર્યો હાથ નિરંતર ફરતો રહેતો. શેઠ દુર્ગાપ્રસાદ તેને પોતાના વફાદાર મિત્રરૂપે માનતા, બાળકો વહાલસોયી મા તરીકે માન આપતાં અને નોકરો હિતચિંતક માયાળુ છત્ર તરીકે સ્વીકારી વધાવતા. દરેક વ્યક્તિ બકુલાને પોતાની માની તેને નહિ દુભાવવા કાળજી રાખતી. આવી શેઠાણી મેળવવી તે સદ્ભાગ્ય છે, આવી માતાના પુત્ર કે પુત્રી થવું તેમાં ગૌરવ છે અને આવી પત્નીના પતિ થવું તે પરમાત્માની અનંત કરુણાથી પ્રાપ્ત થયેલો જીવનનો પરમ લહાવો છે. આવી એક વિશિષ્ટતા ધરાવતી નારી પ્રશંસાપાત્ર અને સન્માન્ય છે.

એ સંસારની શોભા છે.

એ જીવનનો પ્રાણ છે.

આ કુટુંબની દરેક વ્યક્તિ સ્વતંત્ર હતી. કોઇ પણ કાર્યમાં કોઇને કોઈની રજા લેવાની જરૂર નહોતી. દરેક પોતાને ઇષ્ટ લાગતા માર્ગે વળી જીવન ઘડવાને સ્વતંત્ર હોવા છતાં તે અવળા માર્ગે ન વળી જાય તે જોવાનું અને જરૂર પડતાં સલાહ આપવાનું કામ બકુલાનું હતું. એકંદરે અહીં માનવીના જન્મસિદ્ધ હક્કો માટે કોઇ પણ વ્યક્તિને અધિકારની સત્તા સામે કે પૂજ્યતાના ઘમંડ સામે લઢવાની જરૂર રહેતી નહિ; તો પણ મુરબ્બીની હૂંફ મળ્યા કરતી.

વિલાસ બકુલાના કુટુંબની સ્વતંત્ર વ્યક્તિ હતી. ઠેરઠેર નણુંદ ભોજાઇ વચ્ચે અણસમજ, દ્વેષ કે મૂર્ખતાને લીધે બારમા ચંદ્રનું રાજ્ય ચાલતું દેખાય છે ત્યારે અહીં તદ્દન નવું જ એટલે કે પ્રેમનું લાગણી વાળું રાજ્ય હતું. વિલાસ બકુલાને માતાને સ્થાને સ્થાપી, સખી સંબંધના લહાવા લેતી હતી, માતૃપ્રેમના જેવા હુંફાળા પ્રેમની હુંફ મેળવતી હતી અને વડિલની કસાયેલી બુદ્ધિથી મળતા લાભ પ્રાપ્ત કરતી હતી. તે પોતાની ગુપ્તમાં ગુપ્ત વાત બકુલાને જણાવતાં સંકોચાતી નહિ. બકુલા પણ સાંભળેલી વાતોનો દુરુપયોગ ન કરતાં તેના ઉપર સહાનુભૂતિ ભર્યો વિચાર ચલાવી કરવા યોગ્ય કરી છૂટતી. બંને દીલો એકમેક આગળ ઉઘડી જવા છતાં બકુલા પોતાનું વ્યક્તિત્ત્વ જાળવી શકી હતી. અતિ સંસર્ગ પ્રભાવને ક્ષીણ કરે છે પણ અહીં તેવું નહોતું થયું. બકુલાના પ્રભાવનું તેજ એની એ જ સ્થિતિમાં હતું. પોતાને ગમતી વાત ઉપર બકુલા વિરુદ્ધનો અભિપ્રાય આપતી ત્યારે વિલાસ અક્કડ થઇ જતી પણ છેવટે નમ્યા સિવાય ચાલતું નહિ.

વિલાસના પિતાને બે સંતાન હતાં. એક પુત્ર અને એક પુત્રી. દુર્ગાપ્રસાદ વિલાસ કરતાં આઠ વરસે મોટા હતા. પિતાએ ગરીબાઇમાં જન્મી, યુવાવસ્થામાં તનતોડ પ્રયત્ન કરી શ્રીમંતાઇ મેળવી હતી. લક્ષ્મી થતાં શારીરિક સુખોપભોગમાં લીન થવાથી તેમણે બાળકોના ગુણોનો વિકાસ કરવા બહુ ધ્યાન નહોતું આપ્યું. તેમણે આનંદ મેળવવા અને સુખો ભોગવવા ઘરમાં યુરોપિયન ઢબ દાખલ કરી હતી. પરિણામ એ આવ્યું કે બાળકો દુર્ગાપ્રસાદ અને વિલાસ ઉપર તેવા સંસ્કાર પડ્યા ને દૃઢ થયા. પિતાના મરણ પછી બધું તંત્ર દુર્ગાપ્રસાદના હાથમાં આવ્યું. તેઓ સુધરેલા વિચારના હોવાથી વિલાસ મોટી થઇ ગઇ હતી તો પણ તેનાં લગ્ન માટે બીલકુલ ઉતાવળ નહોતા કરતા. મનપસંદ પતિ શોધી લેવાની વિલાસને છૂટ મળી હતી. આવી ગંભીર બાબતથી તે નાનામાં નાની બાબત સુધી સ્વતંત્રતા મળી હતી; પરંતુ

વિલાસ તુમાખી અને સ્વતંત્રતાને સ્વચ્છંદતાનું રૂપ આપી દેવાની તૈયારી સુધી આવી ગયેલી છોકરી હતી. એ કોઇનો અંકુશ સહેજે સ્વીકારી લે તેવી નહોતી તોપણ બકુલાના કાબુમાં રહી હતી. અહીંજ બકુલાની સફળતા હતી.

આવાં ઉન્મત્ત માનવીઓ ઉપર રાજ્ય કરતી નારી કેટલી બળવાન અને કેટલી ભાગ્યશાળી ગણાય? બકુલા એટલું બળ અને એટલું ભાગ્ય ધરાવતી હતી. પતિની તે પ્રેયસી હતી. સદ્‌ગુણુસંપન્ન, તંદુરસ્ત બાળકોની મા હતી અને ગૃહરાજ્યની ગરવી સ્વામિની હતી. ઇશ્વરે સંસારનું એક પણ સુખ તેને માટે બાકી રાખ્યું હતું નહિ. પોતાની કાયાને પરાર્થે ઘસી નાખવામાં બકુલાએ પણ દીલ ચોર્યું નહોતું.

## પ્રકરણ ૪

### એ જુનાં સ્મરણો

વિલાસનો જન્મ દિવસ સારી રીતે ઉજવાયો. એ દિવસે બહોળા મિત્રમંડળને મિજબાની આપવામાં આવી. વિલાસીનીને જૂદી જૂદી અનેક સુંદર ભેટો મળી.

એક દિવસ જન્મ દિવસે મળેલી ભેટો તંપાસતી વિલાસ બેઠી હતી. એની સામેના ટેબલ ઉપર બ્રેસલેટ, એરીંગ, લૉકીટ, હાર, પીન, સાડીઓ, ફૂલદાનીઓ અને બીજી કળાકૃતિઓ પડી હતી. વિલાસ તેમાંની કેટલીક વસ્તુઓને હાથમાં લઇ વારંવાર તપાસતી હતી અને ઓછીવત્તી ખુશ થતી હતી. એના હાથમાં એરીંગની જોડ રમી રહી હતી. કંઇક યાદ આવ્યું ને ઉઠી, કબાટમાંથી સુખડની સુંદર–બારીક કોતર કામવાળી ડાબલી કાઢી, ઉઘાડી. અંદરથી ગુલાબનું સુંદર ફૂલ બહાર કાઢયું. એ ફૂલ જુદાં જુદાં ઝાડનાં નાનાં મોટાં પાંદડાંને ગોઠવી બનાવવામાં આવ્યું હતું. ફૂલ રંગ અને રૂપમાં એટલું આબેહુબ હતું કે દૂરથી તે ગુલાબનું ફૂલ લાગતું. એની કુંળી દેખાતી પાંખડીઓ ઉપરનો રંગ હસી રહ્યો હતો. ફૂલમાં

તાઝગી ભરેલી હતી—કળાની સૌરભ ભરેલી હતી. વિલાસ તે ફૂલ લઇને અસલ સ્થાને જઇ બેઠી. બધી વસ્તુઓ વચ્ચે ફૂલ મૂકી એક દૃષ્ટિથી બધી ચીજો તપાસી લીધી.

વિલાસે ઘંટડી વગાડી. કામ કરનારી હાજર થઇ.

"આ બધામાં સુંદર શું છે?" ટેબલ ઉપરની વસ્તુઓ બતાવી વિલાસ બોલી ને જવાબની રાહ જોતી બેઠી.

કામ કરનારી ગભરાઈ. કઇ વસ્તુ સુંદર છે તે કહી શકાય તેવી સ્થિતિમાં તે નહોતી—એટલી શક્તિ પણ નહોતી.

"આમાંની કઇ વસ્તુ કીમતી છે?" વિલાસે ફરીથી પૂછયું.

"મને શી ખબર પડે?"

"કેમ, તુ માણસ નથી? તારા વરે તને આવું કોઇ દિવસ લાવી આપ્યું નથી?"

"અમે ગરીબ છીએ. માંડમાંડ પેટનું પૂરું થતું હોય ત્યાં આવી વસ્તુઓ કયાંથી ખરીદી શકાય? તમારા જેવાં પાસે જોઇએ એટલું જ. જોઇએ ને રાજી થઇએ. કોઇ કોઈ વખત મનપસંદ ચીજ જોઈ લલચાઇએ, ગરીબાઇ ઉપર શાપ વરસાવીએ, પણ પછીથી ભૂલી જઈએ."

"ઠીક. આમાંનું કંઇ તને ન ગમ્યું હોય તેવું છે?"

"હા. આ ફૂલ. જન્મ દિવસે આવી મામૂલી ભેટ અપાતી હશે!"

'મામૂલી' શબ્દે વિલાસને ચમકાવી. મળેલી મૂલ્યવાન ચીજો અને તેમની ઉપયોગિતા આગળ ફૂલનાં મૂલ્ય અને ઉપયોગિતા તદ્દન અલ્પ જણાયાં. એના દીલમાં દાહ બળવા માંડયો. અને એ દાહમાંથી દીનેશ પ્રત્યે કઠોર લાગણી જન્મી. તે મનમાં બોલી, "જરૂર, આ ફૂલ મામુલી છે. એને હું શું કરું? જાણુસ હોય તો પહેરું, લુગડું હોય તો ઓઢું, પણ આ ફૂલ! નિરુપયોગી, તદ્દન નિરુપયોગી. બહુ બહુ તો દસ રૂપિયાનું હશે." વિચાર તંદ્રામાંથી જાગી તે બોલી, "આ વસ્તુઓમાંથી કઇ તને ખૂબ ગમી?"

"આ હાર. પચીસ રૂપિયાનો તો હશે જ."

"તું મૂર્ખ છે." વિલાસે કહ્યું. ખરું જોતાં ડોશીને આ પ્રમાણપત્ર આપવાની જરૂર નહોતી, અધિકાર પણ નહોતો. મૂર્ખ માણસને પરીક્ષા કરવાનું સોંપવું તે મોટી મૂર્ખતા છે. મોટો મૂર્ખ નાના મૂર્ખને 'મૂર્ખ' કહે તોય શું? ના કહે તોય શું? વિલાસ આગળ બોલી, "આ હાર રૂપિયા ચારસોનો છે."

ડોશી ચાલી ગઇ. વિલાસના મોં ઉપર વિચિત્ર ભાવ તરવરી ઉઠ્યા. ગુલાબના કળામય ફૂલની પાછળ જે મધુરી ભાવનાઓ ચમકારા મારી રહી હતી તેની કીમત ન ગણતાં તે સોના-રૂપાના સીક્કાઓથી મૂલ્ય આંકવા લાગી. કામ કરનારી ડોશીની અક્કલના પ્રદર્શન સમા 'મામુલી' શબ્દે તેને ચમકાવી, તે જ વખતે વિષબુંદ ફેંક્યું હતું. એ ઝેર ધીમે ધીમે વિલાસના આખા શરીરમાં પ્રસરી લાલી પ્રગટાવી રહ્યું હતું. એને દીનેશ સ્વાર્થી લાગ્યો; કારણ કે સૂકાઈ ગયેલાં પાંદડાંનું બનાવેલું એક નાનું ફૂલ ભેટ આપી તેણે શિષ્ટાચાર જાળવ્યો હતો અને એ રીતે પૈસાની કંજુસાઇ કરી હતી એમ તે માનવા લાગી હતી. વધારે વિચિત્ર વાત તો એ હતી કે દીનેશ પ્રેમ કરતાં પૈસાને વધારે મહત્ત્વ આપે છે એમાં તેને શંકા ન રહી. આમ એ જ્યારે ઉશ્કેરાઇ ગઇ હતી તે વખતે દીનેશે પ્રવેશ કર્યો. તિરસ્કારથી ભરેલી દૃષ્ટિ નાખ્યા પછી વિલાસે આછું સ્મિત કરી દીનેશનો આદરસત્કાર કર્યો.

દીનેશ બેઠો. ટેબલ ઉપર પડેલી વસ્તુઓ ઉપર દૃષ્ટિ નાખી. વિલાસે તેના હાથમાં એક હાર મૂકતાં કહ્યું, "જુઓ. કેટલો મૂલ્યવાન હાર છે?" દીનેશે હાર હાથમાં લઇ તપાસ્યો. તેની મુખમુદ્રા ઉપરથી જણાયું કે તે તેને ગમ્યો છે—હારની ભેટ આપનાર તરફ માનવૃત્તિ નહિ તો ઉચ્ચ અભિપ્રાય ધરાવતી વિશિષ્ટ લાગણી જન્મી છે.

"આ ભેટ કોણે આપી?"

" મહેન્દ્ર. એ અત્યારે અમેરિકામાં વસે છે. મારે અને તેને સહેજ ઓળખાણ હતું તો પણ મારો જન્મ દિવસ યાદ રાખી કેટલી મૂલ્યવાન ભેટ મોકલી છે? ભેટમાં મળેલી આ વસ્તુઓ જુઓ. એના જેવી આર્થિક સ્થિતિ ધરાવતાં માણસોએ આપેલી ચીજોમાં એની ભેટ વધારેમાં વધારે મૂલ્યવાન છે. આહ ! એ કેટલો ઉદાર ! કેટલો માયાળુ ! કેટલો કદરદાન ! તમે એવા થઈ શકો છો ? "

દીનેશ વિચારમાં પડી ગયો. અનિષ્ટ ભાવીના પડછાયા ઘણી વખત વર્તમાન કાળ સુધી લંબાય છે—આંખ હોય તે જુએ, દુઃખદ ભાવીની પગલીઓના પડઘા ઘણી વખત આગળથી ગાજતા હોય છે–કાન હોય તે સાંભળે ને શાન હોય તે સમજે છે. દીનેશને એવો કંઇક ભાસ થયો. વિલાસની આજની મનોદશા તેમને ચિંતા જનક લાગી.

" વિલાસ, આજે તારા મગજમાં અનિષ્ટ પરિવર્તન થઇ ગયું લાગે છે ! " દુઃખદ સૂરે દીનેશે કહ્યું.

વિલાસના આખા અંગમાં ઝેર વ્યાપી ગયું હતું. પોતાના શબ્દોની અસર વધારે ન થાય તે માટે હસતાં હસતાં તેણે કહ્યું, "થાય જ ને ! " દબાયેલો ક્રોપ અને રૂંધાયેલો તિરસ્કાર પોપચાને માર્ગે બહાર નીકળી જતો હોય તેમ પોપચું જુસ્સાને લીધે ફરકવા લાગ્યું. " મારો એક જુનો મિત્ર અમેરિકા જેટલે છેટેથી આટલી કીમતી ભેટ મોકલે છે ત્યારે જેને ચાહું છું, જેને હું મારું સર્વસ્વ અર્પણ કરવા તૈયાર થઇ છું..."

વિલાસના મોંમાંથી વછૂટતા આ અંગારથી દીનેશ દાઝયો. વિલાસ પૂરું બોલી રહે તે પહેલાં તે શું કહેવા ઇચ્છે છે તે સમજાયું. એનું હૃદય ઘાયલ થયું. કરુણા અને શોકથી છલકાતે સ્વરે તે બોલ્યો, " વિલાસ, તું આ શું બોલે છે ? " એ અવાજમાં, ભવિષ્ય જાણી શકવાની શક્તિ ધરાવનારો માનવી પોતાના વણસી જતા ભવિષ્યને જોઇ જેટલો દિલગીર થાય તેટલી દિલગીરી ભરેલી હતી.

"મને કહી દેવા દો કે, તમારી આ મામૂલી ભેટથી મને માઠું લાગ્યું છે. તમારા તરફથી આવી ક્ષુદ્ર ભેટ મળશે એવું મેં સ્વપ્ને પણ કલ્પ્યું નહોતું."

"મારી ભેટ ક્ષુદ્ર છે?"

"ત્યારે શું મહાન્ છે?"

"એ ફૂલમાં કળા છે—આત્મા છે."

"કળા અને આત્માને શું કરવાનાં?"

"એ ફૂલની ભેટ પાછળ ભાવના છે."

"તો પણ શું? એની કીમત કેટલી બહુમાં બહુ દસ રૂપિયા!"

"તું સ્નેહની કીમત રૂપિયાથી આંકે છે?"

"હું આંકું છું કે તમે?"

"હું કઇ રીતે આંકું છું?"

"તો શું? દસ રૂપિયા ખર્ચી ખસી ગયા!"

"વિલાસ આજે તું ઉશ્કેરાઇ ગઈ છે. શાન્ત થઇશ ત્યારે આ સંબંધી વાત કરીશું. ચાલ, ફરવા આવે છે?"

"ના. આજે નહિ આવું." ક્રોધ, તિરસ્કાર અને બેદરકારીથી તે આગળ બોલી, "તમારે જવું હોય તો જાવ."

દીનેશને માઠું લાગ્યું. એનું અંતર રોવા લાગ્યું. તેણે કહ્યું, "જાઉં છું ત્યારે—"

"ભલે. કાલે મળશો ને?" આ વાક્ય પાછળ ઉમળકો નહોતો, શિષ્ટાચાર હતો.

"કદાચ કાલે નહિ મળાય." લુખ્ખા આમંત્રણને ઓળખી લઇ દીનેશે કહ્યું.

"ઠીક. નવરાશ મળે ત્યારે મળજો."

દીનેશનું હૃદય ચિરાઈ ગયું. જેને ચરણે તેણે હૃદય ધર્યું હતું, જેને માટે તેણે શિક્ષક તરીકેની પવિત્ર ફરજોમાંથી બુદ્ધિવાદની છરી

ફેરવી સગવડીઓ ધર્મ ઉપજાવ્યો હતો અને જેને તે પોતાની સહગામીની બનાવવાનાં સ્વપ્નો સેવતો હતો, તેના તરફથી આટલા કઠોર, આટલા હળાહળ ઝેરથી ભરેલા શબ્દો સાંભળવાની તેણે તૈયારી નહોતી કરી રાખી. ઉનાળાનો ઉગતો સૂર્ય, ફૂટતું યૌવન અને પ્રગટતો પ્રેમ, કયે વખતે પોતાનું રૂપ બદલશે તેની ખબર પડી શકતી નથી તેનું તેને ભાન થયું. તે સમજી ગયો કે વિલાસીનીના અંતરમાં આજે કોઇ નવાં તત્ત્વો ઘૂસી ગયાં છે, જે આટલું કુટિલ પરિવર્તન કરાવી શકયાં છે. હવે વધુ વખત બેસી શકાય તેમ નહોતું એટલે હદથી વધુ બોજો માથે લઇ ઉઠવાનો પ્રયત્ન કરતા માણસની જેમ ઉઠયો ને શિથિલ પગલે ચાલવા લાગ્યો. દરેક વખતે વિલાસ દીનેશને ઝાંપા સુધી મૂકવા જતી હતી એટલે આજે ગયા સિવાય ચાલે તેમ નહોતું. તે ઉઠીને દીનેશ સાથે ચાલવા લાગી. રોજ તો ચાલતાં ચાલતાં ખૂબ ઉલ્લાસ પૂર્વક વાર્તા કરતી, પ્રેમ ઉભરાઇ જતો હોય તેવા રણકારથી બોલતી ને રસભરી કરુણ વિદાય આપતી; પરંતુ આજે તેમાંનું કંઇ નહોતું. એના મોં ઉપર ગમગીની અને અંતરમાં થઇ રહેલા ફેરફારની સૂચક લાગણીઓની છાયા હતી. દીનેશ તે જોઇ સમજી શકયો, જે ઘટનાએ વિલાસના અંતરને મંથનથી ખળભળાવી મૂકયું તે ઘટના વિષે વધુ સ્ફોટ કરવા તે માગતો હતો પણ યોગ્ય વાતાવરણ નહિ હોવાથી બીજા કોઇ પ્રસંગ ઉપર મુલતવી રાખ્યું.

વિલાસ મકાનમાં પાછી આવી. એનું મગજ ચકડોળે ચઢયું હતું. દીલમાં દાખલ થઇ ગયેલો શંકાનો કીડો ડંખ દઇ રહ્યો હતો. વિચાર કરીને થાકી બધી વસ્તુઓ ટેબલ ઉપરથી ઉપાડી કબાટમાં મૂકી દીધી. ઉંઘમાંથી જાગી હોય તેવી ઘેન ભરી આંખે તે આમ તેમ આંટા મારવા લાગી, ત્યાં તો એની નજરે એક છબી ચઢી. તે પુરુષની હતી. મુછનો દોરો ફૂટતો હતો, વાન ગોરું ને ઘાટીલું હતું, આંખમાં કામણ હતું. લાંબા વાળનાં ઝુલ્ફાં એના દેખાવમાં ધ્યાન

પૂરતાં હતાં. પહેલાં રોજે દહાડામાં દોઢસો વખત વિલાસ એ છબીને નયનોના નેહથી નવરાવતી, હાથમાં લઇને બેસતી ને કલાકોના કલાક પસાર થઇ જતા. જ્યાં જાય ત્યાં એ છબી પાસે નહિ હોવા છતાં એ પુરુષનું ચિત્ર એની પાસે રમતું ને હૈયામાં તનમનાટ પ્રસરાવતું; પરંતુ દીનેશ સાથે સંબંધ જોડ્યા પછી, લગભગ એક અઠવાડીયાથી એમાંનું કંઇ નહોતું. રોજ જે છબીને વારંવાર જોયા સિવાય ચાલતું નહિ તે છબીને સાત સાત દિવસથી વિલાસે જોઇ નહોતી—એનું અસ્તિત્વ ભૂલી ગઈ હતી. આજે ખરેખરી નાજુક પળે તે તેની નજરે ચઢી. યુગ યુગથી તરછોડેલા પ્રિયતમને જોતાં નવકોડભરી મુગ્ધ રમણી લળી જાય તેમ વિલાસનું હૃદય લળી ગયું. આજે એ છબી તેને બોલાવતી હોય તેમ લાગ્યું. મંદ મંદ પગલીએ છબી પાસે જઇ મમતા અને માનથી હાથમાં લઇ ચુંબન કર્યું. અત્યંત વ્હાલથી છાતીએ દબાવી અને તે પછી મટકું પણ માર્યો સિવાય એ છબી તરફ તાકી રહી. કરુણ લાગણીઓનો એના હૃદયમાં ઝરો ફુટ્યો, પશ્ચાત્તાપના ભડકા ઉછળવા લાગ્યા. અને આંખમાં ઝળઝળીઆં ભરાઇ આવ્યાં. તે બોલી, "મહેન્દ્ર ! વ્હાલા મહેન્દ્ર ! તારા પ્રેમને ભૂલી તારી ઉદારતાને વિસરી અને તારી સાથે જે હૃદય જોડાણને તરછોડી મેં દીનેશ સાથે હૃદય જોડ્યુ. તું માઇલોના માઇલો જેટલો દૂર પડ્યો છે, તારું હૃદય મારા તરફના વિશ્વાસથી ઉભરાઇ જાય છે એવે વખતે તારા વિશ્વાસનો ભંગ કરી, આપણા હાર્દિક સંબંધ પર છરી ચલાવી હું તને ભૂલી ગઇ ને દીનેશને ચરણે લળી પડી. પ્રેમની અગ્નિ પરીક્ષામાં હું નિષ્ફળ નીવડી. હજી શું શું થાત તે કહી શકાય તેવું નહોતું તેવી સ્થિતિમાં, મારા હૃદયના એક ખુણામાં પડી રહેલી તારા સ્નેહની નાનકડી ચિનગારી ચમકી ઉઠી ને મને ભૂલેલીને માર્ગ બતાવ્યો. મહેન્દ્ર ! તું મારો હતો ને મારો રહીશ જ."
એ વખતે વિલાસની આંખમાંથી એકી સામટાં આંસું તૂટી પડ્યાં. છબીનો કાચ ભીંજાયો. સાડીથી સાફ કરી ચુંબનોનો વરસાદ વર-

સાવ્યો. કેટલીક વાર પછી લાગણીની અસર નરમ પડી. ને મોં ઉપરથી ખસી ગયેલી પ્રફુલ્લતા વળી પાછી હાજર થઇ. એવામાં રાજરાણી સમાં ગરવાં પગલાં ભરતી બકુલા આવીને ખુરસીમાં બેઠી. વિલાસ બીજી ખુરશીમાં બેઠી. વિલાસની રડેલી આંખ ઉપર નજર પડી. તે બોલી, "કેમ કંઇ ઘણે દિવસે મહેન્દ્ર સાંભર્યો. દીનેશ સાથે ન બન્યું ? ટંટો થયો ?"

વિલાસ ભાભી તરફ તાકી રહી. બધો ક્રોધ ઉતરી ગયો. હૃદયે મહેન્દ્ર અને દીનેશની તુલના કરી. દીનેશ જીત્યો. ચમકાર મારી ગયેલાં મહેન્દ્રનાં સ્મરણો વળી પાછાં અલોપ થઈ ગયાં, વળી પાછાં ચમક્યાં ને વિલાસનો નિર્ણય ડગમગતો રહ્યો. તેણે બકુલા તરફ જોઇ કહ્યું, "ભાભી દિનેશ સાથે ટંટો કે એવું કંઇ થયું નથી. એમના જેવા ખાનદાન સ્વભાવનાં માણસો આ દુનિયામાં થોડાં હશે."

દીનેશ તરફ આટલો પક્ષપાત છતાં મહેન્દ્રનાં પૂજન થાય તે બકુલાને અસંગત લાગ્યું. તેને વિલાસનું હૃદય ન સમજાયું એટલે બોલી, "તો પછી આટલે દહાડે મહેન્દ્રનાં પૂજન ? અને છબી ઉપર અશ્રુઓનાં સિંચન ?"

"ભાભી, દીનેશ અજબ માણસ છે. પણ...પણ......" વિલાસ અટકી ગઈ.

"અટકી કેમ ગયાં ? બોલો."

"પણ ભાભી, દીનેશ કરતાં મહેન્દ્ર બહુ ફક્કડ દેખાય છે. જુઓ તો ખરાં, એનાં નયનોમાં કેવું જાદું વસ્યું છે ? આ છબી પણ પ્રેમબાણ છોડી રહી છે. એની આંખમાં મને મુગ્ધ કરી દે તેવું કંઇક છે. ભાભી જુઓ, આ બે નાનકડી આંખોમાં પ્રેમનું વિહાર કાવ્ય આલેખાયલું તમને નથી લાગતું ? સારી દુનિયાની રસિકતા એ આંખોમાં સમાયેલી નથી દેખાતી ? અને એમાં ઝુલ્ફા તો જુઓ ! ભાભી ! ભાભી ! શું કહું ? મહેન્દ્ર સાક્ષાત કામદેવ છે. હું એની રતિ થાઉં તો ?"

વિલાસને બેભાન બની બકતી જોઇ બકુલા થંભી ગઈ. ઘડીભર સ્થિર થઈ જઇ વિચાર કરી તે બોલી, " આ શું બોલો છો ? દીનેશ સાથે પ્રેમ બાંધ્યા પછી આવા વિચાર ? શું દીનેશ ખરાબ છે ? તમારે યોગ્ય નથી. "

" હું એમને યોગ્ય નથી. "

" તે તમને નથી ચાહતા ? "

" ચાહે છે. એમનું હૃદય મારા તરફ જ ઢળી રહ્યું છે. "

" તો પછી ભૂલાયેલા મહેન્દ્રને હૃદયમાં સ્થાન આપવાનું કારણ શું ! "

" મહેન્દ્ર ભૂલાયો જ નથી. "

" ત્યારે દીનેશને શા માટે ચાહવા લાગ્યાં ? એને ચાહો છો ? "

" શુ એ ખોટું છે ? "

" ખોટું નથી ? એની સાથે પ્રણય સંબંધ બાંધી દેવો તે પ્રેમલગ્ન છે ? "

" હૃદયના જે આકર્ષણને પ્રેમ કહેવામાં આવે છે તે બે વ્યકિતઓ તરફ પણ હોઇ શકે. અને હું અત્યારે તો બંનેને ચાહું છું. "

" વધારે કોને ? "

" દીનેશને. "

" તો મહેન્દ્રને ભૂલી જવો પડશે."

" ભૂલીશ. હું મંથન કરું છું ને સફળ પણ થઇ હતી પરંતુ એણે મારો જન્મ દિવસ યાદ રાખી મોકલાવેલી ભારે ભેટ નિર્બળ થઇ ગયેલા આકર્ષણમાં બળ પૂરે છે. સ્મૃતિ ઉપર છવાઇ ગયેલું કસ્તર ઉરાડી નાખી સ્મરણને ચળકાવે છે. એણે કેટલી કીમતી ભેટ મોકલી ? દીનેશે એક ફૂલ જ આપ્યું. "

" એ ફૂલની પાછળ મહેન્દ્રના હાર કરતાં કંઇક વધારે છે.

દીનેશે પૈસાના બચાવ ખાતર નહિ પણ અંતરની લાગણીઓ વ્યક્ત કરવાના ઉન્નત આશયથી તમારા તરફનો ઉંડો અને સ્વચ્છ પ્રેમ પ્રદર્શિત કરવા આવી ભેટ પસંદ કરી હશે, એમ હું માનું છું. તમે મહેન્દ્રને ચાહો છો તે જાણુની હોવા છતાં દીનેશને ચાહવા લાગ્યાં ત્યારે ન બોલી તેનું કારણ એ છે કે મહેન્દ્ર કરતાં દીનેશમાં મેં વધુ સારા ગુણ જોયા; આમ હોવાથી તમારું પગલું સન્માન્યું. હવે તમારામાં ફેરફાર થાય તે મને ઠીક નથી લાગતું. " દીનેશ અને વિલાસના વચ્ચે ઉંચાં મન થયાં હતાં તેથી બકુલા અજ્ઞાન હોવાથી આગળ બોલી, " દીનેશને કોઇ પણ કારણુસર ગુમાવશો તો પસ્તાવું પડશે. એની સાથે જોડાઈ તમે સુખી થશો. " બકુલાના શબ્દોએ વિલાસની આંખ આડે આવરેલી ભ્રમિત કરી દે તેવી અંધારીનો પડદો ચીરી નાખ્યો. તેણે દીનેશના જ્વલંત વ્યક્તિત્વનો પ્રકાશ દીઠો. પશ્ચાતાપથી કરુણ બનેલા અને દીનેશ તરફના માનથી ઉભરાતા અવાજે તે આગળ કહેવા લાગી, " મહેન્દ્રે મોકલેલી ભેટથી મારી આંખની આજુબાજુ મોહ છવાઈ ગયો હતો. દીનેશની અર્થસૂચક ભેટ મને મામૂલી લાગી અને આપણા જ પૈસે ખરીદેલી મહેન્દ્રની ભેટ મૂલ્યવાન જણાઇ. બુદ્ધિપૂર્વક વિચાર નહિ કરેલો હોવાથી દીનેશની ભેટની ભાવના હું ન જાણી શકી, મહેન્દ્રની મૂલ્યવાન ભેટ પાછળનો ઇતિહાસ યાદ ન આવ્યો. હું બેભાન થઇ ગઇ હતી પણ હવે મને ભાન આવ્યું. ભાભી, ભાભી, એ બેભાનાવસ્થામાં મેં દીનેશ તરફ બહુ ખરાબ વર્તન ચલાવ્યું છે. મારા કઠોર શબ્દોએ એમના દીલને આઘાત પહોંચાડયો છે. એ નિર્દોષ મોં ઉપર ચીરાતા હૃદયની તીવ્ર વેદના મેં દીઠી છે. હવે શું થઇ શકે ? " વિલાસની આંખમાં આંસુ ભરાઈ આવ્યાં.

પોતાની ખુરશી વિલાસ પાસે ખેંચી જઇ, તેના ખભા ઉપર હાથ મૂકી બકુલા કહેવા લાગી, " રડો નહિ, શું બન્યું છે તે

છૂપાવ્યા સિવાય સવિસ્તર કહો એટલે સૂઝ પડે ને કટુ પરિણામથી ઉગરવાનો માર્ગ જડે. ”

વિલાસે રડતાં રડતાં અત્યંત કરુણાપૂર્ણ સ્વરે દીનેશ સાથે ભેટ માટે થયેલી ટપાટપી વિશે કહી સંભળાવ્યું. એ સાંભળી બકુલાને દુઃખ થયું. તે દુઃખપૂર્ણ અવાજે બોલી, “ તમારા મગજનું ઠેકાણું નથી. તરંગોને હિંલોળે ચઢી ગમે તેમ વર્તો છો ને પાછળથી પસ્તાવો કરો છો. આવું ને આવું કરશો તો તમારું શું થશે તેની મને સમજણ પડતી નથી. ”

“ ભાભી, એ હું સમજું છું ને મારી ભૂલ સ્વીકારું છું. પણ એ માફ નહિ કરે ? મારી મૂર્ખતાનો જવાબ ઉદારતાથી નહિ આપે ? કહોને, ભાભી, તમને શું લાગે છે ? ”

“ જો દીનેશ તમારી આ ભૂલ માફ ન કરે તો હું કહું છું કે તમારો હાથ ઝાલવા એ તદ્દન નાલાયક છે; પણ મને વિશ્વાસ છે કે તમારું વર્તન તે માફ કરશે. ”

બકુલા ગઇ. દુઃખ અને શરમથી શિથિલ બની જઇ વિલાસ પલંગમાં પડી. એના અંતરમાં પશ્ચાતાપના ભડકા ઉઠતા હતા. આંખમાં આંસું ભરાઈ ગયાં હતાં, શ્વાસ રૂંધાતો હતો. થયેલી ભૂલના પરિણામમાંથી શી રીતે બચવું તેનો ઘણી વાર સુધી વિચાર કર્યા પછી તે ઉઠીને લખવા બેઠીઃ—

“ વહાલા દીનેશ,

એક પ્રકારના ઘેનમાં મેં તમારી સાથે બહુ ખરાબ વર્તન ચલાવ્યું છે. ઘેન ઉતરતાં મારી ભૂલ હું જોઇ શકું છું, ને પસ્તાઉં છું. ખોટું તો નથી લાગ્યું ને ? લાગ્યું હોય તો મને માફ નહિ કરો ? જવાબ નહિ મળે ત્યાં સુધી મારી વિહ્વળતાનો નાશ નહિ થાય.

લી. તમારી
વિલાસ ”

વિલાસે ઘંટડી વગાડી કામ કરનારી ડોશીને બોલાવી. તે હાજર થતાં કહ્યું, " જા, આ કાગળ ભૈયાને આપ. કહે કે દીનેશને એકદમ પહોંચાડે ને જવાબ લઇ દોડતો પાછો આવે. બીલકુલ વાર ન લાગવી જોઇએ. " ડોશી કાગળ લઇ ચાલી ગઇ. વિલાસ ગમગોન ચહેરે ખુરશીમાં પડી ને શરીરમાં આગ લાગી હોય તેવાં તરફડિયાં મારતાં વખત વિતાડવા લાગી.

ચિઠ્ઠીના જવાબમાં દીનેશ પોતે હાજર થયો. તેને જોઇ વિલાસ છલંગ મારીને ઉઠી અને દીનેશના બંને ગાલ ઉપર અંગુઠો અને આંગળીઓ મૂકી વલવલતી બોલી, " તમને માઠું તો નથી લાગ્યું ને ? મારી ભૂલ તમારા હૈયામાં નથી વસીને ? "

મોઢું છૂટું કરી દીનેશે કહ્યું, " ખોટું નથી લાગ્યું. દુઃખ થયું છે. દુઃખ ન થાય તો હું માણુસ ન ગણાઉં. પણ ચેતનશૂન્ય પથરો ગણાઉં. "

" મને માફ કરો. બોલતાં બોલી ગઇ, પણ હવે મારું અંતર ભડકે બળે છે. પશ્ચાત્તાપના ઝેરી ડંખ મારી નસોને કોચી નાખી, રક્તના બુંદે બુંદમાં વેદના જગાવે છે. એક વખત કહો કે મારો ગુનો માફ છે." અને તે દીનેશની કેડે વળગી પડી.

દીનેશ વિલાસના માથા ઉપર હાથ ફેરવતાં બોલ્યો, " દુઃખી ન થા, માફ છે. "

" મેં કરેલી મૂર્ખતા ભૂલી જશો ? "

" પ્રયત્ન કરીશ. પણ એટલો વિશ્વાસ રાખજે કે ભૂલવા સમર્થ નહિ થાઉં તોપણ સ્મરણ તને નુકશાન કરી શકશે નહિ."

" ઓહ ! મારા દેવ..." કહી વિલાસે દીનેશની કેડને જોરથી ભીંસ દીધી. તે બીજી ક્ષણે ઉછળી ને દીનેશને ગળે વળગી પડી. દીનેશે વિલાસના ઓષ્ટ પહેલી વખત ચૂમ્યા—કહો કે છેલ્લી વખત ચૂમ્યા !

## પ્રકરણ ૫

### મહેન્દ્ર

પિતાના મરણપછી ત્રણ મહિને મહેન્દ્રનો જન્મ થયો હતો. પતિના મરણથી ઘાયલ થયેલી મહેન્દ્રની માતાએ, પુત્રને પોતાના જીવનનો આધાર સ્થંભ માની, લાડમાં ઉછેરવા માંડયો. બાળક નાનપણમાં જે સંસ્કારો મેળવે છે, તે તેના સમગ્ર જીવનમાં મહત્ત્વનો ભાગ ભજવે છે. સાચી માતા આ વસ્તુસ્થિતિ તરફ ઘડીભર બેદરકારી નથી બતાવી શકતી. તે પુત્ર પોતાના ખોળામાં રમતું નાનકડું બાળક, એક દિવસ મોટું થઇ જગતમાં રહી કાર્ય કરવાનું છે તે જાણી સંતાનને સારા નાગરિક તરીકે ઘડવા મંથન કરે છે. એના અંતરમાં 'પુત્રશ્રેય'ની મહેચ્છા નિરંતર જળ્યા કરે છે. આવી માતા ચોક્કસ માને છે અને તે માન્યતા ખરી છે કે બાળક જેમ જેમ મોટું થતું જાય છે તેમ તેમ વધુ ને વધુ સંસ્કારો ઝીલતું જાય છે. જ્યારે તે નાનું હોય છે અને ગ્રાહક શક્તિઓ સુષુપ્તાવસ્થામાં પડી રહેલી દેખાય છે ત્યારે પણ બાળક ઘણું મેળવી રહેલું હોય છે. બાળક જન્મે છે ત્યારે એના હૃદયનો કાચ નિષ્કલંક હોય છે. સાર

પછી રોજ ને રોજ આજુબાજુની પ્રવૃત્તિઓની છાપ એ કાચ ઉપર પડે છે. કેટલીક ભૂંસાઇ જાય છે, કેટલીક આછી પડે છે ને કેટલીક કદી નાશ ન પામે તેટલી સ્પષ્ટ અને સંગીન ઉઠે છે. મહેન્દ્રની માતાએ પુત્રના શરીરને સાચવતાં આ બાબત તરફ ધ્યાન ન આપ્યું. નાના બાળકના અરીસા જેવા સ્વચ્છ અંતઃકરણ ઉપર સારી છાપ પાડવા કંઈ ન કર્યું. પરિણામે મહેન્દ્રે આજુબાજુના વાતાવરણમાંથી પોતાની જાતે જ થોડું મેળવી લીધું. એ ચાર વરસનો થયો ત્યાં તો એની માતાનું મૃત્યુ થયું. નાનો મહેન્દ્ર નિરાધાર બન્યો. દૂરના સગાંઓની મદદથી જીવ્યો ખરો પણ જે સંસ્કારિતા માનવજીવનને મૂલ્યવાન બનાવે છે તે સંસ્કારિતાના સિંચનથી દૂર રહ્યો. લોકલાજે એને જીવાડનારાં માનવીઓએ ઘડતર પાછળ મહેનત ન લીધી; પરિણામે મહેન્દ્રે આજુબાજુના કલુષિત સંસારમાંથી ખરાબ તત્ત્વો ઝીલ્યાં. એ મોટો થઇ ભણવા લાગ્યો એટલે બાપની મિલકતનો વહીવટ કરવા લાગ્યો. અંગ્રેજી છસાત ચોપડીઓ ભણ્યો ત્યાં સુધીમાં બધી મિલકત ઉડાવી દઇ ભિખારી બની ગયો. લાલચુ મિત્રોની સોબત, મોજશોખ અને મનસ્વીપણે વર્તવાનો અવકાશ: આ બધાં એના સર્વનાશમાં મહત્વનો ભાગ ભજવનારાં થઇ પડયાં. મહેન્દ્ર એ દિશાએ ઘસડાયો.

અંગ્રેજી છઠ્ઠા ધોરણમાં હતો ત્યારે વિલાસ ઉપર તેની નજર પડી. વિલાસપ્રિય વિલાસ આ લહેરીલાલા પાછળ ખેંચાઇ. ધીમેધીમે એમનો સંબંધ વધવા લાગ્યો. જ્યારે બંને મેટ્રીકયુલેશનનો અભ્યાસ કરતાં હતાં ત્યારે એકમેકની ખૂબ નજીકમાં આવ્યાં. મહેન્દ્ર વારંવાર વિલાસને બંગલે જતો. જીભનો મીઠો અને રૂપાળો હતો એટલે ઘણાને પ્રિય થઇ પડયો. વિલાસના પિતાની તેના ઉપર નજર ગઈ. વિલાસના મિત્ર તરીકે ઓળખ્યો. તે ઉપર છેલ્લી પ્રાથમિક તપાસ પછી બહુ ધ્યાન આપવાની જરૂર ન જણાઇ. તટસ્થ રહી એમણે

વિલાસની વિવેકબુદ્ધિ ઉપર વિશ્વાસ રાખ્યો; પણ વિલાસ ભૂલી પડી. મહેન્દ્રના ગુણો વિશે બહુ નહોતી જાણતી. જે થોડું ઘણું જાણી શકી તે બહુ મહત્વનું ન લાગ્યું; કારણ કે મહેન્દ્રના દુર્ગુણો વર્તનમાં નહોતા ઉતર્યા. એ મહેન્દ્રના ભપકા ઉપર મોહી પડી. પછીથી બંનેએ મેટ્રીક્યુલેશનની પરીક્ષા આપી. મહેન્દ્ર આગળ ભણવા ઉત્સુક હતો પણ નબળી આર્થિક સ્થિતિને કારણે ઉત્સુકતા ઉપર ઠંડું પાણી ફેલાતું જોઇ વિલાસે કંઇક ગોઠવણ કરી આપવાનું માથે લીધું. તે પિતાને મળી. પિતાએ પુત્રીની વાતો સાંભળી. વિલાસ મહેન્દ્ર સાથે લગ્ન કરવા ઇચ્છે છે તે જાણ્યું. પુત્રીની લગ્નવિષયક સ્વતંત્રતામાં આડે આવવાનું ઇષ્ટ ન લાગ્યું. વિલાસ પોતાની ઇચ્છાથી મહેન્દ્ર સાથે જોડાય તેમાં એમને વાંધો નહોતો. વિલાસે મર્યાદામાં રહી પોતાના સ્નેહની વાતો કરી, ઓપ ચઢાવીને મહેન્દ્રના ગુણોનું વર્ણન કર્યું. પરિણામ એ આવ્યું કે વિલાસના પિતાએ મહેન્દ્રને પોતાના જમાઇ તરિકે સ્વીકાર્યો. જમાઇને ભણાવી પુત્રીને સુખી કરવા પ્રયત્ન કરવા તેઓ તૈયાર થયા.

એવામાં મંદવાડ આવ્યો. દિવસે દિવસે માંદગી વધતી ગઇ ને જીવવાની આશાનાં મૂળ ખોદાતાં ગયાં. પિતાએ પુત્રને પોતાની પાસે બોલાવી કહેવાનું હતું તે કહેવા માંડયું. મિલ્કત તેની વ્યવસ્થા સંબંધી વાત થઇ. વિલાસ અને મહેન્દ્ર માટે કહી તેમની સ્વતંત્રતા ઉપર ત્રાપ ન મારવાનું અને મહેન્દ્રને ભણાવાનું ખર્ચ આપવાનું ફરમાવ્યું. પિતૃભક્ત પુત્રે એ ફરમાન માથે ચઢાવી નિશ્ચિંત રહેવાનું કહ્યું. બેત્રણ દિવસ મળી એમણે મહેન્દ્ર અને વિલાસને પોતાની પાસે બેસાડી કરવામાં આવેલી ગોઠવણ જણાવી. મહેન્દ્રે કહ્યું, "પણ આપનું પોપચું બીડાય ને દુર્ગાપ્રસાદ લોભવશ થઈ અભ્યાસ માટે પૈસા ન આપે તો ?" આ શંકા પાયા વગરની છતાં મહત્વની લાગી. તેમણે વિચાર કરવાનું કહી મહેન્દ્ર અને વિલાસને વિદાય કર્યા.

વિચાર કર્યા પછી પૈસા સંબંધી અગાઉ કરવામાં આવેલી ગોઠવણમાં ફેરફાર થયો. સારી જેવી રકમ વિલાસના નામે મૂકવામાં આવી. ત્યારપછી કેટલેક દિવસે તેઓ દેવલોક પામ્યા.

મહેન્દ્રે ભણવા માટે અમેરિકા જવું એવું ઠર્યું. વિલાસને નામે પડી રહેલાં નાણાં ન્યુયોર્કની એક બેંકમાં મહેન્દ્રને નામે ચઢયાં—અને મહેન્દ્ર અમેરિકા જવા ઉપડયો. વિલાસ તેને વળાવવા ઠેઠ મુંબઇ સુધી ગઇ. નજીક આવતા વિયોગે તેના હૃદયને કરુણાથી ભીંજવી દીધું. બંનેએ વિયોગનો પડેલો પડદો ઉપડે ત્યાં સુધી પ્રણયવિનિમયની વૃત્તિઓને દબાવવાની હોવાથી ખૂબ આનંદ ભોગવ્યો.

સવારે સાડા દસે સ્ટીમર ઉપડવાની હતી. વિલાસ અને મહેન્દ્ર ભેગાં થયાં. બંને રોયાં ને શાન્ત થયાં. રાતના સાડા અગિયાર થવા આવ્યા હતા; પણ કોઇ ઉંઘવા ઇચ્છતું નહોતું. છેવટે બાર થયા ને નિદ્રાદેવીની માયાના ઓળા તેમના ઉપર ઉતરવા લાગ્યા. થોડો વખત ઉંઘી લેવાનું ઠર્યું.

"વિલાસ, મને ભૂલી તો નહિ જાયને!" મહેન્દ્રે પૂછ્યું.

"ઓહ! તને ભૂલું? મારા હૃદયને ભૂલું?" આટલું કહેતાં વિલાસનું હૈયું ભરાઈ આવ્યું. તે રડી પડી. રડતાં આગળ બોલી, "તને શી રીતે ભૂલી શકવાની છું? આ હૃદય તારા નામના જ પોકાર કરી રહ્યું છે. પણ પ્રિય મહેન્દ્ર તું મને નહિ ભૂલી જાયને?"

"નહિ જ."

"દર મેલે સંપૂર્ણ વિગતોથી ભરેલો પત્ર લખીશ?"

"જરૂર, જરૂર, તું લખીશને?"

"એ સિવાય મારું હૃદય હલકું કેમ થશે?"

આ પ્રમાણે વચનો લઈ—દઇ બંને સૂવા માટે છૂટાં પડયાં. સવારે વહેલાં ભેગાં થયાં ને સ્ટીમર ઉપડી ત્યાં સુધી સાથે રહ્યાં.

આંસુભરી આંખે અને કરુણાથી છલકાતા, કંપતા અવાજે પત્રો લખવાની સૂચનાઓ થઇ, રૂમાલો ઉડતા રહ્યા ને સ્ટીમરે બંને વચ્ચેનું અંતર વધારવા માંડયું. વિલાસ ભારે હૈયે પાછી ફરી ને મુંબાઇમાં એક–બે દિવસ રોકાઇ અમદાવાદ આવતી રહી.

દિવસો ઉપર દિવસો વહેવા લાગ્યા. દર મેલે મહેન્દ્રનો લાંબો પત્ર આવતો. તેમાં તેના અભ્યાસની માન ઉત્પન્ન કરે તેવી વાતો અને નવાં મિત્રોનાં રસઝરતાં વર્ણનો સાથે પ્રેમના સુંદર શબ્દો આલેખાતા. વિલાસ તે વારંવાર વાંચતી ને મહેન્દ્ર માટે ઝૂરતી, મહેન્દ્રને પણ પત્રોના જવાબ મળતા ને વિલાસના ઝૂરતા હૃદયની વેદનાના અક્ષર વંચાતા. પણ વખત વહ્યો; તરફડતાં હૈયાંના તરફડાટ વહેતા કાળે ઓછો કર્યો. મહેન્દ્ર તો ભણવાનું જતું કરી ડૉલરની દુનિયાના રંગમાં એટલો બધો ડૂબી ગયો હતો કે વિલાસના નબળા પડતા જતા સ્મરણની વેદના ન થઇ. વિલાસ માટે પણ આવું ચર્યું હતું. દીનેશ સાથે જરા સંબંધ બંધાયો એટલે મહેન્દ્રના વિયોગની વેદના ભૂંસાવા લાગી; અને જેમ જેમ સંબંધ વધતો ગયો તેમ તેમ તેના તરફ બેપરવાઇ વધતી ગઇ. તે પછી એનું જીવન કેવી રીતે વહેવા લાગ્યું તે આ નવલકથાની શરૂઆતથી અત્યાર સુધીમાં આપણે જાણી ગયા છીએ. હવે મહેન્દ્રના જીવન ઉપર ઉડતી નજર નાખીને આગળ વધવાનું રહે છે.

મહેન્દ્ર ન્યુયૉર્કની એક પાઠશાળામાં દાખલ થયો. પહેલાં તો ઠીક રહ્યો, પણ પછીથી ત્યાંના વિલાસી જીવનનો એટલો બધો પ્રભાવ પડયો કે એનું મસ્તક ભમી ગયું. જે કાર્ય માટે તે માતૃભૂમિને છોડી, વહાલાંની હૃદય ભેદતી વિદાય લઇ અહીં આવ્યો હતો, તે કાર્ય ગૌણપદ પામ્યું, ને ભોગ–વિલાસ પ્રધાનપદે વિરાજ્યાં. એણે ભણવાનું છોડી દઇ, અભ્યાસ માટે મળેલાં નાણાંને નાટક, સિનેમા, ખાણાં અને આમતેમ નિરર્થક ભટકવા પાછળ ખર્ચવા માંડયાં. દરેક

પત્રમાં અભ્યાસની લાંબી બનાવટી વાતો લખાતી અને અપ્રમાણિક પ્રમાણપત્રો મોકલાતાં. એટલે વિલાસ કે દુર્ગાપ્રસાદને એની ઉડાઉગીરીની ખબર પડે તેમ નહોતું. અને ખબર પડે તોય શું ? ડેન્સરોના ડેન્સ અને સ્વાર્થી મિત્રોની મહેફીલોમાંથી છૂટવાનું મહેન્દ્રને એક પણ કારણ ન રહ્યું. એણે નિર્ણય કરી નાખ્યો હતો કે પૈસા પહોંચે ત્યાં સુધી લહેર કરવી ને પછીથી દેશમાં આવતા રહેવું.

એક દિવસ મહેન્દ્ર ન્યુયૉર્કમાંના એક બાગમાં ફરતો હતો. મોંમાં ઉંચી જાતની સીગારેટ નાખી, આમતેમ રખડતો હતો, તેવામાં કોઈ યુવતિની તીણી ચીસ સંભળાઇ. મહેન્દ્ર તે તરફ દોડયો. એક હિંદી બાળા દુઃખથી કટાણું મોં કરી જમણો પગ દબાવી બેઠી હતી. મહેન્દ્રે તેની પાસે જઈ જોયું તો એ મનોહર ચામડીથી શોભતા પગ ઉપર કુતરાના દાંતના ઉંડા ઘા પડયા હતા ને તેમાંથી લોહી વહી રહ્યું હતું. મહેન્દ્રે ઉંચી જાતના અત્તરથી મઘમઘતો રેશમી રૂમાલ ખિસ્સામાંથી કાઢયો ને અચકાયા સિવાય તેના બે ચીરા કરી ઘા ઉપર મજબૂતીથી બાંધવા લાગ્યો. બાંધતાં બાંધતાં પેલી બાળાને કૂતરું કેવી રીતે કરડયું તે પૂછયું. બાળાએ બધું સવિસ્તર કહી સંભળાવ્યું.

પાટો બંધાઇ રહ્યો. પાટા ઉપર હાથ ફેરવતાં બાળા બોલી, “આ બાગમાં તમે આજે જ આવ્યા હો તેવું લાગે છે.”

“હા, તમારું અનુમાન સાચું છે.’

“તમે મદદે દોડી ન આવ્યા હોત તો મારું શું થાત તે કહી શકતી નથી. વેળાસર દોડી આવી ખરેખર, તમે મારા ઉપર ભારે ઉપકાર કર્યો છે, તેનો બદલો શી રીતે આપી શકાશે ?” થએલા ઉપકારની વિશેષતા અનુભવતાં બાળાએ કહ્યું.

"એને બહુ મહત્વ આપવાની જરૂર નથી. આવાં કામ કરવાનો મને શોખ હોવાથી આથીય ભારે અને સારાં કામો મેં કરેલાં છે."

ઘણા અમેરિકન અને થોડા હિંદી મિત્રો સાથે વસેલી બાળાને પોતાના દેશબંધુને જોતાં થયેલો આનંદ એના મોં ઉપર તરવરી ઉઠ્યો. માતૃભૂમિ ભારતની યાદીએ માતૃવિયોગી બાળકના ચહેરાની વેદનાએ મોં ઉપર ઉતારી. બંને અસરોનું મિશ્રણ થતાં એ ગૌર-વદન રક્તવર્ણીય બની ગયું. તેણે મહેન્દ્રને પૂછ્યું, "આપનું વતન કયું?"

"અમદાવાદ."

"અહીં કેટલા વખતથી આવ્યા છો ?"

"બે એક વરસ થયાં."

"ભણવા આવ્યા હશો."

મહેન્દ્રે માથું અને આંખ નમાવી, 'હકાર'માં જવાબ આપ્યો.

"માબાપ હશે."

"હા, મારા પિતા મિલએજંટ છે." મહેન્દ્રે તોપ છોડી !

બાળાની આંખ થનગની ઉઠી. ઘણી વાતો કર્યા પછી બંને છૂટાં પડયાં. બીજે દિવસે, એ જ વખતે એ જ સ્થળે બંને મળ્યાં. બાળા શુદ્ધ ગુજરાતી પોશાકમાં મનોહર લાગતી હતી. એના ઉપર ઋજુતા ચળકતી હતી. આંખોમાં ગરવા આર્યહૃદયની ગર્વિતાના અણલખ્યા આંકડા વંચાતા હતા. આજે એનું હૃદય કોઇ અવિચ્છિન્ન આશાના તાર ઉપર આનંદભર્યું નૃત્ય કરી રહ્યું હતું. એના અંતર-માંથી ઉભરાતી પ્રફુલ્લતા આખા અંગમાં તનમનાટ ભરી સ્ફૂર્તિવંત બનાવતી હતી. ઉરમાં કોઇ અજબ ગાન ચાલી રહ્યું હતું. એ ગાનના અદ્ભૂત સૂર દિગંતમાં વ્યાપી જઇ વાતાવરણને સંગીતમય બનાવતા હતા. ઢળેલી આંખે, લાગણી અનુભવતા હૃદયે અને શરમને લીધે ઝણઝણતા પગે બાળા મહેન્દ્રની સામે ઉભી રહી. મહેન્દ્ર પણ એ સૌંદર્યની છબીને હૃદયમાં ઉતારી લેતો હોય તેમ અનિમિષ જોઈ રહ્યો.

થોડી વાર પછી રૂપાની ઘંટડીના જેવો મીઠો અવાજ રણક્યો, “ ચાલો, આગળ ફરવા આવવું છે ? ”

“ હા ચાલો. ” મહેન્દ્રે જવાબ આપ્યો.

બંને ચાલ્યાં. સફાઇદાર પાણી છંટાયેલા રસ્તા ઉપર ચાલતાં અબોલ રહી આગળ વધતાં તેઓ એક ટેકરી પાસે આવી પહોંચ્યાં. લીલા કૂંણા ઘાસથી એ નાનકડી ટેકરી લીલા મખમલે મઢી લીધી હોય તેવી શોભતી હતી. એ મખમલ ઉપર સોનેરી તારે ગૂંથેલી ફૂલવેલી સમી, ટેકરી ઉપરની પગથી ચમકી રહી હતી. બંને એ પગથી ઉપર ચાલતાં ટેકરીને મથાળે આવી બેઠાં.

ઠંડો પવન આવતો હતો ને પંખીડાંના ટહુકાર વાતાવરણને કંપાવતા એક જાતનું મુગ્ધકર સંગીત ઉત્પન્ન કરતાં હતાં. નીચી નજર કરતાં સ્ત્રી પુરુષોનાં કેટલાંય જોડાં ટહેલતાં જણાતાં હતાં. એ જોડાં ઉપર આશીર્વાદ વરસાવતા હોય તેમ ફળફૂલથી લચી ગયેલા કે વાંઝિયા પણ રૂપાળા છોડ પોતાની કુમળી ડાળીઓ વીંઝતા હતા, બાળકોની રમત જોતાં પ્રૌઢની જેમ વૃક્ષો દમામથી સ્થિર ઉભાં હતાં. દૃશ્ય રમણીય હતું. બાળાએ પોતાના ગજવામાંથી રૂમાલ કાઢી મહેન્દ્ર તરફ હાથ લંબાવ્યો. મહેન્દ્રે પોતાનો રૂમાલ પાછો લીધો.

ફાટેલા રૂમાલને સંધાયેલો જોઇ મહેન્દ્રે પૂછ્યું, “ રૂમાલ તમે સાંધ્યો ? ”

“ હા. ”

“ ઓહો ! કેટલું સુંદર કામ છે ! આ ઝીણા ઝીણા ટાંકાઓને વાચા હોત તો એ તમારાં હદબહાર વખાણ કરત. કુદરત જેટલી ખૂબીથી બે હૃદયોને સંધે છે તેટલી ખૂબીથી રૂમાલ સંધાયો છે. ” થોડીવાર રૂમાલ તરફ જોયા કરી મહેન્દ્રે તેને ઉલટાવ્યો. ને બહુ જ ઝીણા અવાજે બોલ્યો, “ ખરેખર આશ્ચર્યમૂઢ બનાવી દે તેવું કામ છે ! ” અને રૂમાલના ખૂણામાં કેશરી રેશમથી ગૂંથાયેલા

એક અક્ષર ઉપર નજર પડતાં તેણે સ્મિત કર્યું. બાળાના ઓષ્ઠાદ્વંદ ઉપર પણ સ્મિત ફરક્યું. મહેન્દ્રે પૂછ્યું, "તમારા સ્મરણચિન્હ તરીકે આ રૂમાલ મારી પાસે રાખી શકું છું ?"

ન ધાર્યુ હોય તેવું સાંભળતાં માણસને જેવું આશ્ચર્ય થાય તેવા આશ્ચર્યથી અને ન આપવાની ઇચ્છા હોય છતાં આપવાની ફરજ પડે ત્યારે થાય તેવા દુઃખથી બાળા ઘડીભર સ્થિર થઈ ગઇ; પણ તરત જ બોલી, "રૂમાલ તમારો છે." અને તે દોડી ગઇ. બાળાને વિજળીના ઝબકારાની માફક સરી જતી જોઇ મહેન્દ્ર વિસ્મય પામ્યો. તેણે રાહ જોવામાં થોડો સમય બગાડ્યો પણ બાળા ન આવી.

તેઓ રોજ મળતાં ને છલકાતે હૈયે વાતો કરી એકમેકની નજીક આવતાં.

થોડા દિવસોમાં પોતે દેશમાં પાછો ફરવાનો છે એવો અમદાવાદ તાર કરી મહેન્દ્ર એક દિવસ બાગમાં આવીને બેઠો હતો. પાસેના પૈસા ખલાસ થવા આવ્યા હતા, એટલે ચિંતા થયા કરતી હતી. રોજના નિયમ પ્રમાણે બાળા આવીને બેઠી.

મહેન્દ્રે કહ્યું, "હવે આપણે છૂટાં પડવાનાં."

"કેમ ? મારો કંઇ વાંક પડ્યો છે ? મારાથી અસંતુષ્ટ થયા છો ?"

"તમારા જેવા રમણીરત્નથી અસંતુષ્ટ થાય તે સંતોષને સમજતો જ ન હોઇ શકે ?"

"તો પછી છૂટા પડવાનું શાથી ?"

"મારે દેશમાં જવાનું છે."

બાળા ચમકી, હવે આંખો ચગાવતાં કહેવા લાગી, "હેં ! આપણો સંબંધ ચાર દિનની ચાંદની જેવો અલ્પજીવી નીકળ્યો ? હૃદય હજી પૂરું ઉઘડ્યું નથી ત્યાં વિયોગ ?" આટલું બોલી રૂમાલ વડે મોં છૂપાવી દઈ તે રોવા લાગી.

મહેન્દ્રે કહ્યું, "રડો નહિ." અને તે બાળાના સુંવાળા ચળકતા કાળા વાળ ઉપર હાથ ફેરવતાં બોલ્યો, "સ્નેહી જીવનમાં વિયોગની ઘડીઓ વારંવાર આવે છે. એ ઘડીઓ સ્નેહને નિર્બળ ન બનાવતાં તપથી મજબૂત કરે તેમાં જ સ્નેહની પરિસીમા છે, તેમાં જ સ્નેહીની કસોટી છે, નહિ કે વિયોગને અટકાવવામાં. આપણે એકમેકને ન ભૂલીએ અને વધારે ને વધારે ચાહતાં જઈએ એટલી જ મારી ઇચ્છા છે."

"પાછા આવવાના છો ?"

"ઇચ્છા છે. લગ્ન કરીને તમને મારી સાથે ન લઇ જાઉં ત્યાં સુધી દેશમાં ગમવાનું નથી. મારી સાથે લગ્ન કરવા ઇચ્છો છો?"

"તેનો જવાબ આપતા પહેલાં તમારી પાસેથી વચન લેવા ઇચ્છું છું."

"શું ?"

"મને નહિ ભૂલવાનું અને લગ્ન નહિ કરવાનું."

"વચન છે. તમને નહિ ભૂલવાનું અને તમારા સિવાય બીજી કોઇ સ્ત્રી સાથે લગ્નગ્રંથી નહિ જોડવાનું મારું વચન છે. હવે મેં પૂછેલા પ્રશ્નનો જવાબ આપો."

"આપણા વાર્તાલાપમાંથી જવાબ ન મળી ગયો ?"

"મળી ગયો. તો આપો વચન."

"તમારા જીવનમાં અનિચ્છનીય ફેરફારો ન થઇ ગયા હોય તો તમારી સાથે જ લગ્ન કરવાનું મારું વચન છે."

"કહો સ્મરણચિન્હ તરીકે શું આપો છો ?"

"મારા ઉપર કરેલા ઉપકારનો સૂચક તમારો રૂમાલ મને આપો."

મહેન્દ્રે રૂમાલ આપતાં કહ્યું, "મને શું મળે છે ?"

"ન સમજી શકયા ? જેની પાછળ ઇતિહાસ છે તેવો તમારો આ રૂમાલ, મારી પાસે આવી તમારી પાસે પાછો આવે છે અને વળી પાછો મારી પાસે આવે છે તે બનાવ જ સ્મરણચિન્હ બની જાય છે. શું તમે એ કદી ભૂલી શકવાના છો ?"

મહેન્દ્ર તાકી રહ્યો.

## પ્રકરણ ૬

## સમાચાર

"મારાં ભાભીએ મારા ભાઇને પૂછયું હતું."

"શું ?"

"આપણા લગ્ન માટે."

"જવાબ શો મળ્યો ? તારા ભાઇ સંમત છે ?"

"હા. બકુલા ભાભીનો મત મળ્યો એટલે મારા ભાઇનો મત મળવાનો જ."

"વારુ, પછી ?"

"દોઢ–બે મહિનામાં લગ્ન થઇ જશે. આહા ! પ્રિય દીનેશ, પછી કેવી મઝા પડશે ! આપણે આનંદને હિંડોળે ઝૂલતાં પ્રણયકેલીમાં મસ્ત બની જઇ સ્વર્ગનાં સુખ અનુભવીશું."

દીનેશે મોં મરડયું. આવી વાતો તેને પસંદ નહોતી. તે આવી શૃંગારી વાતોને બીભત્સ રસની તદ્દન નજીકની ગણતો હતો. પણ વિલાસ નહોતી ગણતી. અગર ગણતી હોય તો આટલી છૂટ લેવાનું ઇષ્ટ ગણતી હશે. દીનેશ શું બોલે છે તે સાંભળવા કાન માંડી રહી, પણ દીનેશ બોલ્યો નહિ.

વિલાસની હદથી વધુ વિલાસપ્રિયતા જોઇ, આની સાથે જોડાઇ સુખી થવાશે, એવો પ્રશ્ન ઉરના ઊંડાણમાંથી કોઇ પૂછતું હતું. તેના વિચારમાં એ ડૂબી ગયો હતો.

પ્રશ્નનો જવાબ ન મળ્યો અને દીનેશ મૂઢની જેમ બેસી રહ્યો એટલે વિલાસે પૂછ્યું, " તમે મારી સાથે લગ્ન કરવા નથી ઇચ્છતા ? મને નથી ચાહતા ? "

"ચાહું છું."

" તો પછી આમ મૂઢની જેમ કેમ બેસી રહ્યા છો ? "

" મૂઢની જેમ બેસી રહેવાને અને પ્રેમને સંબંધ નથી. "

" અરેરે, તમે નિષ્ઠુર છો. તમારી બધી લાગણીઓ ઇતિહાસમાં જલી ગઈ છે. જૂના અવશેષો મળ્યા છે ? ઐતિહાસિક શોધખોળમાં મશગુલ થઇ ગયા છો ? શું થયું છે ? "

" વર્તમાનના અવશેષો મળ્યા છે ને ભવિષ્યના ગર્ભમાં વસેલું તારી સાથેનું મારું જીવન કેવું ઘડાયું છે તે જોવા દષ્ટિ ભમે છે. "

"વર્તમાનના અવશેષો ?

" હા. "

" અને ભવિષ્યકાળમાં દષ્ટિ ભમે છે ?

" એમ જ. "

" ઇતિહાસને સ્પર્શતાં આ વાક્યો છે ?

" હા, જીવનઇતિહાસને. "

" શું ઇતિહાસ પાછળ પ્રણયવિનિમયની લાગણીને, ઇચ્છાને અને વૃત્તિને વેડફી નાખશો તમારી એ શોધ પાછળ મારી જીવન વાડી બળીને ખાખ થઈ જાય એવું ઇચ્છોછો ?

" કદી નહિ, વિલાસ. મારો ઇતિહાસનો શોખ તારી જીવન આકાંક્ષાઓને બેવફા નીવડશે નહિ, એ શોખ મારા અંતરમાં અનેક

રંગ ઉતારી સાહસિક વૃત્તિઓને વેગ આપશે એવું હું ધારું છું. તું જેને પ્રણયવિનિમયની વૃત્તિ કહે છે તેને બળવત્તર કરશે. અને આજે આ વાત ? આ વિચાર ?"

"કેમ એ અનાવશ્યક છે ? શું પ્રણય અને લગ્નના સંબંધ એ એ વસ્તુથી પર છે ?"

"હા, હું માનું છું."

"માનોજ છો. અનુભવ્યું નથી."

"તારું કહેવું સાચું છે."

"આહ ! આજે તમે કેટલી ખરાબ રીતે વાત કરવા માંડી છે ! મહેરબાની કરીને વાત કરવાની રીત બદલો."

દીનેશ ન એક અક્ષર બોલ્યો કે ન વિલાસ તરફ દૃષ્ટિ ફેંકી. એ પથ્થરના પૂતળાની જેમ બેસી રહ્યો. તેને વાતે વળગાડવા વિલાસે ફરીથી બોલવા માંડ્યું, "ત્યારે શું વિશ્વજીવનમાં અતિ અગત્યની ગણાતી અને માનવીને જે અનિવાર્ય છે તેના તરફ વાતોની ખાતર ઉદાસીનતાથી જોવાની મૂર્ખાઇ કરવી ?"

"નહિ જ..."

દીનેશ બોલ્યો. તે આગળ બોલવા ઇચ્છતો હતો પણ ઉતાવળી થઇ ગયેલી વિલાસ તે સાંભળ્યા સિવાય જ બોલ્યા કરતી હતી. "સુખોને સીઝાતાં અને સળગતાં નજરે જોવાં ? સગી આંખે ?"

"એવું કહે છે કોણ ? પણ મર્યાદિત છૂટનો અયોગ્ય લાભ ન લેવો જોઇએ."

"ભાવનાઓની—આદર્શોની વાતો મને નથી ગમતી."

"મને ગમે છે."

"તમારાં આજનાં વાક્યો, મારા તરફ તમારા હૃદયમાં વસી રહેલી ઘૃણાને વ્યક્ત કરનારાં હોય એમ લાગે છે." આ બોલતી વખતે શબ્દે શબ્દે વિલાસનો અવાજ ધીમો પડતો ગયો.

છેવટના શબ્દો દીનેશથી ન સંભળાયા તોપણ વિલાસનો ઉદ્દેશ સમજી જઈ તેણે કહ્યું, " એવું કંઇ નથી. મારા હૃદયમાં તારે માટે ઘૃણા હોત તો આજે અહીં આવ્યો ન હોત. હવે જઇ શકું છું ? "

દીનેશ ચાલ્યો. વિલાસ તેની પાછળ ચાલી. દરવાજા સુધી વળાવી પાછી ફરતી હતી તે વખતે બકુલાને પોતાના બંગલા તરફ જતી જોઇ વિલાસે બૂમ પાડી, " ભાભી, હું અહીં છું. "

બકુલાએ બૂમ સાંભળી તોપણ તે વિલાસના ખંડમાં જઇને એક ખુરશીમાં બેઠી, વિલાસ ઉતાવળે પગલે ભાભી પાસે જઇ પહોંચી.

" ભાભી, દીનેશને લગ્ન કરવામાં વાંધો નથી. " આનંદથી છલકાતા અવાજે વિલાસે કહ્યું અને તે ખુરશીમાં બેઠી.

" જાણું છું. "

" હું ભાગ્યશાળી છું, હો ! "

" આ તાર છે. "

" કોનો ? "

" મહેન્દ્રનો. "

" શું લખેલું છે ? "

" એ આવે છે. " કહી બકુલાએ વિલાસના હાથમાં તાર મૂકયો. વિલાસે તે લીધો ને ધ્રૂજતા હાથે પકડી રાખી વાંચ્યો. તાર પૂરો વંચાઇ રહ્યો ને એનું અંગ કંપ્યું, મો ફીકું પડી ગયું, શક્તિઓ ઉડી ગઇ, બકુલાની ચકોર આંખથી વિલાસની સ્થિતિ છૂપી રહી નહિ.

ઇશ્વરે માનવીને જગતમાં પોતાને માટે શું શું થઇ રહ્યું છે તે જોવાજાણવાની શક્તિ આપી હોત તો આ દુનિયામાંના ઘણા ગોટાળાનો નાશ થાત—જન્મ્યા પહેલાં જ મરી જાત; પણ વિલાસ મહેન્દ્રનું હૃદય શી રીતે જાણે ? દીનેશ વિલાસનું હૃદય શી રીતે

જાણે ? પરીણામ એ આવ્યું કે મહેન્દ્ર નવા પ્રેમ સાથે પાછો ફરતો હતો. વિલાસ પોતાને સફળતાની તદ્દન નજીક આવેલી માનતી હતી; પરંતુ કુદરતની યોજના બીજી હતી. દીનેશના મગજમાં નવા વિચારો ઉભરાતા હતા પણ તે સહેલાઇથી હારે તેવો નહોતો. મહેન્દ્રે હિંદ જવા સ્ટીમરમાં બેસતાંની સાથે બધું ભૂલી વિલાસને હાથમાં લેવાનો સંકલ્પ કર્યો હતો; વિલાસ દીનેશ સાથે લગ્ન કરી નાખવા ઉત્સુક હતી અને દીનેશના દીલમાં તોફાન ચાલતું હતું.

વિલાસની સ્થિતિ જોઇ બકુલાએ પૂછ્યું, " મહેન્દ્ર આવે છે તે ગમતું નથી ? "

" એવું જ છે, ભાભી ! " ક્ષીણ સ્વરે વિલાસે જવાબ આપ્યો.

" તેને તો તમે ચાહતાં હતાં. "

" પણ અત્યારે દીનેશને ચાહું છું. મારું જીવનધન મેં એમને ચરણે ધરી દીધું છે. "

" પણ મહેન્દ્ર એ ધન લેવા ક્યાં આવે છે ? "

" તો શું કરવા આવે છે ? મને એવું લાગે છે. ભાભી, એ બહુ નાજુક વખતે આવે છે. મારી ઇચ્છા સફળ થવાની તૈયારી છે એ વખતે આવી તે બધી બાજી બગાડી નાખશે. મને ઇચ્છા હશે કે નહિ હોય તોપણ દીનેશને જે આપવું છે તે એ મેળવશે. તમે જાણો છો ? એની કીકીમાં કામણ છે, આંખમાં જાદુ છે અને ચહેરામાં જીવતો વશીકરણ મંત્ર છે. "

" આટલી બધી નિર્બળતા ? "

" જે કહો તે. અત્યારે મારામાં જે છે તેના ઉપર જ કાલનું ઘડતર અવલંબેલું છે. "

" એનો અર્થ એ છે કે સંયોગો રમાડે તેમ રમવું. "

" તમે એની આંખ સામે કદી તાકી તાકીને જોયું છે ? "

" એ અધિકાર મારો નહિ ને ! "

" ખરી વાત છે. તમે એવા રીતે કોઇ દહાડો જોયું હોત તો આમ ન બોલતાં મારા શબ્દોને પુષ્ટિ આપત-મારી દશા સમજી શકત. "

" પણ એ આવે તેથી થઇ શું જવાનું છે ? "

" ભાભી, એ પ્રશ્ન ઠીક નથી. હું જાણું છું કે મારા સિવાય આખી દુનિયા તમે કહો છો તેમ જ કહે; પણ હું કહું છું કે એ પ્રશ્ન મને ન પૂછવો જોઇએ. પૂછવો હોય તો પૂછતા પહેલાં મહેન્દ્રની આંખ જોવી જોઇએ. એની પાછળ ખેંચાવું પડે એવી એમાં વિજળી રમે છે. અબળ બનાવે એવી શક્તિનો સાગર ઘુઘવે છે. ભાભી, એને તાર કરી દો કે છ મહિના પછી આવે, હમણાં નહિ. "

" એવું ન થાય. "

વિલાસે કપાળ ઉપર હસ્તપ્રહાર કર્યો. થોડીવાર પહેલાં જેનો ચહેરો દબદબાભર્યો હતો તે કંગાલ થઇ ગયો. વિહ્વળ બની જઇ ખુરશીમાંથી ઉઠી ગઇ ને કેટલીક વાર સુધી આંટા માર્યાં કર્યા પછી બીજી ખુરશીમાં ફસકાઇ પડી. બકુલાને વિલાસના ભાવિ માટે ચિંતા થવા લાગી. મહેન્દ્ર મોહની મૂર્તિ છે તે તેનાથી અજાણ્યું નહોતું.

પરંતુ પોતે તેનાથી આકર્ષાતી નથી તે રીતે વિલાસે આકર્ષાવું ન જોઇએ એવી તેની માન્યતા હતી; પણ તેની અને વિલાસની પરિસ્થિતિ વચ્ચે આકાશપાતાળનો તફાવત હતો. બકુલા પરણી ચૂકી હતી અને યૌવનના પ્રદેશની તદ્દન નજીક આવી ગયેલી કુમારિકાઓના દીલમાં કોડ જાગે છે, ભાવનાઓ પ્રગટે છે, અને મહેચ્છાઓની પાંખો ફફડે છે, તેવું તેને માટે નહોતું. એણે પ્રેમનો ઉપભોગ બહુ સારી રીતે કર્યો હતો. વિલાસ અને તેના મગજમાં પણ તફાવત હતો. બકુલા આર્યાવર્તની વિશુદ્ધ આર્યાનું હૃદય ધરાવતી હતી. માતાના ધાવણમાં જ તેણે આર્યાના ઉદાત્ત ગુણો મેળવ્યા હતા. વિલાસ પશ્ચિમની પતંગિયા જેવી સહેલાણી સુંદરી હતી. આંતરિક નિર્મળ-

તાને અને સુઘડતાને એ તિરસ્કારતી નહિ પણ તે તરફ નિસ્પૃહ તો હતી જ. એ મનપસંદ કપડાં પુરુષને લોભાવે તેવી ઢબે પહેરવામાં અને સંસારની વાડીમાં પતંગિયાની માફક ગમે ત્યાં ઉડવામાં બધું સમાયેલું માનતી. એ નામે અને ગુણે વિલાસિની હતી. એનું હૃદય પોચું હતું. સામી વ્યક્તિની દલીલોથી ઝટ અસર થઇ જતી ને તેને વશ થઇ જતી તેનું આ પણ કારણ હોઇ શકે. છતાં નિખાલસ હતી. લગભગ બધા આગળ એનું હૃદય ઉઘડી જતું. બીકને લીધે અમુક વસ્તુ ગુપ્ત રાખવા માગતી હોય તો પણ દરેક પ્રસંગે સફળ નહોતી થઇ શકતી. ખાસ અનુકુળ સંયોગો મદદે આવ્યા હોય તો સફળ થતી. વિલાસ પોતાની આ સ્થિતિ જાણતી હોવાથી અને મહેન્દ્રને ઓળખતી હોવાથી તેના આગમનના સમાચાર સાંભળી વિમાસણમાં પડી ગઇ હતી. મહેન્દ્ર તેને વાહાલો હતો. મહેન્દ્ર તરફ એનું હૃદય ઢળતું હતું, અને મહેન્દ્ર સાથે પરણવાનું થાય તો તે બહુ ખોટું નથી એમ માનતી હોવા છતાં અત્યારે દીનેશ કરતાં મહેન્દ્રનું સ્થાન નીચું હતું.

" ભાભી, હાથમાં આવેલું અમૃત ઢોળાઇ જશે. " અત્યંત કરુણાથી વિલાસ કહેવા લાગી. " વિધિએ ગુલાબી સ્વપ્ન બતાવ્યું એટલું જ હવે કહેવાશે—કશું અનુભવાયું નથી. મહેન્દ્ર મને દીનેશ પાસેથી ખેંચી જશે. "

" નક્કી ? "

" આજે ચોકકસ ન કહેવાય. ઘણુંખરું તેમ થશે. "

" તમે નહિ ઇચ્છતાં હો તો એવું કંઇ નહિ થાય. "

" એ જ દુઃખ છે. મારી ઇચ્છાઓના સર્વ દોરીઓ એ એવી રીતે એના હાથમાં લઈ લેશે, એવી કરામતથી લઇ લેશે ને મને નચાવશે કે હું નહિ ઈચ્છતી હોઉં તોપણ એની થઇ જઇશ. "

" એ દિવસે તમારી આજની મનોદશાનું સ્મરણ હું કરાવી આપીશ. "

"તેથી શું ? હશે, જે થાય તે જોયા કરવું અને બની શકે તેટલું પોતાનું શ્રેય સાધવા તત્પર રહેવું, એ સ્વીકારી હવે જાગૃત રહેવું પડશે."

"એટલે તમે શું કરશો ?"

"જાળવીશ. હું તેને આધીન ન થઇ જાઉં તે માટે કાળજી રાખીશ. "

" કંઇ સંબંધ ન રાખો તો ? "

"કંઇ એટલે ?"

"હરવાફરવાનો, બોલવાચાલવાનો—"

"એ સંબંધ બીલકુલ ન રાખું તે કેવી રીતે બને ? એક વખત અમે બંને એકમેકને હૃદયના અનુરાગથી ચાહતાં હતાં. આજે એના પ્રત્યેનો મારો પ્રેમ નિર્બળ થઈ ગયો છે, છતાં એક વખત એ મારો હતો ને હું એની હતી તે ખોટું ઠરી શકે તેમ નથી. આવો સંબંધ હોવાથી એકદમ તેનાથી છૂટી કેવી રીતે થઇ શકું ? એ ઉદાર થાય અને મારા હૃદયમાં ચાલતું મંથન જાણી સમજી ખસી જાય તો સારી વાત છે; પરંતુ એ ગયો ત્યારે હું તેને જે પ્રમાણે ચાહતી હતી તે પ્રમાણે અત્યારે ચાહતી હોઇશ એમ માની પહેલાંના જેવો સંબંધ રાખે તો મારું શું થશે તે હું સમજી શકતી નથી."

"ચોખ્ખી ના પાડી દેવી. "

"એટલી બધી નિષ્ઠુરતા શી રીતે બતાવાય ? પણ સંસર્ગ ઓછો રાખીશ. મારું દીલ એના ઉપર નથી એવું તે મારા વર્તનથી જોઇ જશે એટલે એની મેળે છૂટો પડશે."

"કેટલી કરુણ પરિસ્થિતિ ?"

"ભાભી, દીનેશને ગુમાવવા હું તૈયાર નથી. મહેન્દ્ર કરતાં તેમનો પ્રેમ વધુ શુદ્ધ અને વધુ બળવાન છે. મારી સાથે જીવનભર સહકાર

સાધે તેવી વ્યક્તિ તે છે. આવો હીરો મારા હાથમાંથી જશે ! હું ગૂંચવણુમાં પડી છું. ”

“મહેન્દ્રના પ્રેમમાં તમે અશુદ્ધતા જોઇ?”

“જોઇ નહિ–ભોગવી.”

બકુલાની આંખ ફાટી. તે મોટા સાદે બોલી, “ શું તમે ભ્રષ્ટ થયાં છો ? ”

“ના. હું એટલી બધી મૂર્ખ અને નિર્બળ નથી. ભલે મારું આત્મબળ બચાવી શકે તેટલું પ્રબળ ન હોય પણ બચી છું એ ચોક્કસ છે.”

એવામાં એક નોકરે આવી બકુલાને કહ્યું, “ શેઠ આવ્યા છે. બોલાવે છે.”

બકુલા જવા તૈયાર થઈ. એક–બે ડગલાં ચાલીને ઉભી રહી બોલી, “વિચાર કરજો ” અને તે મદભરી ચાલે ચાલી ગઇ. વિલાસિની વિચારમૂઢ બની શિથિલ થઇ ખુરશીમાં પડી રહી.

# પ્રકરણ ૭

## મળ્યાં

માથે ફેલ્ટટોપી, લુગડાનો અક્કડ કૉલર, કાબરચીતરી નેકટાઇ, કાળો કોટ, બદામી પાટલુન અને કાળાં મોજાં ઉપર કેનવાસના ધોળા બૂટ ચઢાવી યુરોપિયન પોશાકમાં સજ્જ થયેલો એક તરુણ વિલાસના ખંડમાં દાખલ થયો. વિલાસ દાતણપાણી કરી ચા પી, સ્નાનની તૈયારી કરતી હતી. યુવકને જોઈ તે ચમકી. એનો ચહેરો સફેદ પૂણી જેવો થઇ ગયો. હસતાં હસતાં બોલી, "આવી પહોંચ્યા ?"

"તબિયત કેમ છે ?"

"સારી છે, તમારી તબિયત કેમ છે ?"

"તારા જેવી જ," કહી આવનાર યુવક હસ્યો.

એ યુવક મહેન્દ્ર પોતે હતો. એક ગોળ ટેબલની આજુબાજુ ખાલી પડી રહેલી પાંચછ રૂપાળી ખુરશીઓ તરફ તેઓ ચાલ્યાં. પાસે આવી એક ખુરશીને બીજાસથી ખેંચી મહેન્દ્રે તેમાં પડતું મૂક્યું. ઉતાવળું ઠેકડા મારીને ચાલવું, ચપચપ બોલવું, મૂછો ચાવવી યા ચાટવી અને રાચરચીલા તરફ બેદરકારી બતાવી તેને હચગચાવી નાખવું તે સુધરેલાઓનો ખાસ સુધારો છે. મહેન્દ્ર સુધરેલો હતો.

વિલાસે મહેન્દ્ર સામે પડેલી ખુરશીમાં બેસતાં કામ કરનારીને બોલાવી. ડોશી આવી. મહેન્દ્ર ઉપર નજર પડતાં જોયાનું સ્મરણ થયું, પણ ઓળખી શકી નહિ. ઘરડી આંખની ઝાંખી નજરથી કેટલીક વાર તાકી રહ્યા પછી તે બોલી, "મહેન્દ્રભાઇ તો નહિ ?"

"હા." કહી ઘૃણા હોય તેમ મહેન્દ્રે ખુરશીમાં પડેલું પોતાનું શરીર ગર્વથી હલાવ્યું. એનો ચહેરો કડક થયેલો જણાયો. તેણે હેતથી બોલાવનારા એ વાત્સલ્યપૂર્ણ નારી હૃદયને ન સન્માન્યું. એની સાથે વાત કરવામાં તે શરમ માનતો હતો.

ડોશીએ બહુ ચોમાસાં જોયાં હતાં. કેટલીક વખત મહેન્દ્ર ઉપર સત્તા પણ ચલાવી હતી. તે મહેન્દ્રના હૃદયભાવ વાંચી ગઇ પણ શાન્તિથી બોલી, "ખુશીમાં છો ને ?"

"હા, ખુશીમાં છીએ. હવે કંઇ પૂછવું છે?" મહેન્દ્રનું મોં બગડી ગયું.

"જા. મહેન્દ્ર આવ્યાની ભાભીને ખબર આપ અને ભટને ચા લાવવાનું કહે."

વિલાસની આજ્ઞા લઇ ડોશી જવા તૈયાર થઇ પણ પગ ઉપાડતા પહેલાં તિરસ્કારભરી દૃષ્ટિ મહેન્દ્ર ઉપર ફેંકી. બે ચાર ડગલાં ચાલી તે પાછી વળી ને વિલાસ તરફ જોઇ બોલી, "આ આપણે પૈસા આપ્યા ત્યારે ભણવા ગયા હતા તે જ ને ?"

ડોશીના શબ્દબાણથી મહેન્દ્ર ખીજાયો. એનાં આંગળાં સળવળી ઉઠયાં. કપાળ ઉપર ક્રોધની ઉંડી રેખાઓ ચળકી ઉઠી; પણ ડોશીએ ઉગ્ર સ્વરૂપ જોવા ન થોભતાં ચાલી નીકળી હતી. મહેન્દ્રે હાથ ઘસ્યા.

કારણ ગમે તે હોય પણ વિલાસને ડોશીનું વર્તન ગમ્યું.

"વિલાસ, તું મને સંભારતી હતી ?" કૅાલરના બટન ઉપર આંગળી ફેરવતાં મહેન્દ્રે કહ્યું અને તે વિલાસ તરફ તાકી રહ્યો.

હવે ચાલાકીભર્યો વાર્તાલાપ શરુ થયો. પોતાના હૃદયમાંની વાત મહેન્દ્ર જાણી ન જાય ને જૂઠું બોલવું ન પડે તે માટે ખૂબ

કાળજી રાખી, મીઠા શબ્દોથી વિલાસે મહેન્દ્રને સંતોષ્યો. એના ઘણા ખરા જવાબો દ્વિઅર્થી હતા પણ મહેન્દ્ર ન સમજી શકયો. ન સમજી શકે તે સ્વાભાવિક છે.

મહેન્દ્રને જવાબ આપતાં વિલાસે સામો પ્રશ્ન કર્યો, "તો તમને કાગળ કેવી રીતે લખતી હોઇશ ?"

"છેલ્લેછેલ્લે તેં પત્રોની ઠીક કંજૂસાઇ કરી."

"થઇ ગઇ. મારું મગજ સ્વસ્થ નહોતું."

"શાથી ?" મહેન્દ્ર ટટાર થયો.

"પ્રણયીના વિચારો."

આ વાકય વિલાસના મોંમાંથી બહાર પડતાં જ ખડખડાટ હસવાના ભારે અવાજથી ઓરડો ગાજી ઉઠયો. મહેન્દ્રે માની લીધું હતું કે પોતાને માટે વિલાસને ઘણું હૃદય મંથન અનુભવવું પડયું છે. આ માન્યતાથી તેનું હૃદય ગર્વથી ફૂલ્યું, પણ હસવાનું ચાલુ રાખી બોલ્યો, "આ પણ વિચિત્રતા છે કે પ્રણયીના વિચારોમાં પ્રણયી જ ભૂલાય."

વિલાસ આડું જોઇ બેસી રહી. એને આ વાતચીત ગમતી નથી. તે મોં ઉપરથી સ્પષ્ટ દેખાતું હતું, પણ મહેન્દ્રને તેનું ભાન નહોતું. તે જવાબ ન મળ્યો તેથી ફરીથી બોલ્યો, "મારા વિચારમાં મને જ ભૂલી ગઇ ?"

મહેન્દ્રની અજ્ઞાનતા કાયમ રાખવાનું વિલાસને ઠીક લાગ્યું. દીનેશને ચાહાતાં તે મહેન્દ્ર તરફ બહુ માન નહોતી ધરાવતી; એ ભેદ ઉપરનો પડદો ઉપાડવાને વિલંબની જરૂર લાગી. તેણે ખૂબ સાવચેતીથી કહ્યું, "તમને નથી ભૂલી ગઇ. શી રીતે ભૂલું ! તમારું સ્મરણ મારા હૃદયમાં હંમેશા વેદના ઉત્પન્ન કરતું હતું, એ વેદના મને સળગાવી દેતી હતી. કોઇ રક્તપિપાસુ રાક્ષસી, તેના લોહીખરડયા હાથમાં રક્ત નીગળતો છરો લઇ સામે ઉભી હોય ને હું ધ્રૂજી ઉઠું તેમ તમારું સ્મરણ થતાં હું ધ્રૂજી ઉઠતી હતી."

ડોશી બારણામાં દાખલ થતી દેખાતાં મહેન્દ્ર અને વિલાસે તે તરફ જોયું.

"ભાભી આવે છે ?" વિલાસે પૂછ્યું.

"તમને બંનેને તેમની પાસે બોલાવે છે."

"ચા પીને જઇએ. ભટને કહે, ચાને કેમ વાર લાગી ?"

ડોશી ગઇ. વાર્તાલાપ ચાલુ થયો.

"આ સેવક ઉપર પ્રેમ છે ને !"

"એવો પ્રશ્ન પૂછવાનું કારણ ? તમને એ વિષે શંકા છે ?"

"શંકા ન હોય તોપણ ઘણે વખતે આપણે મળીએ છીએ એટલે પૂછવું જોઇએ"

"કે બીજો પ્રેમી મળ્યો છે ?" ભવાં ચઢાવી, ડોકીને અક્કડતાથી નમાવતી વિલાસ બોલી. છેલ્લા દિવસોની પ્રેમકથા ગૂઢભાષામાં કહી દેતી હોય તેમ વિલાસ બોલી હતી; પણ મહેન્દ્રે તો મશ્કરીમાં બોલાયેલું માન્યું. અને જ્યારે મહેન્દ્રનો ઉપહાસ કરતું હાસ્ય વિલાસના હોઠમાંથી બહાર પડયું ત્યારે વિલાસના બોલ મશ્કરીમાં—કેવળ આનંદ ખાતર બોલાયેલા છે એવી માન્યતા વધારે દૃઢ થઇ. એ મૂંઝાયો ખરો પણ એની માન્યતાએ ઘણી મૂંઝવણ ઓછી કરી અને બાકી રહી ગઈ તે છૂપાવવા પોતે પણ હસ્યો,

ભટ ચા અને બીસ્કીટ લઇ આવ્યો. મહેન્દ્ર અને વિલાસ કીટલીમાંથી પ્યાલામાં પડતી ચાની ધાર તરફ તાકી રહ્યાં.

ચા પીતાં પીતાં વાર્તાલાપ દિશા બદલી આગળ વધ્યો. મહેન્દ્રે પૂછ્યું, "સાંજે ફરવા જઇશું ?"

વિલાસ મહેન્દ્ર સાથે નિકટનો સંબંધ રાખવા નહોતી માગતી; કારણ કે તેથી તેના માનસમાં પરિવર્તન થવાની યોગ્ય બીક હતી. આથી તેણે જવાબ દીધો, "હું નહિ આવી શકું. કામ છે."

"મુલતવી રાખી શકાય તેમ નથી ?"

વિલાસ જૂઠું ન બોલી શકી. તેણે હકારમાં જવાબ આપ્યો.

"તો મુલતવી રાખ ને !"

નાછૂટકે વિલાસે મહેન્દ્ર સાથે ફરવા જવાનું સ્વીકાર્યું, ને તે ચિંતામાં પડી ગઇ. પોતે મહેન્દ્રથી દૂર ને દૂર રહેવા માગતી હતી પણ નજીક ને નજીક ખેંચાઇ જવાની ફરજ પડતી હતી. ધાર્યું હોત તો પોતાના હૃદયમાંની ગુપ્ત વાતો મહેન્દ્ર આગળ પ્રગટ કરી સ્થિતિ હળવી કરી શકત; પણ જૂના છતાં નિકટના અને લાંબા સંબંધ પછી એમ તે શી રીતે બોલાય? શરમ વગરના દીલ માટે ય તે અઘરું છે તો વિલાસનું શું ગજું !

ચા અને બીસ્કીટને ન્યાય આપવાનું કામ પૂરું કરી બંને બકુલાને મળવા ચાલ્યાં. મહેન્દ્રનાં પગલાંમાં ખુમારી ગાજતી હતી ત્યારે વિલાસનાં પગલાં હળવાં પડતાં હતાં. હૃદયમાંની વેદનાએ પગલાં મારફત પ્રત્યક્ષ થવાનું ઇચ્છયું હોય તેમ—

## પ્રકરણ ૮

### બેસણી વગરનું ઢાળવું

દીનેશ વિલાસને ત્યાં રોજના નિયમ પ્રમાણે જતો, પરંતુ સર્વત્ર શુષ્કતા દેખાતી. વિલાસના શબ્દોમાં પહેલાંના જેટલી મીનાશ નહોતી જણાતી. એ નાહકટકે ટુંકા ટુંકા ઉત્તરો દઇ વાર્તાલાપને ટુંકાવી નાખવા વારંવાર પ્રયત્ન કરતી. દીનેશની હાજરીથી થતો કચવાટ એના મોં ઉપર તરી આવતો તે સ્પષ્ટ દેખાતો. દીનેશ એ જોઇ શકતો ખરો પણ સમજી શકતો નહિ. સમજવા પ્રયત્ન કરતો ત્યારે નવી નવી દલીલો સામે આવી ખડી થઇ જતી એટલે ચોક્કસ નિર્ણય થઇ શકતો નહિ. આવી સ્થિતિમાં એણે એટલું નક્કી કરી દીધું હતું કે, "વિલાસને મારે લીધે માનસિક દુઃખ વેઠવું પડે છે અને તેનાં યોગ્ય કારણો હશે, એટલે હમણાં તેની પાસે બહુ વખત ન જવું; પણ ખોટું ન લાગે તેટલા માટે કોઇ કોઇ વખત જવું.' આથી તે બેત્રણ દિવસે જતો. કોઇ વખત વિલાસ મળતી તો શુષ્ક વાતો થતી ને કોઇ વખત ઘેર ન હોવાથી ન મળતી તો પાછું ફરવું પડતું. એ ભલા માણસને વિલાસ બેવફા નીવડયાની શંકા પણ ન આવતી.

એક દિવસ તે વિલાસને મકાને ગયો. કામ કરનારી સામી મળી. દીનેશને આવતો જોઇ તે ઉભી રહી.

"વિલાસ છે?" દીનેશે પૂછ્યું.

"ના, કલબમાં ગયાં છે."

"કોઇ સાથે છે?"

"હા, મહેન્દ્ર છે."

"પાછાં ક્યારે આવશે?"

"એ કહી શકાય નહિ, પણ તમે આવો તો ત્યાં મોકલવાનું કહેતાં ગયાં છે."

દીનેશ કલબ તરફ ચાલવા લાગ્યો. પહેલી જ વખત એના મગજમાં વિચાર આવ્યો, 'વિલાસ મહેન્દ્ર સાથે આટલો બધો સંબંધ રાખે છે તો તેને ચાહતી હશે?' વિચારનો આ કીડો ખૂબ સળવળી ઉઠયો. દિનેશે દબાવવા પ્રયત્ન કર્યો તોપણ દબાયો નહિ; છતાં આ વિચારને શંકા માની મનમાંથી કાઢી નાખવા ઇચ્છી મંથન કર્યું. પ્રેમી આમ ઢળી પડે તે તેનાથી માની શકાયું નહિ. વિલાસ સાથેના અલ્પ સંબંધે બતાવી આપ્યું હતું કે તેને માટે આટલી ઉંચી ભાવના રાખવા જેવું નથી. આમ છતાં પ્રેમમાં અણુવિશ્વાસ ન હોઇ શકે એ કવિવચનને નજર સામે રાખી તે વિચાર કરવા લાગ્યો. 'મહેન્દ્રને અને વિલાસને ઓળખાણ છે. મહેન્દ્ર અમેરિકાથી આવે છે એટલે તેની સરભરા કરવી જોઇએ. તેને ઓછું ન આવે તે માટે ઘડીભર પ્રેમને ઓછું મહત્ત્વ આપવું જોઇએ." વિલાસિની છેતરશે તો? એવું કહેતા મગજને એ ભલો માણસ આવી દલીલોથી જ પટાવતો; છતાં કોઇ વખત ખૂબ લાગી આવતું. તે કંટાળતો, ગભરાતો અને કવચિત વિલાસિની પ્રત્યે તિરસ્કાર ધારણ કરી પાછીની બીજી ક્ષણે આવી દુષ્ટતા થઇ ગઇ તે માટે પોતાને વહેમી, કાચાકાનવાળો, નાલાયક માની પશ્ચાત્તાપ કરતો. પણ પહેલાં જે ભીતિના રૂપમાં હતું તે હવે શંકાના રૂપમાં પરિણમ્યું જ હતું. એક વ્યક્તિ આદર્શને નજર

સામે રાખી ચાલનાર હતી ત્યારે બીજી વ્યક્તિ આદર્શ કે ભવિષ્યની દરકાર વગર સંયોગો પ્રમાણે વર્તનાર હતી.

દીનેશ ક્લબમાં આવ્યો. વિલાસ અને તેની સખી ઉષા રમતાં હતાં. મહેન્દ્ર ખુરશીમાં પડયો પડયો રમત જોઇ રહ્યો હતો. દીનેશને આવતો જોઇ વિલાસિનીએ કહ્યું, "આવો."

રમત અધૂરી રહી. બંને રમનારાં દીનેશ પાસે આવ્યાં. દીનેશ મહેન્દ્ર પાસેની ખુરશીમાં બેઠો, ચારે જણ એક ગોળ ટેબલની આજુબાજુ ગોઠવાઈ ગયાં. ચાનો ઓર્ડર અપાયો.

" હવે તમે રમી શકશો. " વિલાસિનીએ મહેન્દ્રને કહ્યું.

" કેમ માસ્તર, તમને રમતાં આવડે છે ? " મહેન્દ્રે દીનશને પૂછયું.

" તમારા જેવું નહિ "

" કહ્યા સિવાય એ સમજી શકાય તેવું છે, ખોટું ન લગાડશો, લાગે તો માફ કરજો પણ માસ્તર નાંમનું પ્રાણી ઇશ્વરે એવી અજબ રીતે ઘડયું છે કે બિચારું દુનીયાદારીમાં નકામું થઇ પડે છે. "

આ સાંભળી દીનેશને ક્રોધ ચઢયો છતાં તે બોલ્યો નહિ. વિલાસના મોં તરફ જોયું તો તેના મોં ઉપર કોઇ પણ જાતનો ભાવ નહતો અને મહેન્દ્ર જાણે સમરાંગણમાં જીત્યો હોય તેમ ' ફ્રેંચકટ ' વાળી અર્ધી મૂછો ચાટવા લાગ્યો.

" તમે પુરુષો એક બાજુ, અમે સ્ત્રીઓ બીજી બાજુ. " વિલાસે કહ્યું

" ના " મહેન્દ્ર અને દીનેશ વચ્ચે થયેલી અથડામણ સમજી શકેલી ઉષાએ કહ્યું, " એમ ન થવું જોઇએ. "

"તો તું અને મહેન્દ્ર : હું અને દીનેશ," વિલાસે પાર્ટીઓ પાડી.

"ના, તું અને હું." મહેન્દ્ર અધીરાઇથી બોલી ઉઠયો.

વિલાસે ઉષા તરફ જોયું. ઉષાએ મૂકસંમતિ આપી. ચા પીધા પછી રમત ચાલુ થઇ. દીનેશનું ધ્યાન રમવામાં નહોતું. એ કલાપ્રિય હતો એટલે રમતની મઝા લૂંટવા કરતાં, ઉષા અને વિલાસનાં અંગ મરડાતાં જે કલાત્મક રમણીય દૃશ્ય ઉપસ્થિત થતું તે જોવામાં વધારે રસ લેતો હતો. ઉષા નેટ આગળ જઇ ઉભી. એણે થોડાક પોઇન્ટમાં જ બતાવી આપ્યું કે પોતે વિલાસ કરતાં વધારે પ્રવીણ છે. એણે વિલાસને એક પણ પોઇન્ટ જીતવા ન દીધું.

રમત પૂરી થઇ, નાનપણથી રમતોનો શોખ હોવાથી દીનેશ પૂર્વની અને પશ્ચિમની ઘણી રમતો સરસ રીતે રમી શકતો હતો. પણ આજે પ્રતિભા પાડે તેવું રમ્યો નહિ. મહેન્દ્ર ભોળું હતો એટલે રમતાં રમતાં તે ઘણી વખત હાસ્યજનક પાત્રની ભૂમિકા ભજવતો હતો. વિલાસ રમી શકે તેમ હતું, ત્યારે તેની સામે જબરો હરિફ હતો. પરિણામે વિલાસ અને મહેન્દ્રની જોડીને પરાજય સ્વીકારવો પડયો.

"કેમ, મઝા પડીને માસ્તર !" મહેન્દ્રે દીનેશને પૂછ્યું.

"હા તમારા કરતાં વધારે." તિરસ્કારથી જવાબ દઇ દીનેશે આડું જોયું.

"તમે બંને હાર્યા." ઉષા વચ્ચે ટહુકી.

"બંને હારવા માટે જ ભેગાં થયાં હતાં." દીનેશ સ્ફુટ બબડયો, આ કારથી અમરવાણ એક દિવસ બીજા રૂપમાં સાચી પડવાની છે તેનું તેને પણ ભાન નહોતું.

રજા લઇ ઉષા ચાલી ગઇ. મહેન્દ્ર અને વિલાસ તૈયાર થયાં. 'તમે આવો છો ?"

વિલાસે આ પ્રશ્ન એવી રીતે પૂછયો કે તે શિષ્ટાચારજ કરે છે એમ દીનેશને તત્કાળ લાગ્યું. એનું મોં દયાજનક થઇ ગયું. વિલાસ ઇચ્છતી ન જ હોય તો એની મોટરમાં બેસવું ઠીક ન લાગ્યું. તેણે કહ્યું, " હું ચાલીશ. "

વિલાસ અને મહેન્દ્ર મોટરમાં બેઠાં. વેદનાભરી નજરે દીનેશ તે જોઇ રહ્યો. મોટર દોડી ગઇ. દીનેશ સ્તબ્ધ થઇ ગયો. વિચારતન્દ્રામાંથી જાગી વિક્ટોરિયા ગાર્ડન તરફ ચાલતો થયો. ત્યાં જઇ જોયું તો વિલાસની મોટર બહાર પાડી છે ને શૉફર સીટ ઉપર આડો પડીને 'ગજરામારૂની વાર્તા' વાંચવામાં લીન થઇ ગયો છે. દીનેશે અનુમાન કર્યું કે મહેન્દ્ર અને વિલાસ બાગમાં હશે, એ બંનેના આનંદમાં પોતે અડચણકર્તા ન થઇ પડે તે માટે બાગમાં જઇને બેસવાનો વિચાર હતો તે માંડી વાળી નદીની રેતીમાં ફરવા જવાનું નક્કી કર્યું, ને ચાલ્યો. જે જગ્યાએ બેસીને તે દિવસે તેણે વિલાસના પ્રેમનાં પ્રત્યક્ષ દર્શન કર્યાં હતાં, તે જગ્યા જોતાં ભૂતકાળ અને વિલાસ સાથેનો પ્રેમ સંબંધ નજર સામે ઉપસ્થિત થતાં દીનેશે નિસાસો નાંખ્યો. અત્યારનું અને પહેલાંનું વિલાસનું વર્તન યાદ કરી તુલના કરી. એને લાગ્યું કે વિલાસ હવે મારી મટી મહેન્દ્રની થઇ છે. એને ખબર નહોતી કે વિલાસ મહેન્દ્રની મટી એની થઇ હતી !

દીનેશ બેઠો. વિલાસ સાથેનો આનંદ યાદ આવ્યો. " ઓહ ! એ આજે મહેન્દ્રની થાય છે. કેટલાક દિવસોથી કૉલેજમાં પણ આવતી નથી. શું એ મહેન્દ્ર પાછળ અભ્યાસનો પણ ભોગ આપશે ? " આ અને આવા વિચારોમાં અંધારું થવા આવ્યું.

વિલાસ અને મહેન્દ્ર મકાને પહોંચી ગયાં હતાં. કામકાજથી પરવારી બકુલા વિલાસ પાસે આવી બેઠી. નણંદભોજાઇ વચ્ચે હૃદયઐક્ય નહોતું તેમ વૈમનસ્ય પણ નહોતું. બકુલા વિલાસ પ્રત્યે તિરસ્કાર અને દયામિશ્રિત સહાનુભૂતિથી જોતી હતી. વિલાસ એક રીતે સારી હતી, બીજી રીતે ખરાબ હતી. આર્યલગ્નથી જોડાયલા દંપતીયુગલને એક વ્યક્તિ ઉપર પ્રેમ હોવો જોઇએ. પુરુષ બેવફા નીવડે છે પણ સ્ત્રી સહિષ્ણુતાની જીવંતમૂર્તિ બની એક જ પુરુષ ઉપર પોતાનો પ્રેમ ઢોળે છે ને પોતે ભીંજાય છે. બકુલા આવી

સ્ત્રી હતી. વિલાસની માન્યતા આથી વિરુદ્ધ દિશાની હતી. એ પ્રેમલગ્નમાં માનતી હતી અને પ્રેમ એકથી વધુ વ્યક્તિ ઉપર હોઇ શકે છે એમ ઘણી વખત બોલતી. એની માન્યતા સાચી હોય તો પ્રેમલગ્નની પરંપરાનું છેલ્લું બિંદુ મૃત્યુ છે. મૃત્યુ પામતા સુધીમાં સ્ત્રીને સેંકડો પુરુષો સાથે પરણવામાં વાંધો ન હોઇ શકે, પુરુષને હજારો સ્ત્રીઓ સાથે પરણવામાં બાધ ન હોઇ શકે. આમ હોવા છતાં તે કહેતી કે, " એ વાંધો બતાવનાર શાસ્ત્રનું થોથું બાળી નાખવા જેવું છે; એવાં વેદિયાં ગોળીથી વીંધી નાખવા જેવાં છે, એવો સમાજ નાશને પાત્ર છે. " એનું પ્રેમલગ્નનું તત્ત્વજ્ઞાન વિચિત્ર હતું—ખરેખર, વિચિત્ર હતું.

" કેમ હવે દીનેશ બહુ આવતા નથી ? " બકુલાએ પૂછ્યું. મહેન્દ્ર અને વિલાસના સંબંધ ઉપરથી તેણે ઘણું કલ્પી લીધું હતું, છતાં અજ્ઞાનતા ધારણ કરી વિલાસને મોંએથી બોલાવવા ઇચ્છતી હતી.

" નવરાશ નહિ મળતી હોય ! " કંટાળેલા અવાજે વિલાસે જવાબ આપ્યો.

"–અને તમે પણ તેમને ઘેર જતાં નથી ? "

" ના મને એ ઘેર જવાનું ગમતું નથી. "

" કારણ ? "

વિલાસે જવાબ ન દીધો. બકુલાને પોતે કરેલું અનુમાન સાચું લાગ્યું. એને શોક થયો, દીનેશની દયા આવી, વિલાસ તરફ તિરસ્કાર પ્રગટ્યો; પણ ચહેરા ઉપર એટલો બધો કાબૂ રાખ્યો કે વિલાસ બકુલાના અંતર્ગત ભાવ ન જાણી શકી.

" મહેન્દ્રે ન્યુયોર્કમાં જ પ્રેમની કબર નથી બનાવીને ! "

" ના, ના, ભાભી મારો મહેન્દ્ર એવો નથી. ખરું કહું તો એનો પહેલાંનો પ્રેમ વધારે બળવાન થયો છે. એ મારી પાછળ દિવાનો બની ગયો છે. "

" અને તમે ? "

" હું તો એને પહેલેથી ચાહું છું, એ મારો રસદેવ છે, દીલારામ છે. "

" દીનેશ શું છે ? "

" કંઇ નથી. એ પંતુજીને હું હવે ચાહી શકતી નથી. "

" પંતુજી ? "

" હા, પંતુજી. "

" એક વખત એ તમારો હૃદયસ્વામી હતો, આરાધ્ય દેવ હતો. એક વખત તેની પાછળ પ્રાણ ઓવારી નાખવા તમે તૈયાર હતાં. આજે એ પંતુજી બન્યો ? તમારા આટલા તિરસ્કારને પાત્ર ? "

" ભાભી, લાયકાત હોવી જોઇએ ને ! "

" શી લાયકાત જોઇએ ? "

"એ નાલાયક છે એમ હું નથી કહેતી. મહેન્દ્ર તેમના કરતાં સારો છે એટલું જણાવવા માગું છું."

"તે દહાડે તમે કહ્યું હતું કે 'મહેન્દ્ર કરતાં દીનેશ સારો છે. મહેન્દ્ર હમણાં ન આવે તો સારું'. તો પછી તમારા અત્યારનો અર્થ શો ?"

"અર્થ ? અર્થ-ફ્રર્થની માથાકૂટમાં પડવાની મને ઇચ્છા નથી. મહેન્દ્રને વશ થવામાં મને આનંદ છે, મારા નારીજન્મની કૃતાર્થતા છે. "

"એક દિવસ દીનેશને વશ થવામાં કૃતાર્થતા માનતાં હતાં-"

"તે મારી ભૂલ હતી."

"આ ઠીક નથી થતું. હવે દીનેશને સડેલા ફળની જેમ ફેંકી દો તે નહિ ચાલે. તમે આમ ગમે તેમ ગબડો તે મને ઠીક નથી લાગતું."

"એ મારી ઇચ્છાની વાત છે." વિલાસે 'મારી' શબ્દ ઉપર ભાર મૂકયો.

"હું એ ઇચ્છા બદલાય તેમ ઇચ્છું છું."

"શા માટે?"

"આનું નામ પ્રેમ નથી."

'તો શું છે ?"

"વ્યભિચાર. તમે એ વ્યભિચારના નર્કમાં આંગળાં બોળો છો. એક પાપ કરી હવે પાપની પરંપરા ચાલુ રાખવા માગો છો! પહેલો મહેન્દ્રને ચાહ્યો, પછી દીનેશ અને હવે તેનેય તરછોડી કાઢવા તૈયાર થયાં છો."

'દીનેશ તરફ તમને પક્ષપાત છે ?"

'જરૂર. મહેન્દ્રને મેં બરાબર ઓળખવા પ્રયત્ન કર્યો છે. મેં એની આંખમાં વિષયવાસનાનાં નર્ક ખડકાયેલાં જોયાં, વિનાશક વિલાસપ્રિયતાની ભડભડાટ સળગતી હુતાશિની જોઇ. તમે એના જે ગુણુને નિખાલસતા ગણી મુગ્ધ થાઓ છો, તે નિખાલસતા નથી પણ ભોળાં પંખીડાંને સપડાવવાની કાતીલ જાળ છે. તમે તમારા સંબંધમાં સ્વતંત્ર છો એટલે મારી સલાહ માગતાં હો કે ન માગતાં હો, મારા શબ્દો તમને ગમે કે ન ગમે પણ કહું છું–મને લાગ્યું છે તે શુભેચ્છક તરીકે કહું છું કે મહેન્દ્ર સાથે લગ્ન થશે તે દિવસે તમે મહેન્દ્રનો નહિ પણ દુ:ખોનો હાથ ઝાલશો, જીવનની શીતળતાને નહિ સ્પર્શો પણ મૃત્યુથીયે ભયંકર એવા જીવતા મૃત્યુના અંગારાને અડશો. મને બીક છે કે તમારો મોંઘો મનુષ્યદેહ વ્યર્થ જશે. પછી પસ્તાશો પણ બાજી હાથમાંથી ગઈ હશે એટલે રોઇ રોઇને રહેવાનું થશે. નયનમાંથી ઉનાં ઉનાં આંસુનો શ્રાવણ–ભાદરવો વરસાવતાં જીવવું પડશે. દીનેશને ગુમાવી કંગાલ ન બનો. તમે પોતે એક વખત કહ્યું હતું કે તે હીરો છે. એ હીરાને ફેંકી દેવા આજે તૈયાર થયાં છો તેમાં તમારી મૂર્ખતા કારણભૂત હોય કે તમારી કમઅક્કલ હોય, જે હોય તે; પણ તમે અવળે માર્ગે ચઢી ગયાં છો."

"ભાભી, તમે ગમે તેટલાં ઉકળી જઇને ગમે તે કહો પણ હું મહેન્દ્રને તરછોડી દીનેશને સ્વીકારી શકું તેમ નથી. જે શિક્ષક પોતાની પુત્રી જેવી શિષ્યા સાથે પ્રેમમાં પડે તે શિક્ષકનું ચારિત્ર્ય

કેટલું ભ્રષ્ટ હશે, કેટલું શિથિલ હશે, કેટલું અધમ હશે તે વિચારવાની જરૂર છે. ”

“ શિલ્પા સાથે દીનેશને પ્રેમસંબંધ થયો તે સંજોગોની વાત છે—અકસ્માત છે. એ તમારા શિક્ષકને સ્થાને ન હોત ને તમે બીજા સંયોગોમાં મળ્યાં હોત તો પણ એ રીતે જોડાત. ”

“ તમે દીનેશની વકીલાત કરો છો. ”

“ તમે મહેન્દ્રની બીક લીધી તેથી. ”

બકુલા બોલ્યાચાલ્યા વિના શાન્ત બેસી રહી. એની આંખ વિલાસ ઉપર તિરસ્કારના તણખા વેરતી સ્થિર થઈ ગઇ હતી. કેટલોક સમય આ સ્થિતિમાં પસાર થઇ ગયો.

“ એટલે હવે તમે દીનેશ સાથેનો સંબંધ તોડવાનાં ? ” દુ:ખથી દબાયેલા નરમ અવાજે બકુલા બોલી.

“ ચોક્કસ. ”

“ તમને ફરીથી કહી દઉં છું કે ન કરે નારાયણ ને પસ્તાવાની વેળા આવે તે વખતે મને દોષ ન દેશો. તમે કહેશો કે ભાભીએ મને અવળું કામ કરતાં અટકાવી નહિ તે નહિ ચાલે. આજે જો તમારા ઉપર દબાણ લાવું તો તમને તમારી સ્વતંત્રતા ઉપર ત્રાપ માર્યા જેવું લાગે એટલે તમારી ઇચ્છાની આડે નથી આવતી. ”

“ ઉપકાર. તમારો એ ઉપકાર હું જીંદગીભર નહિ ભૂલું. ”

“ તમારો આ નિર્ણય દીનેશને જણાવ્યો ? ”

“ જણાવવાની શી જરૂર છે ? વગર કહ્યે જો એ ન સમજી શકે તો હું કહું છું કે એવા મૂર્ખ માણસને પરણી હું શાં સુખ ભોગવવાની છું ? એ સમજી ગયા હશેજ અને નહિ સમજ્યા હોય તો ખબર પડશે એટલે સમજાશે. ”

“ આ હા ! તમે તુલનાશક્તિને દેશવટો દીધો ને સાથે દયાને પણ તરછોડી કાઢી છે. એક માણસના દીલને ચીરી નાખ્યા પછી તેનાં તરફડિયાં જોનાર હૃદયશૂન્ય નરપિશાચ જેવું રાક્ષસી કામ તમે

કરી રહ્યાં છો. દીનેશને કારી ઘા કરવા તૈયાર થયાં છો તે સાથે તેમને સાન્તવન આપવા જેટલી પણ સુજનતા બતાવી શકતાં નથી! ખરેખર, તમારું ભવિષ્ય ભૂંડું છે. જ્યારે વિનાશકાળ આવે છે ત્યારે માણસની બુદ્ધિ ભ્રમિત થઈ જાય છે ને તે પોતે જે કરે છે તે સારું કરે છે, એમ માની વિનાશકાળની નજીક ને નજીક જાય છે. તમારી બુદ્ધિ બહેર મારી ગઇ છે અને મનોદશાએ પલટો ખાધો છે; પણ યાદ રાખજો કે કુટિલ મનોદશા એ પતનનો સિગ્નલ છે."

"જોઈશ, મારો વિનાશકાળ જોઈશ. ભાભી, હું એ માટે તૈયાર છું પણ તમારા કઠોર શબ્દો સાંભળવા તૈયાર નથી."

"આજે કઠોર શબ્દો સાંભળવા તૈયાર નથી, પણ લગ્ન કર્યાં, તો કાલે કઠોર કાર્યો નીચી મુંડીએ ને લોહીનાં આંસુ વહાવતી આંખે જોવાં પડશે." કહી બકુલા ખુરશીમાંથી ઉઠી ને થોડી વાર હાથો પકડી ઉભી રહી. કંઇક વિચાર કરી નરમ અવાજે બોલી, "શા માટે જીવનની ખીલતી વાડીને હાથે કરીને ભેલાડી દો છો? હોઠ સુધી આવેલી અમૃતની પ્યાલીને શા માટે ઢોળી દો છો? હજી હું કહેવાની ધૃષ્ટતા કરું છું કે મહેન્દ્ર ચાહવા લાયક પુરુષ નથી. એક દિવસ તમે પોતે એને માટે ભય બતાવ્યો હતો. એ વખતની અગમ બુદ્ધિ કયાં ગઈ? પાછી લાવો, ને મહેન્દ્ર જે શયતાનનું બચ્ચું છે તેનાથી બચો. એના લોહિયાળ હાથના તીણા નખ તમારાં આંતરડાં ખેંચી કાઢશે...."

"ભાભી! તમારે પગે પડીને વિનવું છું કે એમને માટે એક પણ ભૂંડો અક્ષર ન બોલશો. જેવા તમારે મન મારા ભાઈ છે તેવા એ મારે મન છે. મેં મારું જીવન એમને ચરણે ધરી દીધું છે, હવે આ તન અને મન ઉપર એમના એકલાનો અધિકાર છે."

"ઠીક, હજી વિચાર કરવાનું કહું છું."

ક્રોધ અને તિરસ્કારથી સળગી ઉઠેલી બકુલા જુસ્સાબંધ ચાલી ગઈ. વિલાસનાં સુખોનો વિનાશ એ સગી આંખે દેખતી હતી એટલે

તેને બચાવવા યત્ન કરતી હતી પણ વિલાસ એકની બે ન થઇ. બકુલાના ગયા પછી વિલાસ ભાભીના વર્તન ઉપર વિચાર કરવા વિમાસણમાં પડી. ઘણી વાર સુધી વિચાર કર્યા પછી તે એવા નિર્ણય ઉપર આવી કે ભાભી પક્ષપાતી બની ગયાં છે. એ પક્ષપાત જાણ્યે-અજાણ્યે એમને ઉશ્કેરે છે ને સળગતા શબ્દો વરસાવે છે. તેણે રીસ્ટવોચમાં જોયું. બહાર જવાનો વખત થયેલો હોવાથી કપડાં બદલવા ઉઠી.

એણે વાળ ઓળી, વેસેલાઇન લગાડી ઉપર બ્રશ ફેરવ્યું. મોં ઉપર ગુલાબનો સુગંધીયુક્ત પાઉડર છાંટયો. છીંકણી રંગનો કબજો ચઢાવી, પોર્પાટિયા રંગની સાડી પહેરી, છાતીએ પીન લગાવી. શણગાર સજાઈ ગયા એટલે મોટા આયના સામે જઇ ઉભી ને ટાપટીપ કરી વળી પાછું વાળ ઉપર બ્રશ ફેરવ્યું.

વિલાસ બહાર નીકળવા ઉમરો ઓળંગતી હતી તે જ વખતે દીનેશને તદ્દન નજીક આવી પહોંચેલો જોયો. પહેલાં જેને જોઇને એનું મોં હસુંહસું થઈ જતું, હૃદય નાચવા મંડી પડતું, તેને જોઇને આજે એના નાકનું ટેરવું ચઢયું, મોં કઠણ થઇ ગયું ને હૃદય બેવકુફ પ્રત્યે પ્રગટે તેવા તિરસ્કારથી ઉભરાવા લાગ્યું.

દીનેશે પાસે આવી કહ્યું, " ક્યાં જવાની તૈયારી કરી ? "

" બહાર. " વિલાસે તોછડાઇથી જવાબ આપ્યો.

" મારે જરા વાત કરવી છે. "

" મને વખત નથી. "

" એટલું બધું અગત્યનું કામ છે ? "

" હા. "

" શું ! "

" એ પૂછવાનો તમને અધિકાર નથી. "

" બે મિનિટ ન રોકાઇ શકે ? " દીનેશે પડી ગયેલા ચહેરે દુ:ખી અવાજે કહ્યું.

" એક સેકંડ પણ નહિ. "

વિલાસ ઝપાટાબંધ ચાલી નીકળી. કોઇ ગર્વિષ્ઠ સામ્રાજ્ઞી પોતાના સિવાયનાં સર્વને તુચ્છ માની તેમની પાસેથી ચાલી જાય તેવી ઢબે ચાલી જતી વિલાસને દીનેશ ભાંગેલે હૈયે ને શૂન્ય દૃષ્ટિએ જોઈ રહ્યો. થોડી વાર તો તે અવાક બની ગયો ને સ્થિર ઉભો થઇ રહ્યો. શું થયું ને પોતે કયાં છે તેનું પણ ભાન ભૂલી ગયો. એનું મગજ કામ કરતું અટકી ગયું. થોડી વાર પછી હાલ્યો ને દુઃખ તથા શરમને લીધે શક્તિહીન થઇ ગયેલો પગ ઉપાડી, ચાંપ દબાવતાં યંત્ર ગતિમાન થાય તેમ નીચી નજરે ગતિમાન થયો—ચાલ્યો.

## પ્રકરણ ૮

### છેલ્લો પ્રયત્ન

કેટલાક દિવસ પછી દુર્ગાપ્રસાદે વિલાસને બોલાવીને પૂછ્યું, "મહેન્દ્ર સાથે લગ્ન કરવાનો તારો નિશ્ચય હવે ફરશે નહિ જ ને ?"

" ના. મેં પૂરો વિચાર કર્યો છે. "

" મહેન્દ્રને ભણવા મોકલવામાં આવ્યો પણ તે ભણ્યો નહિ ને પૈસાનું પાણી કરીને આવ્યો તે તું જાણે છે ? "

" એ કંઇ એમની વિરુદ્ધની ભારે દલીલ નથી. "

" તારી ભાભીનું કહેવું એવું છે કે તમારાં લગ્ન સફળ થવાનો બિલકુલ સંભવ નથી. તેં એની દલીલો ગંભીરતાથી વિચારી જોઇ ?"

" મારાં ભાભી દીનેશનાં પક્ષપાતી બન્યાં છે એટલે એવું માને તે સ્વાભાવિક છે. મેં એમની દલીલો ઉપર પણ વિચાર કર્યો છે. એ કહે છે તેવું થવાનું એક પણ ચિન્હ મને તો દેખાતું નથી. એમણે તટસ્થતા ગૂમાવી દીધી છે; એટલે એમનાં અનુમાનોમાં તથ્ય હોય તોપણ સ્વીકારવાનું મન ન થાય. "

" તને તારી ભાભીની તટસ્થતા માટે એમ લાગતું હોય તો ભલે. પણ મને લાગે છે કે તટસ્થતા ગૂમાવવાને એની પાસે એક પણ કારણ નથી. દીનેશ તરફ પક્ષપાત હશે પણ તે તારા હિત

માટે કેમ નહિ હોય ? તું દુઃખી ન થાય એટલા માટે કહેવાની અમારી ફરજ છે અને તે અમે બજાવી છે. માનવું ન માનવું તે તારી ઈચ્છાની વાત છે. ”

“ તમારું કહેવું હું જરૂર માનું, પણ તમે બકુલાભાભીના દોર્યા દોરાઓ છો અને બકુલાભાભીના મગજમાં એવું કંઇક ભરાઇ ગયું છે કે તમારી સલાહ કરતાં મારા ઉપર વધારે વિશ્વાસ રાખવાની દિલગીરી ભરી ફરજ મારે બજાવવી પડે છે. મુરબ્બી તરીકે તમારે જે કહેવું જોઇએ તે કહ્યું છે. હવે મારા ઉપર વિશ્વાસ રાખો ને હું ભૂલી નથી પડી તે જુઓ. ”

“ મારી ધારણા ખોટી પડો એમ હું ઇચ્છું છું. ” બકુલા જે ત્યાં બેઠીબેઠી સાંભળ્યા કરતી હતી તે વચ્ચે બોલી. “ તમારો સંસાર સારી રીતે ચાલે એટલું જ અમે ઇચ્છીએ છીએ. તમને સુખી જોઇ અમારાં હૈયાં હર્ષથી નાચશે. ”

“ ભલે જા. ” દુર્ગાપ્રસાદે રજા આપી.

વિલાસ જવા તૈયાર થઇ બોલી, “ મોટાભાઇ, તમે મુરબ્બીપણાના અભિમાને મારી ઇચ્છાને ડામવા ને દબાવવા પ્રયત્ન નથી કર્યો તે બદલ આભાર માનું છું. બકુલાભાભી, કડવામાં કડવા શબ્દો કહીને તમને જે ઠીક ન લાગ્યું તેમ થી મને બચાવવા હિંમતભર્યો ને જોખમકાર પ્રયત્ન કર્યો છે તે બદલ હું તમારા તરફ માનની નજરે જોઉં છું. હું ઉદ્ધતાઇ કરતી હોઉં તો તે ભૂલી જજો ને મારા જીવનમાં ઐશ્વર્ય ઉતરે એવા આશીર્વાદો આપ્યા કરજો. ”

આભારવૃત્તિની પ્રેરણાથી વિલાસ અત્યંત નરમ થઇ ગઇ. તે હર્ષથી છલકતે હૃદયે અને આનંદાશ્રુથી ભીંજાયેલી આંખે દુર્ગાપ્રસાદ અને બકુલાને પગે લાગી. બંનેએ તેને આશીર્વાદ આપ્યા ને મહેન્દ્ર સાથેનો સંબંધ સુખદ અને અતૂટ રહે તેવી ઇચ્છા પ્રદર્શિત કરી. ભાઈ અને ભાભીની મહાનુભાવતાના વિચાર કરતી વિલાસ ગઈ.

બકુલા અને દુર્ગાપ્રસાદ લગ્નના ઉત્સવની યોજના ઘડવા લાગ્યાં.

## પ્રકરણ ૯

## કાતીલ ફટકો

'ગ્રીન કૉટેજ 'નો ભપકો આજે જૂદી જાતનો જ હતો. એ ભપકાદાર વિશાળ બંગલામાં આજે આનંદની છોળ ઉછળતી હતી. રોશનીનો ભપકો પણ દીલચશ્મ હતો. હજારો વિજળીના દીવા પ્રકાશ રેલાવતા હતા, કેટલાક લાલ પ્રકાશ આપતા હતા, કેટલાક લીલો, કેટલાક ભૂરો; આમ વિવિધરંગી પ્રકાશનું મિશ્રણ થઇ અગર અમૂક રંગ કે રંગોનો સીધો પટો પડી જઇ સુંદર દેખાવ ઉભો થતો હતો. દીવાઓમાં પણ કરામત હતી. કેટલાક દીવાઓ સળગી અને કેટલાક હોલવાઇ નવાનવા દેખાવ આપતા હતા. દીવાઓની કરામતથી, પ્રવેશદ્વાર ઉપર વર–કન્યા પાણીગ્રહણની ક્રિયા કરતાં બતાવવામાં આવ્યાં હતાં. બધાં તે જોવા થોભતા ને જોયા પછી પ્રશંસા કરતા. બંગલાના ચોગાનમાં મોટો અને સુંદર મંડપ ઉભો કરવામાં આવ્યો હતો. તેમાં ઠેરઠેર કલામય ભરતકામવાળી શાલો લટકાવી દેવામાં આવી હતી.

વિલાસ મહેન્દ્ર સાથે પરણતી હતી.

દુર્ગાપ્રસાદે પોતાની સ્થિતિને શોભે તેવી રીતે લગ્નપ્રસંગ ઉજવવાનું

નક્કી કર્યું હતું. સગાંસંબંધીઓને નવ વાગ્યે મિજબાની આપવાની હતી અને ચાર વાગ્યે લગ્નક્રિયા થવાની હતી. મિજબાનીનો સમય થવા આવ્યો હતો. એટલે મોટરો, સાઇકલો અને ગાડીઓની ધમાલ ચાલુ થઇ ગઇ હતી. ધીમે ધીમે બંગલામાં ગડબડાટ વધવા લાગ્યો.

દીનેશ ભગ્નહૃદયે 'ગ્રીન કૉટેજ' તરફ જતી શાહીબાગની સડક ઉપર ચાલતો હતો. એના અંતરમાં શોકનો મહાસાગર ભયંકર તાંડવ કરતો ઘુઘવતો હતો. પગમાં જોર નહોતું, હૈયામાં હામ નહોતી, આંખમાં આનંદ નહોતો, અંગમાં સ્ફૂર્તિ નહોતી.

"આ ભાઇ રખડી ગયા."

"કોણ છે એ ?"

"કૉલેજમાં ઇતિહાસના પ્રૉફેસર છે અને વિલાસના ઉમેદવાર હતા."

દોડી જતી ગાડીમાં બેઠેલી બે વ્યક્તિઓ વચ્ચે થતી વાત સંભળાઇ તે સાથે જ સડક તરફ જોઇ રહેલી એક ડોક દેખાઇ. ગાડી આગળ નીકળી ગઈ એટલે દીનેશથી વધારે સંભળાયું નહિ; પણ જેટલું સંભળાય તે એના વેદનાભર્યા હૃદયમાં વધારે વેદનાની આગ સળગાવવા પૂરતું હતું. પોતે ન આવ્યો હોત તો ઠીક થાત. કૉલેજના સ્ટાફને તેડવામાં આવે અને શેઠ દુર્ગાપ્રસાદ તરફથી આગ્રહ ભર્યું આમંત્રણ મળે તે છતાં આવ્યા સિવાય કેમ ચાલે ? ન આવે તો લોકોમાં ગમે તેવી વાતો પણ થાય. આથી કઠણ હૃદય કરી ઘેરથી નીકળ્યો હતો. એ થતું દુઃખ દબાવી શકે પણ વિચાર ન જ દબાવી શકે.

પ્રવેશદ્વાર ઉપરની કરામત જોઈ દીનેશ મુગ્ધ થયો અને ભાવ જાણી એના હૈયામાં ચીરા પડયા. ગઇ ! ગઇ ! વિલાસ ગઇ ! બંગલામાં દાખલ થતાં એનો પગ થંભી ગયો, વળી ઉપાડયો ને આજુબાજુ શોધક નજર નાખતાં અંદર દાખલ થઇ આગળ વધ્યો.

મુખમંડળ ઉપર છવાયેલો શોક દૂર કરવા પ્રયત્ન કર્યો, અર્ધી સફળતા મળી.

દીનેશ એકલો ફરતો હતો. એની સાથે કોઈ નહોતું. એ પોતે માણસોથી દૂર રહેવા ઇચ્છતો હતો. વિજેતાની રાજધાનીમાં જીતાયેલા રાજા તરીકે ફેરવવામાં આવતા કોઇ ગર્વિષ્ઠ રાજાધિરાજ જેવી તેની દશા હતી. પોતે હારેલો ઉમેદવાર હતો એટલે શરમાતો હતો ને માણસોથી દૂર ભાગતો હતો. દૂર ભાગવાનું બીજું પણ કારણ હતું. એના અંતરમાંની વેદના બીજાંને જણાવવા તે નહોતો ઇચ્છતો. એ અંતરમાં કેટલું ભીષણ મંથન ચાલતું હતું તે કોણ સમજી શકે તેમ છે? પોતાની પ્રિય પત્નીને વેચી, અજાણ્યા બ્રાહ્મણને સોંપતાં રાજા હરિશ્ચંદ્રને જેટલું દુઃખ થયું હશે તેટલું દુઃખ અને તેટલો સંકોચ દીનેશને થતો હતો. આવી સ્થિતિમાં એ માણસોની આંખથી ન છૂપાય તો શું કરે? તે પત્થરના એક થાંભલાને અઢેલી ઉભો રહ્યો ને શૂન્ય દૃષ્ટિએ સામે જોઇ રહ્યો. સેંકડો સ્ત્રી, પુરુષો અને બાળકો આનંદથી રણકતા અવાજે વાતો કરતાં હસી રહ્યાં હતાં આ વખતે એક જ પુરુષ એવો હતો જેને આ સર્વને હસતાં જોઈ તેમને માટે અદેખાઈ ઉત્પન્ન થતી હતી. એ હતો દીનેશ, ભરી માનવમેદનીમાં એક સ્ત્રી એવી હતી જેની આંખો દીનેશનો શોધ્યા કરતી હતી. એ વિલાસ નહોતી, બકુલા હતી. એને માથે દુઃખ નહોતું પડતું કે દીનેશ સામે બહુ લાગતુંવળગતું નહોતું, તો પણ તેના દુઃખની ભાગીદારણ હતી. એણે થાંભલા સાથે ચોંટી રહેલા દીનેશને જોયો. પાસે આવીને ઉભી રહી.

"આમ ફીકકા કેમ પડી ગયા છો?" દીનેશની દયાજનક સ્થિતિના વિચારે ને દર્શને બકુલાની આંખમાં ઝળઝળિયાં ભરાયાં, પ્રકાશ પડવાથી ચમકયાં. રૂમાલ વડે આંખ સાફ કરતાં તે આગળ બોલી, "પુરુષ થઇ આમ પોચું હૈયું શું રાખો છો? સ્વસ્થ થાઓ."

આંસુભરેલી આંખે, જમણો પગ ઉંચો કરી થાંભલા સાથે

ચોંટાડી રાખી દીનેશ નીચું જોઇ રહ્યો. એની આંખમાંથી આંસુ ખરી પડયું.

"દીનેશ! ભાઇ! આમ થાય? જીવન ગમતા અને ન ગમતા, રસાર્દ્ર અને સુકકા પ્રસંગોની સાંકળથી બંધાયેલું છે."

બકુલા દીનેશ તરફ જોતી સ્થિર ઉભી રહી. દીનેશે આંસુ લૂંછ્યાં.

"મારે તમારી સાથે વાત કરવી છે." બકુલા કહેવા લાગી. "હું તમને જ શોધ્યા કરતી હતી. મને મળીને જજો હોં! અત્યારે કામમાં છું એટલે વધુ વખત રોકાઇ શકતી નથી, કે નથી ઇચ્છું છું તે વાર્તાલાપ કરી શકતી, તો માફ કરજો."

"કયાં મળું?"

"અહીં જ આવીને ઉભા રહેજો. મહેમાનો ચાલ્યા ગયા પછી તરત જ મળીશ. પણ મળ્યા સિવાય ચાલ્યા ન જતા હોં!"

"બહુ સારું."

બકુલા ગઇ. દીનેશ સ્થિર ઉભો રહ્યો. એનું હૈયું ભરાઇ આવ્યું હતું. આ જગ્યાએ ઉભું રહેવાનું ઠીક ન લાગ્યું એટલે બગીચા તરફ ગયો ને ખૂણામાં આવેલા ગુલાબના એક છોડ પાસે બેસી ધ્રૂસકે ધ્રૂસકે રોયો. લીલા ઘાસ ઉપર પડી તેણે કેટલોક વખત રોવામાં વીતાડયો. જ્યારે તે પાછો આવ્યો ને પોતે બધાંને જોઇ શકે પણ બીજું કોઇ તેને ન દેખે તેમ થાંભલા પાસે આવી ઉભો રહ્યો ત્યારે બધાં આનંદથી જમતાં હતાં. ઓહ! ઉત્સવમાં ભાગ લેવા આવેલાં માણસોમાં તે એકલો એવો હતો જે જમતો ન હોય ને ભિખારીની માફક જમતાં માણસોને જોઇ રહ્યો હોય.

એવામાં ત્યાં થઇને પસાર થતી વિલાસ નજરે પડી.

"વિલાસ!" દીનેશે ધીમે અવાજે બૂમ પાડી.

વિલાસ થોભી. પાછળ જોયું. દીનેશ પાસે જઈ મૌન ધારણ કરી ઉભી રહી.

"મારે તારી સાથે થોડી વાત કરવી છે. થોભી શકીશ ?"

"હું કામમાં છું."

"પાંચ મિનિટ–ફક્ત પાંચ મિનિટ." ચીરાતે હૈયે દીનેશે ભીખ માગી.

"મને ઉતાવળ છે."

"તને વીનવું છું કે પાંચ મિનિટ આપ. કેટલાય દિવસ તને મળવા ફેરા ખાયા કરું છું પણ 'તું મને મળવા માગતી નથી' એવો જવાબ સાંભળી પાછું જવું પડયું છે. આજે તારા આનંદના દિવસે મળી ત્યારે તો પાંચ મિનિટ આપ!"

"કાલે આપી શકીશ."

"આજે જોઇએ. તું મારી આ છેલ્લી અને ક્ષુદ્ર માગણીનો સ્વીકાર કરે એમ હું ઇચ્છું છું." એક વખતની તેની ગણાતી વિલાસ પાસે દીનેશ કેટલી લાચારીથી ભીખ માગતો હતો?

"તમારી માગણી આજે સ્વીકારી શકાય તેમ નથી." વિલાસે કઠોર જવાબ દીધો અને અભિમાનથી અક્કડ બની ગયેલી એ નિષ્ઠુર છોકરી ગર્વથી ચાલી ગઈ. દીનેશનું હૈયું ફાટી જવા લાગ્યું. 'ઓહ! નિષ્ઠુર ! આટલી દયા શૂન્યતા !' પાસેનો માણસ પણ ન સાંભળી શકે તેટલા ક્ષીણ અવાજે બોલ્યા પછી તેણે ઉનો નિસાસો નાખ્યો.

ત્યાં થઇને જતી બકુલાએ વિલાસ અને દીનેશના વાર્તાલાપનો છેવટનો ભાગ સાંભળ્યો અને વિલાસ ચાલતી થઇ તે જોયું. તે પાછી વળી ને વિલાસની સાથે આવી કહ્યું, "તમારે બધાં કામ પડતાં મૂકીને દીનેશને મળવું જ જોઇએ, એમની સાથે વાત કરવી જ જોઇએ."

વિલાસની ઇચ્છા નહોતી છતાં ભાભીના હુકમને વશ થવું પડયું. પાછી ફરી ને દીનેશ ઉપર લાચારી અને કંટાળો પ્રદર્શિત કરતી દૃષ્ટિ ફેંકી બોલી, "મારી પાસે આવો." બોલતી વખતે પણ તે થોભી નહોતી. દીનેશ તેની પાછળ ચાલ્યો. વિલાસ ચાલતી હતી એમ

કહેવાને બદલે ઉડતી હતી એમ કહેવામાં આવે તો ખોટું નથી. દીનેશ ઉતાવળે પગલે તેની પાછળ ખેંચાવા લાગ્યો. બંને બંગલાનાં પગથિયાં ચઢી એક ખંડમાં દાખલ થયાં. એ ખંડ નાનો હતો અને બહુ રાચરચીલું નહોતું. એક ટેબલની આજુબાજુ ત્રણ ખુરશીઓ પડી રહી હતી. ભીંત ઉપર ચાર પાંચ રંગીન છબીઓ લટકતી હતી. દીનેશ ને વિલાસ બેઠાં.

"કહો. શી વાત કરવાની છે ?" વિલાસે પૂછ્યું.

"તેં આ શું કર્યું ?"

'સારું કર્યું છે."

"સારું કર્યું છે ? મારા ગળા ઉપર છરી ફેરવી તે સારું કર્યું માને છે ?"

"મને ગમ્યું તે કર્યું."

" તું સુખી થા એ મારી અંતરની ઇચ્છા છે. માણસના આશીર્વાદ ફળતા હોય અને હું તને આશીર્વાદ આપવાને લાયક હોઉં તો મારા આશીર્વાદ છે કે તારા જીવનમાં શુભ સફળતાઓની સૌરભ પૂરાઓ અને આખું જીવન સદાચાર, આત્મભોગ, પરોપકાર અને તપથી ઝળકી ઉઠો."

" તમારા આશીર્વાદ ફળો. "

" પણ વિલાસ, તેં મને જણાવ્યું પણ નહિ ? વાત તો કરવી હતી ! "

" તમને નથી લાગતું કે આ માગણી ડહાપણ વિનાની છે ? "

" લાગે છે; પરંતુ તને એમ નથી લાગતું કે મને આમ કૂવામાં ઉતારી દોરડું કાપી નાખવાનું તારે માટે અમાનુષી છે ? " દીનેશ દુઃખ અને જુસ્સાથી ભરપૂર અવાજે બોલ્યો.

" એ વ્યક્તિ અને તેના સંયોગો ઉપર આધાર રાખે છે. તમારા માનસથી વિચારું તો મારું કાર્ય વધાવી ન લેવા જેવું છે અને મારા માનસથી વિચારું તો મેં ભરેલા પગલાને હું વખોડી શકતી નથી."

" કોઇ ન વખોડે પોતાના વિચારપૂર્વક ભરાયેલા પગલાને

કોઇ ન વખોડે અને વખોડવા બેસે છે ત્યારે કેટલોય વખત વહી ગયેલો હોય છે, પરંતુ આપણે એકલો પોતાનો સ્વાર્થ ન જોવો જોઇએ. બીજાની શી દશા થાય છે તે જોવું જોઇએ અને ..."

" મને વધારે સલાહની જરૂર નથી. "

" સલાહ નથી આપતો, આપવાની ઇચ્છા પણ નથી. હું તો મારા હૃદયમાં જે જવાળાઓ ઉછળે છે તે બતાવવા માગું છું, પાંસળીઓના પડદા પાછળ જે ભીષણ સંગ્રામ ચાલી રહ્યો છે તેનું દર્શન કરાવવા ઇચ્છું છું. તું સ્વાર્થમાં અંધ થઈ નિષ્ઠુર બની તારી નિષ્ઠુરતાએ એક કોમળ હૃદયને કેવો કારી ઘા કરી મૃત્યુ વેળાનાં દયાજનક તરફડિયાં મારતું બનાવી દીધું છે તે ખુલ્લું કરવા માગું છું. ઘાયલ થયેલા જીગરને ચીરી તેના ટુકડેટુકડા કરી તારા પગ આગળ નાખવાની અભિલાષ ધરાવું છું. "

" આ કવિત્વમય ભાષા પાછળ મૂર્ખતા છૂપાઇ રહેલી છે તે કબુલ કરશો ? "

" કઈ મૂર્ખતા ? "

" એક પુરુષને હૃદય અર્પી ચૂકેલી પોતાની વિદ્યાર્થિની સાથે પ્રેમમાં પડવું અને એ રીતે તેને ધર્મભ્રષ્ટ કરી; પાપના પરિણામથી બચવાની આશા રાખવી તે મૂર્ખતા ખરી કે નહિ ? "

" હું નથી માનતો છતાં સ્વીકારી લઉં છું; પણ એક પુરુષને હૃદય આપેલું હોવા છતાં તે બીજાને ફસાવ્યો ને તરફડાવ્યો તે પાપના પરિણામથી તું બચવા માગે છે ? "

" મેં પાપ નથી કર્યું. "

" છળ, કપટ, વિશ્વાસઘાત અને ઘાતકીપણું પાપ ન ગણાતાં હોય તો તું પાપી નથી. જો એ પાપ ગણી શકાય તો આ સુંદર ચામડીમાં—" દીનેશ જમણો હાથ લંબાવી વિલાસના પગથી માથા તરફ અને માથાથી પગ તરફ વારંવાર ફેરવતાં આગળ બોલ્યો, " છૂપાએલી કાળી નાગણ છે."

" તમારા ગમે તેવા શબ્દોની અસર મને નહિ થાય. "

" કારણુ કે તું નિષ્ઠુર બની છું. પણ મને વિશ્વાસ છે કે તેમ થશે. તારું હૃદય પથ્થરનું તો શું પણ વજ્રનું બન્યું હશે તો પણ પીગળશે. મારી હૃદયવેદના જાણીશ ત્યારે તારે રોવું પડશે. તું તો શું પણ વૃક્ષો અને આ પથ્થરો પણ રડશે. "

" પોતાની વિદ્યાર્થિની જોડે પ્રણયસંબંધ બાંધ્યાનું દુષ્કૃત્ય કર્યા પછી, તેનાં કટુ પરિણામોથી છટકવા નહિ પણ ભોગવવા તૈયાર રહેવું જોઇએ. "

" તૈયાર છું. વિદ્યાર્થિની સાથે પ્રણયસંબંધ બાંધવામાં મને બહુ ખોટું ન લાગ્યું, કારણુ કે હું શિક્ષક હોવા છતાં પુરુષ છું અને તું વિદ્યાર્થિની હોવા છતાં સ્ત્રી છે, છતાં એ ખોટું હોય તો પણ મને ચઢાવનાર ને પછાડનાર તું છે ને? મારા પાપનું ફળ ઈશ્વર કે સમાજ આપે તે હું સ્વીકારી લઉં, વધાવી લઉં, વિરુદ્ધનો અવાજ ન કાઢું કે દુઃખી ન થાઉં; પણ અહીં તેવું નથી. અહીં તો જે બાળકી આગળ મેં મારું ગૌરવ છોડી દીધું, મારી આશાઓ અને અભિલાષાઓ જેને ચરણે ધરી, જેને મારી જીવનસંગાથિની માની અને જેના ઉપર મેં દૃઢ વિશ્વાસ રાખ્યો, તે બેવફા બની કપટની રમત રમી. મને કેમ ન લાગી આવે? મારું જીવન ચૂંથી નાખ્યા પછી મને મળતાં પણ તને શરમ આવે છે! વખત નથી મળતો! કેટલી વિચિત્રતા! "

" મેં તમારું જીવન ચૂંથી નાખ્યું? શી રીતે? "

" વિલાસ, તને પવિત્ર જીવનની કીમત નહિ હોય, મને છે. તું બે પુરુષનાં તું બે પુરુષ સાથે સંબંધ રાખી શકે છે. મારાથી બે સ્ત્રીઓને પત્ની બનાવી શકાય તેમ નથી. જેને મેં મારી માની તે મારી રહેશે. ભલે એ મને ન ચાહતી હોય કે હું એનાથી દૂર ચાલ્યો ગયો હોઉં. "

" એટલે તમે મારા ઉપરથી પ્રેમ નહિ ઉઠાવી લો? "

" પ્રેમ એ શાકમાર્કીટનું શાક નથી કે ઇચ્છીએ ત્યારે ઉપાડી શકીએ. "

" હજી મને ચાહશો ? "

" નહિ જ; પણ તને ભૂલવા વખત જોઇશે. "

" તમારું કહેવું હું સમજી શકતી નથી. "

" કોઇક દિવસ સમજાશે. "

" એટલે શું તમે મારા ઉપર જુલ્મ કરશો ? "

" નહિ જ. આ હૈયું તેવું નથી. "

" તો 'મારી માની છે તે મારી રહેશે' એનો અર્થ શો ? "

" એ જ કે હું એને મારી નહિ ગણતો હોવા છતાં મારી માનીને પરણીશ નહિ. "

" એ મને કહેવાનું ન હોય. "

" તો કોને હોય ? મને દુઃખના દરિયામાં ફેંકી દેનાર તારા સિવાય બીજું કોઇ નથી. તને ન કહું તો કહું કોને ? "

" જેટલું કહેવું હોય તે કહેવા માટે બીજો વખત ન મેળવી શકો ? "

" હવે શા માટે ? "

" તો કંઇ નહિ " કહી ઉઠવા માટે વિલાસ તૈયાર થઇ.

" છેલ્લો મેળાપ, વિલાસ, છેલ્લો મેળાપ. હું હવે તને મળીને તારા સુખમાં વિક્ષેપ નાખવા નહિ ઇચ્છતો હોવાથી નહિ મળું. ભીડ પડે ત્યારે હું જીવતો હોઉં અને મદદ કરી શકું તેવી સ્થિતિમાં હોઉં તો સંભારજે. ભાગી રાતે દોડી આવીશ. "

" ઉપકાર. " વિલાસ ખુરશીમાંથી ઉઠી.

" જાય છે ? "

" હા, મહેન્દ્ર શાહ જોતા હશે. "

" જા. હું પણ આ ચાલ્યો. "

દીનેશ ખુરશીમાંથી ઉઠતો હતો ત્યારે વિલાસ ઉંબર ઓળંગતી હતી. દીનેશ ખુરશીમાંથી ઉઠી ચાલ્યો ત્યારે વિલાસ પગથીઆં ઉતરી રહી હતી. દીનેશ થોડી વાર પગથીઆં ઉપર ઉભો રહી પહેલાં ઉભો હતો ત્યાં જઇ ઉભો. મહેમાનો જમી રહેવા આવ્યા હતા.

## પ્રકરણ ૧૦

## દેવ અને દેવી પાસે

મહેમાનો પાછા વળવા લાગ્યા. ઘણાખરા ગયા પછી દીનેશને બહુ વખત સુધી ઉભું રહેવું પડયું નહિ; કારણ કે બકુલા અને દુર્ગાપ્રસાદ તરત જ આવી પહોંચ્યાં. દીનેશ બકુલાના સંપર્કમાં આવ્યો હતો પણ દુર્ગાપ્રસાદ સાથે બહુ ઓછી વખત વાતચીત થઈ હતી અને એ વાતચીત પણ નિરાંતે બેસીને કરેલી નહોતી. બંને એકબીજાને દીઠે ઓળખતા એટલું જ. શેકહેન્ડ અને ઉભાં ઉભાં કરેલી આડીઅવળી વાતો પછી દુર્ગાપ્રસાદે કહ્યું, " ચાલો એક જગ્યાએ બેસીને નિરાંતે વાતો કરીએ. "

ત્રણે જણ ચાલ્યાં. સીધી, સુંદર અને બંને બાજુએ આવેલાં ઘટાદાર વૃક્ષોથી રમણીય લાગતી સડકોથી આગળ વધી તેઓ ઘાસવાળી ખુલ્લી જગ્યામાં આવ્યાં. બકુલના પ્રબંધથી નોકરે એક ટેબલ અને ત્રણ ખુરશી ગોઠવી રાખેલાં હતાં. દુર્ગાપ્રસાદ અને બકુલા એક હારમાં બેઠાં. દીનેશ સામે બેઠો.

સાડા અગિયાર થયા હતા. આકાશમાં તારા ટમટમતા હતા. ઠંડો પવન આવતો હતો. આજુબાજુ નિઃશબ્દતા પથરાઇ ગઇ હતી. દુર્ગાપ્રસાદ અહીં કદી આટલા મોડા બેઠા નહોતા. આજે બેઠા એટલે કંઈક નવીનતા લાગતી હતી.

" વિલાસ મહેન્દ્ર સાથે પરણે છે તેથી તમે દિલગીર થયા છો ? " દુર્ગાપ્રસાદે વાત શરૂ કરી.

"એક રીતે. પરાજયની લાચારી દુઃખદાયક થઇ પડે તે રીતે."

" આવા પ્રસંગમાં એ તો અનિવાર્ય છે એટલે તમારા સંબંધી થતી ચિંતા ઘણી ઓછી થઇ જાય છે. તમને દિલગીરી થાય છે તેમ મને પણ દિલગીરી થાય છે. તે ઉપરાંત વિલાસના ભાવિની ચિંતાઓ છે. એણે છેલ્લો ઠરાવ કર્યો છે એટલે એનું તો ઇશ્વરે ધાર્યું હશે તેમ થશે. ગાર વાગે અને પરણી ઉઠે એટલે મારા *કર્તવ્યની સીમા પૂરી થાય છે. આપણી વચ્ચે બહુ સંબંધ નથી એ* ઉપરથી તમારે માટે મને બહુ લાગણી નથી એમ રખે માનતા. એ અવિચારી ઉદ્ધત છોકરીના હાથમાં મણી આવ્યો પણ ઓળખી શકી નહિ. એને જેમ સૂઝયું તેમ કર્યું. હું પણ મહેન્દ્ર માટે માનવૃત્તિ ધરાવી શકતો નથી. મેં વિલાસને સમજાવવા બને તેટલા પ્રયત્નો અનેક રીતે કર્યા પણ એ સઘળા નિષ્ફળ ગયા. મારા પિતા મરતી વખતે એને ન દુભવવાનું કહેતા ગયા હતા એટલે અને બીજાં કેટલીક કારણોસર એનું સ્વતંત્ર વર્તન પણ મારે ચલાવી લેવું પડે છે; ઉપરાંત એ પોતાને બુદ્ધિશાળી માને છે. અર્ધદગ્ધતા ભયંકર છે એ તો તમે જાણતા હશો."

" પણ જ્યાં આખા જીવનનો પ્રશ્ન આવતો હોય ત્યાં કોઈની ઇચ્છાને ડામવાની જરૂર જણાતાં તેમ કરવામાં ખોટું શું છે ? "

" સફળતાની આશા હોય અને સારું પરિણામ આવે તેમ લાગતું હોય તો તેમ કરવું આવશ્યક ગણાય; પણ તેવું કંઇ હોય નહિ તો પછી વધુ પીડા શા માટે ઉભી કરવી જોઇએ ? "

" ગમે તેમ હો. હું તો ઇચ્છું છું કે વિલાસ સુખી થાઓ, મહેન્દ્ર સાથે રહી એ ઇંદ્રાણીનાં સુખો ભોગવો ને સરસ્વતીની રસિકતા પામો. "

" એ તમારા હૃદયની ઉદારતા છે-ઉચ્ચતા છે. "

" તમે જમવા નહોતા બેઠા ? " બકુલાએ પૂછ્યું.

" ના, મારામાં એટલી હિંમત નહોતી. "

" એમાં હિંમતની જરૂર ? "

" અવશ્ય. જે વેદના મારા અંતરમાં વસી છે તે લોકોને શા માટે જણાવું ? ઉપહાસને પાત્ર થવા ? એ વેદના દબાવવાનું મારામાં સામર્થ્ય નહિ હોવાથી દૂર રહેવું ઇષ્ટ લાગ્યું. લોક જમતા હતા તે હું જોઈ રહ્યો. તેઓ આનંદ લૂંટતા હતા ત્યારે મેં નિસાસા નાખ્યા. આ પ્રસંગ બહુ વિચિત્ર છે. આજે મારી ભવિષ્યની કલ્પિત સૃષ્ટિ ઉપર વિધિની કાતીલ ફૂંક પડે છે ને એ સૃષ્ટિ અદશ્ય થતી જાય છે. આજે મારું આખું જીવન રસિકતા, પત્નીસુખ અને તે પછીના બીજા મીઠા અનુભવો સિવાયનું-સહરાના રણુ સમું શુષ્ક અને ઉજ્જડ થઇ જાય છે. આજે મારી આંખોમાં આંસુ છે, અને તે લોહીનાં. શરમ અને લાચારીને લીધે હું કોઇને મોં બતાવતાં શરમાઉં છું. "

" માનશો ? ઇશ્વર જે કરે છે તે સારા માટે કરે છે. તમે વિલાસને ચાહો છો તે ખબર જ્યારે મેં સાંભળી ત્યારે અંતર્ગત કહ્યું હતું કે તમે આ ખોટું કરી રહ્યા છો. તમારા અને તેના સ્વભાવમાં આસ્માનજમીનનો ફેર છે. તેની સાથે જોડાઈ તમે સંસાર માંડત પણ તે દુઃખે સળગતો. તમે પોતે પસ્તાત. ઇશ્વરનો ઉપકાર માનો કે એક અંગારામાંથી બચાવે છે. અંગારો દૂર પડયો પડયો ગરમી આપે છે, પણ સ્પર્શ કરતાં દઝાડે છે. વિલાસ અંગારો છે. તમે એનાથી બચો છો. "

" ઇશ્વર જે કરે છે તે સારા માટે એ હું સ્વીકારું છું. "

" તો પછી હવે દુઃખી ન થશો. તમારી માનસિક સ્થિતિ કેવી થશે તે બકુલાએ કલ્પ્યું ને મને કહ્યું હતું. સત્યનું ભાન કરાવવા-આકર્ષક દેખાતા સંબંધની ભીતરમાં શું વસી રહ્યું છે તે બતાવવા તમને મળવાનું મને ઠીક લાગ્યું. હું ઇચ્છું છું કે હવે આ વાત ભૂલી જાઓ તમારા હૃદયમાંથી વિલાસને દેશવટો દો. એ દેશવટાને પાત્ર છે."

" હાલ તુરત તો એ અશકય છે. તે ગમે તેવી હતી પણ મેં એને મારું હૃદય સોંપ્યું હતું. જો કે છેલ્લે છેલ્લે તેના વિચિત્ર.

સ્વભાવના થોડાક અનુભવો મને થયા છે, અને સંબંધ ભસ્મીભૂત થયો છે. પણ હૃદય એવી જ વસ્તુ છે કે ગમે તેવી કઠોરતા સહન કરવી પડી હોય તોપણ કોઇને એકદમ ભૂલી શકતું નથી. હું ઇચ્છું છું કે હવે આપણે આ વાતો બંધ કરીએ. કારણ કે એ મારી લાચારીની શરમ કથા છે. એનાં પડ ઉખેડતાં મારા હૃદયમાં દબાયેલા દુઃખના પોપડા ઉખડે છે. તમે મારે માટે જે કાળજી રાખી છે અને મારા જેવા પ્રત્યે સહાનુભૂતિ દર્શાવી છે તે બદલ આભારી છું. "

" તો એ વાત બંધ કરીએ. તમે જમ્યા નથી ખરું કે ? ચાલો આપણે ત્રણે અહીં જ જમી લઈએ. "

" હું નહિ જમું ? "

" કેમ ? "

" શો જવાબ આપું ? મારી વેદના ખોરાકને ઝેર બનાવશે. "

" કંઇ નહિ, એ અમારે જોવાનું નથી. " કહી દુર્ગાપ્રસાદ હસ્યા. બકુલા તરફ જોઇ તેમણે કહ્યું, " વ્યવસ્થા કરને ! "

બકુલા ઉઠી. ચાલી ગઈ. બકુલાની શુદ્ધતા, પવિત્રતા અને મૃદુતા જોઇ દીનેશ વિચારમાં પડી ગયો. એના અંતરમાં બકુલા પ્રત્યેના માનનું તેજ પ્રગટયું. એ તેજે પૂજ્ય બુદ્ધિ પ્રગટાવી. દીનેશનું હૃદય પોકારી ઉઠયું, " વંદન હો ! આર્યાવર્તની એ વિશુદ્ધ આર્યા ! તુજ પૂજ્ય ચરણસરોજને. " અનઇચ્છાએ છતાં અજાણતાં મસ્તક નમી ગયું. દુર્ગાપ્રસાદ આ જોઇ ગયા ને મનમાં હસ્યા પણ બોલ્યા નહિ. દીનેશને ખબર પણ ન પડી કે એના હૃદયભાવ એક વ્યક્તિ વાંચી ગઇ છે.

બકુલા પાછી આવીને બેઠી. ખાદ્ય પદાર્થો ટેબલ ઉપર ગોઠવાઇ ગયા. હસતાં હસતાં ત્રણેએ ભોજન કર્યું. હાસ્યરસિક વાતો શોધી કાઢી હાસ્ય ચાલુ રાખવામાં દીનેશનું દુઃખ ભૂલવવાનો બકુલાનો ઇરાદો હતો. જમી રહ્યા પછી બકુલાએ દીનેશને પૂછ્યું, " મારે તમારી પાસેથી થોડો ખુલાસો મેળવવો છે, દુઃખ ન થાય તો કહું."

" કહો. "

" વિલાસ મહેન્દ્ર સાથે પરણે તેથી તમે દિલગીર હોવા છતાં શુભ ઇચ્છો છો. આ ઇચ્છા તમારા હૃદયની ઉદારતાને આભારી છે કે માનને ? તમને વિલાસ માટે માન છે ? "

" હા, પહેલું હતું. એ જ્યારથી મારી સાથે કપટબાજી રમી અને પતંગિયાની માફક ઉડાઉડ કરવા લાગી ત્યારથી એ માન કમી થઇ ગયું છે. "

" એનામાં કોઇ વિશિષ્ટતા દીઠી ? "

" હું ચોક્કસ કહી શકતો નથી. બીજાં સ્વીકારે તેવી વિશિષ્ટતા એનામાં હોય કે ન હોય પણ તેણે મારું હૃદય ખેંચ્યું હતું તે જ મારે મન વિશિષ્ટતા છે. "

" તે ખરું. પણ તમારી સાથે લગ્ન થયાં હોત તો તમે સુખી થાત એમ માનો છો ? "

" અત્યારે છે તેવી રહી હોત તો સુખી ન થાત. પણ હું પ્રયત્ન કરી સુધારત. "

"સુધરત એમ લાગે છે ? "

"એ તો ભવિષ્યના ગર્ભમાં–"

"છતાં કંઈ લાગવું જોઈએ."

"પહેલાં પૂછ્યું હોત તો 'હા' કહેત. આજે 'ના' કહું છું."

"એટલે ઇશ્વરે તમને બચાવ્યા છે એ ખરું ને ?"

"હા, એ રીતે."

પાન–સોપારી આપ્યાં ને લીધા પછી દુર્ગાપ્રસાદે કહ્યું, "બે–ત્રણ કલાક ઉંઘ લેવાય તો ઠીક. બાર થઈ ગયા." દીનેશ તરફ જોઈ તેઓ બોલ્યા, "તમે તો ઘેર જશો ને ?"

"ના. લગ્નક્રિયા થઈ ગયા પછી આશીર્વાદ આપીને જઈશ."

" મને એ ઠીક નથી લાગતું. તમારી માનસિક સ્થિતિએ શરીર ઉપર અસર કરી છે. ઉજાગરો થશે તો શરીર બગડશે. તમારે માટે આરામ અને આનંદની જરૂર છે."

બકુલાના આગ્રહથી દીનેશે ઘેર જવાનું સ્વીકાર્યું. દુર્ગાપ્રસાદની મોટર આવી ગઇ એટલે બધાં ઉઠયાં ને સાથે સાથે મોટર પાસે આવ્યાં. દીનેશ બેઠો. અત્યારે એના મોં ઉપર વિલાસ ગૂમાવ્યાનું દુઃખ નહોતું કે ઇશ્વરે સારું કર્યું છે તેના ભાનનો આનંદ નહોતો.

"દુઃખી ન થશો હોં!" બકુલાએ કહ્યું.

"એ તો જે થાય તે. તમે બંનેએ મારા તરફ બતાવેલી માયા ભરી સહાનુભૂતિ માટે આભાર માનું છું."

દુર્ગાપ્રસાદે કહ્યું, "માણસને લાગણી જરૂર થાય પણ તેની પાછળ શરીરની પાયમાલી કરવામાં આવે ત્યારે પુરુષાર્થની–નિગ્રહની શક્તિની કીમત ઘટે છે. હું ઇચ્છું છું કે તમે નિર્બળ ન બનો ને બધું ભૂલી જાઓ."

"પ્રયત્ન કરીશ."

મોટર ઉપડી. બકુલા અને દુર્ગાપ્રસાદ ચાલી જતી મોટર તરફ જોઇ રહ્યાં. એ મોટર એમની હતી ને અનેક વખત જોઈ હતી એટલે મોટર જોવાપણું નહોતું, તેમ દીનેશ છૂટો પડે તેથી જરાય સાલે તેવું નહિ હોવાથી, એ દૃષ્ટિથી પણ નહોતાં જોતાં. દૃષ્ટિને મોટર તરફ ખેંચનાર, દીનેશની કરુણ દશા હતી.

"મહેન્દ્રને સ્વીકારી ખરેખર વિલાસે ભૂલ કરી છે." બકુલા બંગલા તરફ ચાલતાં બોલી.

"તેને એ 'ભૂલ' લાગે ત્યારે ને?"

"દુઃખી થશે ત્યારે લાગશે."

"આપણે ઇચ્છીએ કે તે દુઃખી ન થાય."

"જરૂર. પણ કર્મનાં ઝાડ વાંઝયાં નથી હોતાં તે જાણીએ છીએ એટલે ભૂલ અને ભોગનો અબાધિત નિયમ સ્વીકારીએ જ ને! ભૂલ પાછળ ભોગ ચાલ્યો આવે છે."

–અને યુગલ બંગલામાં ભરાઈ ગયું.

## પ્રકરણ ૧૧

### વળી વધુ—

દીનેશ સમતોલ લાગણીઓથી મોટરમાં બેઠો ખરો પણ જેમ જેમ મોટર આગળ ચાલતી ગઇ તેમ તેમ ટકાવી રાખેલું સમતોલપણું ઉડી જવા લાગ્યું. પ્રયત્ન હોવા છતાં તાજો કારી ઘા ભૂલી શકાતો નથી. એની વેદના એટલી ઉગ્ર હોય છે કે બીજી બાજુ ધ્યાન ખેંચી ટકાવી રાખવું મુશ્કેલ છે. દીનેશનું મગજ વિચારોથી ધમધમી ઉઠયું. દબાયેલી દુઃખની લાગણી ધીમે ધીમે વધવા લાગી. છેવટે તો તે વિચારમૂઢ બની ગયો. પોતાનું મકાન તદ્દન નજીક આવ્યું છે તેનું પણ ભાન ન રહ્યું. જ્યારે મકાન આગળ આવી મોટર ઉભી રહી ત્યારે તે કંઈક સ્વસ્થ થયો, સંપૂર્ણ નહિ. શૉફરે બારણું ઉઘાડયું તો પણ દીનેશ સીટ ઉપર બેસી રહ્યો.

"સાહેબ !" કેટલીક વાર ઉભા રહ્યા પછી શૉફરે કહ્યું.

"કેમ ?" આંખો ઉઘાડી. બાઘામંડળની જેમ દીનેશ શૉફર તરફ તાકી રહ્યો.

શૉફરના આશ્ચર્યનો પાર ન રહ્યો. તે બોલ્યો, "આપનું ઘર આવ્યું."

"તે ?"

"આપ ઉતરો."

"કેમ ?"

"આપનું ઘર આવ્યું."

દીનેશે દયાજનક અને ભયત્રસ્ત દૃષ્ટિથી ચારે બાજુ જોયું. એના મોં ઉપર તીવ્ર વિચારોએ કરેલા હલ્લાની વેદના સ્પષ્ટ દેખાતી હતી. પોતે ક્યાં અને કઇ સ્થિતિમાં છે તે કંઈક સમજાયું. એક ઉંડો નિસાસો નાખી તે ઉભો થવા ગયો પણ મોટરનું હુડ માથામાં વાગ્યું. આવી સ્થિતિમાં દીનેશ મોટરની બહાર આવી પોતાની સીટ સામે જોતો ઉભો રહ્યો. વિચાર આવ્યો ને તે શૉફર તરફ ફર્યો.

"તું શેઠ દુર્ગાપ્રસાદનો શૉફરને ?"

"હા, જી."

"વિલાસને ઓળખે છે?"

પ્રશ્ન સાંભળી શૉફર વિચારમાં પડી ગયો. એને લાગ્યું કે દીનેશનું મગજ ભમી ગયું છે. તે ગાંડો થઇ ગયો છે. પોતે વિલાસને ન ઓળખે તે અશક્ય હોવા છતાં, સંબંધમાં આવેલો માણસ આમ પૂછે છે તેથી મૂંઝાયો ને જવાબ ન દઇ શકવાથી ઉભો રહ્યો.

"નથી ઓળખતો ?"

"ઓળખું છું."

"તો ઉભો રહેજે. મારે એક ચિઠ્ઠી મોકલવાની છે. લઈ જઇશ?"

"હા."

"તો લખી લાવું છું."

દીનેશ ઝપાટાબંધ મકાનમાં દાખલ થઇ ગયો. સ્વીચ દબાવી દીવો કરી કાગળ લખવા બેઠો.

વિલાસ,

પુનરુક્તિ થતી હોવા છતાં ઉર્મિ નથી રોકી શકતો, કારણ કે મારે કેટલુંક કહેવાનું હતું તે તારી ઉતાવળને લીધે રહી ગયું છે.

તારા સહવાસથી કંઇક મધુરો પ્રકાશ ઝળકયો. હું સમજ્યો કે હવે તિમિર નાશ પામે છે. ઉષા એના મલપતા વદને મારા ગૃહ આંગણુને પ્રકાશિત કરવા અને મારા અંતરમાં નવચેતન ફૂંકવા મૃદુ પગલીએ પધારે છે. હું શું જાણું કે એ બધું ખોટું હતું? દીઠેલો પ્રકાશ ઉષાનો નહોતો, પણ ખરી પડતા કોઇ તારાનો હતો. હંમેશાં ગૌરવમાં ફરતો હું પ્રેમપ્રાબલ્યે તારા આગળ આત્મભાન ભૂલ્યો. ગુરુ અને શિષ્યાના સંબંધને વિસર્યો. તેં મારા દીલને ઘાયલ કર્યું છે. તું મહેન્દ્રને પરણી એટલા માટે મને બહુ ઓછો શોક થાય છે, પણ તું મારી સાથે કપટની બાજી રમી તે શૈલ્યવત્ ખૂંચે છે. હું નહોતો જાણતો કે મહેન્દ્ર તારા અંતરમાં વસ્યો છે. હું નહોતો જાણતો કે મને ચાહનારીના દીલના એક ખૂણામાં એક એવી વ્યક્તિનું સ્મરણ છૂપાઇ રહ્યું છે જે મને દુઃખ, શરમ અને લાચારીને કાંઠે ધકેલી દેશે. તેં તે મારાથી છૂપું રાખ્યું હતું. હું એ જાણી શકયો હોત અને વાતાવરણ એવું હોત તો વિલાસિની, તારી સાથે આકર્ષણશૂન્ય પ્રેમ રાખત, પણ ચુંબન ન કરત. એ એક ચુંબન મારા જીવનને કયાં ઢસડી જશે તે હું જાણું છું. તું કલ્પી શકતી નથી. તેની તને અગત્ય નથી જણાતી એટલે પ્રયત્ન પણ નથી કરતી. તારી પાસેથી એટલા સૌજન્યની આશા જરૂર રાખું. મારા હૃદયને સ્વાર્થવશ થઇ તેં ઘાયલ કર્યું તો ભલે કર્યું પણ એ જખ્મ ધોવા પ્રયત્ન તો કરવો જોઇએને! ઉઠતી વેદનાના ભડકા ઠારવા લોટો પાણી ઢોળવું જોઇએ ને! પણ દુઃખ અને શરમની વાત છે કે સ્વાર્થના ધૂમ્મસથી ઘેરાઇ

ગયેલી તારી આંખ એ દેખી શકતી નથી, મોહમાં ગૂંચવાઇ ગયેલું તારું મગજ સમજી શકતું નથી. ભલે, હવે મને તારા તરફ માન નથી કે પ્રેમ નથી. એક માણુસ બીજા માણુસ તરફ રાખે છે, તેવી તટસ્થવૃત્તિ છે. હા, એ તટસ્થવૃત્તિ પાછળ તારાં ઉદ્ધત કાર્યોનો ઇતિહાસ છે ખરો.

તને ભૂલી જવા મંથન કરીશ. સ્મરણુ તરફ તલપતા હૃદયને પથ્થર મૂકી દબાવીશ! તું મને ભૂલી જજે. જો કે તું મને ભૂલવા માગે છે અને ભૂલી જઇશ, તો પણુ સ્મરણુની નાની યાદી જરૂર રહી જવાની; જે કોઇ દિવસ સળવળી ઉઠે તેવો સંભવ છે. એવું ન થવા દેતી–તારી ખાતર, કદાચ મારી ખાતર, આપણે બંનેની ખાતર. એમાંજ તારું અને મારું કલ્યાણ સમાયેલું હું જોઉં છું.

હવે તારાથી છૂટો પડું છું–હાથમાં રહેલો પતંગ દોરી તૂટતાં ગમે ત્યાં ઉડી જાય તેમ. તું ન માનીશ કે દોરી તોડતાં મારા હૃદયમાં આનંદની લહેરો આવે છે. એ મીઠા સંબંધ ઉપર તેં ઘા કર્યો છે અને હવે આ પ્રમાણે લખતાં મારા હૈયામાં ચીરા પડે છે; પણુ શું કરું? ઉપાય શો? સુખી થજે.

લી૦

એક વખતનો તારો

**દીનેશ**

તા. ક:–'એક વખતનો તારો' લખતાં લાચારી અને શરમને લીધે મારી પોપચી ઢળી ગઈ. હૃદય થડકયું. પરંતુ હવે તો લાચારી અને શરમની ગાથાઓ ગૂંજતાં, થડકતે હૃદયે જ જીવવાનું છે ને?–

કાગળ પરબિડિયામાં બીડી, ઉપર વિલાસનું સરનામું કરી, દીનેશે પરબિડિયું શૉફરના હાથમાં મૂકયું. શૉફરે તે સલામ સાથે

સ્વીકારી, મોટરમાં દાખલ થઈ, મોટર ચલાવી. રાતનો એક વાગેલો હોવાથી નિર્જન થઇ ગયેલા રસ્તા ઉપર મોટર પૂરપાટ દોડવા લાગી.

મકાનમાં જઇ દીનેશ પલંગમાં પડયો પણ આજે નિદ્રા દોહ્યલી હતી. તે વિચારમાં પડયો. અર્ધો કલાક થયો ત્યાં તો મોટરનો અવાજ સંભળાયો. મોટર ઉભી રહી. બારણું ઉઘડયું, વસાયું અને કોઇનાં પગલાં પડતાં સંભળાયાં. પલંગમાં પડેલા દીનેશે તે તરફ કાન માંડયા. પાડોશીને ત્યાં કોઈ આવ્યું હશે એમ માની જરા સ્વસ્થ થયો ત્યાં તો પોતાના બારણા ઉપર ટકોરા થયા. દીનેશ સફાળો ઉઠયો. બારણું ઉઘાડયું. બકુલા અને શૉફરને જોઇ તે ચમકયો.

"તમે અત્યારે? રાતના દોઢ વાગ્યે? આ મુફલીસને ઘેર?"

બકુલા મીઠા અવાજે શાન્તિથી બોલી, "શૉફરે તમારી ભ્રમિત દશા મને કહી સંભળાવી તે ઉપરથી લાગ્યું કે તમે શાન્ત થયા છો એવું બતાવી છૂટા પડયા હતા; પણ અંતરમાં એક જવાળામુખી ધગધગી રહ્યો હતો. તમારે શાન્ત થવાની જરૂર છે. શાન્ત નહિ થાવ તો નથી કહી શકતી કે શું થશે. ચાલો, મારી સાથે ચાલો. હું તેડવા આવી છું. ઉંઘ નહિ આવે ને દુ:ખી થશો."

"દેવી, તમને મા ગણી પગે લાગું કે શુભચિંતક મિત્ર ગણી સન્માનું?" માનવૃત્તિથી છલકાતા હૃદયે દીનેશ બોલ્યો: "મારી આટલી બધી કાળજી શા માટે રાખો છો? ઉંઘ નહિ આવે કે દુ:ખ થશે તેથી શું સત્યાનાશ નીકળી જવાનું છે? હું એક ક્ષુદ્ર માનવપ્રાણી છું. એની પાછળ તમે રાતના દોઢ દોઢ વાગ્યે નાસાનાસ શા માટે કરો છો? ઓહ! પણ તમે ઉભાં છો! અંદર આવો બેસો."

"ના મારે જવું જોઇએ. તૈયાર થાવ. ઉતાવળ કરો."

"નહિ બની શકે. એ નહિ બની શકે. હું અહીં જ સૂઇ જઇશ."

"આવવામાં વાંધો છે? વિલાર્સને આશીર્વાદ દેવા તો ચાલો."

"હવે નહિ."

"તો તે તમારી ઇચ્છા. હું અતિ આગ્રહથી તમને શરમાવવા નથી માગતી. પણ એટલી આશા તો જરૂર રાખું છું કે શોક અને ચિંતાથી, પડેલા દુ:ખને નહિ બેવડતાં શાન્ત રહી નિરાંતે ઉંઘશો. વધારે શું કહું? સમજુ છો એટલે કહેવાની જરૂર નથી; પણ મારી લાગણીઓની દયા લાવવા વિનંતિ કરું છું."

"વિનંતિ નહિ કરો, હુકમ કરો. તમારા હુકમને વશ થવા પ્રયત્ન કરીશ. બાકી અટપટી રીતે આવી, ન સમજાય તેવી રીતે પ્રવેશ કરી સંતાપના વિચારોને એકદમ દૂર કરવા કોણ શક્તિમાન છે?"

"પણ તે આપણા ઉપર અધિકાર જમાવી બેસવા ન જોઇએ."

"કબુલ કરું છું."

"તો હું જાઉં છું. આશા રાખું છું કે તમે શાન્ત થવા પ્રયત્ન કરશો."

"જાવ, મારી ચિંતા ન કરશો. ફરીથી કોઈ વખત મારે માટે આમ તસ્દી લેવાની જરૂર નથી. તમને આટલાં આટલાં કામોમાં અહીં આવવાની ફરજ પાડવા બદલ શરમાઉં છું. કૃપા કરીને આવી રીતે મને ફરીથી શરમાવશો નહિ."

શાન્ત થઇ નિરાંતે ઉંઘવાની, ફરીથી એક વખત સૂચના આપી, બકુલા ચાલી ગઈ. દીનેશ બારણું વાસી પલંગમાં પડયો. પ્રયત્ન કર્યો, છતાં ઉંઘ ન આવી. વિચારોનું તાંડવનૃત્ય ન અટક્યું તે ન અટક્યું. આખી રાત તરફડિયાં મારતાં પસાર કરી. ધસાઇધસાઇને પાસાં દુ:ખી ગયાં હતાં, એટલે સવારે ખૂબ વહેલો ઉઠયો. ઉજાગરાને લીધે એની આંખ લાલઘૂમ થઇ ગઇ હતી, માથું ભમતું હતું અને પગ

સ્થિર રહેતા નહોતા. આવી સ્થિતિમાં ઉભા પગે બેસી દાતણ ચાવવા માંડયું. દાતણ ચાવતાં ચાવતાં મગજ વિચારોને ચકડોળે ચઢી ગયું. ઢીંચણ ઉપર લંબાયેલા હાથ અને તેમાંનું દાતણ સ્થિર રહી ગયાં.

વખત થતાં દીનેશ કૉલેજમાં ગયો. ઉદાસ અને દુઃખી બની ગયેલા મોં ઉપરથી તથા શિથિલ પગલાં ઉપરથી પ્રોફેસરો તેની દશા સમજી ગયા. બધાંને દીનેશ ઉપર દયા વછૂટી. વિલાસ સાથે પ્રેમમાં પડવા બદલ પાછળથી મશ્કરી કરનાર વિદ્યાર્થીઓનાં હૃદયો પણ દ્રવ્યાં. વિલાસને કેટલાકે નિષ્ઠુર કહી, કેટલાકે પાપી કહી, કેટલાકે ગાળો દીધીઃ જે ઠીક લાગ્યું તે બોલાયું. કેટલાકે દીનેશનો પણ વાંક કાઢયો.

મગજ સ્થિર નહોતું એટલે દીનેશથી કંઈ કામ થઇ શકયું નહિ. જે થયું તે અવળું થયું. તેના તરફ સહાનુભૂતિથી જોતી હોય તેમ, વ્યાખ્યા વખતે દીનેશ તરફ જોઈ રહેલી એક વિદ્યાર્થિની ઉપર નજર પડી. એ નિર્દોષ અને સુંદર હતી. એના મુખમંડળ ઉપર આર્યાની પવિત્રતાની સ્નિગ્ધ તેજસ્વિતા છવાઈ રહી હતી. દીનેશ સામે જોઇને એ પ્રોફેસરનાં પહેલાંનાં વ્યાખ્યાનો અને આજે ગબડતા ગોળા વચ્ચે સરખામણી કરી, કારણોના ચિંતવનમાં લીન થઇ ગઈ હતી. દીનેશ કોઇ ન જોઇ જાય તેવી દૃષ્ટિથી એ બાળા તરફ થોડી વાર તાકી રહ્યો. એના મગજમાં વિચારો ઉઠયાઃ “ વિલાસના મુખમંડળ ઉપર શ્રીમંતાઇનું તેજ અને વિલાસપ્રિયતાની છટા છે, ત્યારે આના મુખમંડળ ઉપર પવિત્રતાનું તેજ અને સાદાઇની સરલતા દેખાય છે. વિલાસની આંખમાં ઉગ્રતા ભભૂકે છે ત્યારે આની આંખમાં સ્નેહ અને સહિષ્ણુતાની ચાંદની ચમકે છે. વિલાસ તોફાની ધોધ છે, આ શાન્ત સરિતા છે. એકંદરે વિલાસ કરતાં આનામાં ઘણું વધારે છે. એ મારી થાય તો ? ”—અને 'એ મારી થાય તો' એ વિચાર આવતાં

જ દીનેશના દીલમાં ચીરો પડયો. એ ચમકયો. 'ઓહ ! આ શું થઈ ગયું ?" કહી તે ઉતાવળે પગલે ચાલ્યો ગયો. પ્રૉફેસરની નહિ કલ્પેલી એવી વર્તણુંકથી બધાં આશ્ચર્યચકિત થઇ ગયાં.

દીનેશ ઘેર આવ્યો, વિચારમાં પડી ગયો. " આહ ! હું શિક્ષક છું. શિક્ષકની આંખમાં વાત્સલ્યના ઠંડા દીવા સળગતા હોવા જોઇએ, નહિ કે કામનાના ભભૂકતા જ્વાળામુખી ! શિક્ષકનું હૃદય નિર્વિકારી પ્રેમથી ઉભરાતું હોવું જોઇએ, નહિ કે લાલસાની લાળથી ખરડાયલું હોવું જોઇએ, એને બદલે આ શું ? હું મારી વિદ્યાર્થિનીઓ પાસેથી પ્રેમ માગું છું ? વિલાસ સાથે સંબંધ બાંધ્યો, પ્રેમના મહારાજ્યમાં ફર્યો અને છેવટે ? છેવટે પછડાયો. હવે બીજી શોધું છું ? અને તે પણ મારી પાસે ભણનારી ? ખરેખર, મરાદાપૂર્વકના અપવાદરૂપ ગણી સન્માનેલા એ પાપ પાછળ પાપોની પરંપરા ચાલી આવે છે. મારી આંખમાં વિકાર પેઠો છે. હું હવે શિક્ષક રહેવા માટે નાલાયક બની ગયો છું. મારા હૃદયમાં ઝેર ભરાઇ ગયું છે. શિક્ષકની પવિત્રતાનું મારે હાથે ખૂન થઇ રહ્યું છે. કૉલેજમાં તેવી અનેક સૌંદર્યવતી યુવતીઓ આવે, પરીઓ તેમના મુલકમાંથી વિહારાર્થે પધારી હોય તેવી અનેક પ્રફુલ્લ રસસુંદરીઓ આવે. એમની મૃગલીના નાનકડા બચ્ચા જેવી તોફાની છતાં મીઠી ક્રીડાઓ મારી આંખો જુએ, એમનાં મોંઘામૂલાં વેરાતાં હાસ્ય મારા કાન સાંભળે અને એમનાં નિષ્કલંક હૈયાં મારા ઉપર વિશ્વાસ રાખે, એ વિશ્વાસનો હું અયોગ્ય લાભ લઉં ? એ ઝગઝગતા લાવણ્યમાં અને સંગીતમય હાસ્યમાં સારી દુનિયાને ઉજાળવાનું અને ગજાવવાનું સામર્થ્ય હોય. હું તે માટે તૃષ્ણા રાખું ? આ અઘટિત કામ કરું ? મેં એક વાર પાપ કર્યું છે. એ પાપની ઉછળતી જ્વાળાઓથી હું દાઝયો છું. એણે મારાં જીવનસુખોને સળગાવી દીધાં છે. એક પાપનું ફળ જીંદગીની પાયમાલીમાં આવ્યું તો બીજું પાપ શું નહિ કરે ? હું બીજું પાપ

કરવા નથી માગતો. ઓ હૃદય! તને આ શું સૂઝે છે? શું કરું? કૉલેજમાંથી છૂટો થાઉં?"

દીનેશે ખૂબ ગંભીરતાથી નોકરી છોડી દેવાની બાબત ઉપર વિચાર ચલાવ્યા છેવટે એ જુસ્સામાં આવી ગયો ને જોસથી આમ તેમ આંટા મારતાં ગણગણવા લાગ્યો:—

દુ:ખોની ઝાળની સામે-
ઝઝૂમવું ઇષ્ટ ના શાને?
હૃદયની વેદનાઓને,
હૃદયથી કાઢવી શાને?

ભલે વરસાદ દુ:ખોનો, મુશળધારે શિરે વરસે;
અને ઘાયલ મૃદુ હૈયે, ચીરાઓ લાખ છો પાડે.

દુ:ખોથી દૂર ભાગીને,
અબળ જંતુ થવું શાને?
ઉગામી વજ્રની મુષ્ટિ,
ન લઢવું કાળથી શાને?

અહા! આવો, દુ:ખો આવો, ચીરો આ ડીલ ને દીલને,
શિરે અંગાર વરસાવો, જીવનમાં આગ સળગાવો.

સળગતી જીંદગાની જોઇ,
હસવું રોકવું શાને?
કટુ લાગ્યાં દુ:ખોમાંથી,
મીઠાશ ન લૂંટવી શાને?

અહા! દુઃખ જ્ઞાનનો દરિયો, અનુભવની મહાસિદ્ધિ;
સહનશીલતા તણી મોંઘી, ગણું હું ખાણુ એ કીમતી.

દુ:ખોથી હારવું તો યે,
શરમને માનવી શાને?

પરાજયમાં પ્રબળતાનાં,
ન દર્શન શોધવાં શાને ?

ગીત પૂરું થતાં દીનેશ આંટો મારવાનું બંધ કરી સ્થિર ઉભો રહ્યો. નોકરી છોડતાં આવી પડનારાં દુઃખો વિકરાળ સ્વરૂપે ખડાં થયાં. સ્થિર ઉભાં ઉભાં. અદબ વાળી, ઉંચું જોઇ દીનેશે દુઃખોનાં રૌદ્ર સ્વરૂપોનાં દર્શન કર્યાં. દુઃખો સામે ઝઝૂમવાનો દૃઢ સંકલ્પ કરેલો હોવાથી એ ડર્યો નહિ. સુખોની છાંયડીમાં ઉછરેલો દુઃખોનો તાપ વેઠવા તૈયાર થતાં સંસાર અને સમાજ પ્રત્યેની નિસ્પૃહા પ્રગટી. એ નિસ્પૃહાએ એના સંકલ્પને વધારે મજબૂત બનાવ્યો. દુઃખોનાં રેખાચિત્રો સામે ઉપહાસનું અટ્ટહાસ્ય ફેંકી તે સ્વગત બોલ્યોઃ—

“ આવો, આવો, જગતજનને ભયથી ભડકાવી થરથરાવનાર કાતીલ દુઃખો આવો. તમારી ધીકતી છાતીએ દબાવા હું તૈયાર થયો છું. સળગી જઈશ તો ય શું ? હું મૂંઝાઇશ, અકળાઇશ, નિઃસહાય થઇશ ત્યારે રડીશ—જરૂર રડીશ. રડીશ ને રોવાની મઝા લૂંટીશ. હૈયું ભાગી જશે કે કાયા કથળી જશે તો પણ તમારે આધીન નહિ થાઉં. તમે મને ચાવી ખાશો ને મારાં હાડકાં કચડકચડ બોલશે તેમાંથી આ આત્મા પ્રેરણાત્મક સંગીતની મઝા માણશે. જોઉં તો ખરો કોણ થાકે છે ? ”

—અને સાચે જ રાજીનામું લખવા માંડયું. એ લખતી વખતે અત્યારસુધી હસતું હૈયું રોયું. પગાર જતો હતો તેટલા માટે નહિ પણ પોતાની પ્રિય કોલેજ અને વહાલા વિદ્યાર્થીઓથી છૂટું પડવું પડશે, એ વિચારે છેવટે એ ધ્રૂસકે ને ધ્રૂસકે રોઇ પડયો. આંખમાંથી આંસુઓનો પ્રવાહ વહી રહ્યો હતો; છતાં લખવાનું અટકયું નહિ. એકાદ બે આંસુ કાગળ ઉપર પડી ગયાં ને લખાણ ચહેંકાયું. ઘટે તેથી વધુ વખતને ભોગે રાજીનામું પૂરું લખાઇ રહ્યું. દીનેશે સ્વસ્થ થઇ વાંચવા માંડયું. એક વખત વાંચ્યું, બે વખત વાંચ્યું. હજી ત્રીજી વખત વંચાતું હતું ત્યાં સુરેશ આવ્યો.

સુરેશ દીનેશનો મિત્ર હતો. દીનેશના મિત્ર થવું તે સહેલી વાત નહોતી. ખાસ પ્રાપ્તિ કંઇ નહિ હોવા છતાં તેની સાથે મૈત્રીસંબંધથી જોડાવા ભારે કીમત આપવી પડતી. મૈત્રિની મહત્તા પણ ત્યાં જ છે. સુરેશ આકરી કસોટીમાંથી પસાર થઇ ચૂકયો હતો તે કહેવાની જરૂર નથી. દીનેશ મિત્રની કીમત બહુ આંકતો. તેણે પોતાની નોંધપોથીમાં સુરેશ માટે નીચે પ્રમાણે લખ્યું હતું:—

" હું મિત્રની કીમત બહુ આંકું છું. વહાલસોયી માની જેમ એની અમીનજર વરસતી હોવી જોઇએ. સાચી અને આત્મભોગી પત્નીની જેમ અંતરના ઉંડાણમાંથી તે ચાહતો હોવો જોઇએ અને ગુરુની જેમ નિઃસ્વાર્થ બુદ્ધિથી મિત્રશ્રેયમાં રત રહેવો જોઇએ. માની આંખમાંથી અમી જાય, પત્નીના હૃદયમાંથી પ્રેમ જાય અને ગુરુમાંથી નિઃસ્વાર્થ બુદ્ધિ જાય તો મિત્રહૃદયમાંથી મિત્રશ્રેયની ભાવના જાય. મા એના અંતરનાં અમી રેડી સંતાનને લાડ લડાવે છે, પત્નીની આગળ હૈયું ખુલ્લું કરી નાખી પુરુષ હળવો થાય છે ને પ્રોત્સાહન પામે છે, ગુરુ પાસેથી જ્ઞાન લઇ જીવનને તેજસ્વી બનાવે છે. મિત્ર પાસેથી આવું કંઇ સીધી રીતે પ્રાપ્ત નહિ થતું હોવા છતાં તે વ્હાલસોયી મા છે, સ્નેહભીની પત્ની છે અને શુભચિંતક ગુરુ છે. મિત્રો મળે ને મા સિવાય બીજે કયાંય ન મળે તેવાં લાડ પામે. પત્ની આગળ હૈયું ઉઘડે તેમ તેમનાં હૈયાં ઉઘડી જાય, કવચિત પત્ની પાસે પૂરું હૈયું ખોલતાં સંકોચ થાય પણ અહીં એવું ન મળે. ગુરુ સેવા કરાવીને જ્ઞાન આપે. મિત્રનો જ્ઞાનભંડાર તો નિરંતર ખુલ્લો રહે; નહિ આપવાના પૈસા કે નહિ કરવાની સેવા.

" આવા મિત્રો દુર્લભ હોય છે છતાં કોઇને મળે તો તે તેનું પરમભાગ્ય છે. આવા મિત્રો અનેક ન હોઇ શકે—એક જ હોય. એકથી વધુ મિત્રો હોવાનો દાવો કરનાર કાં તો મિત્ર શું તે સમજતો નથી, કાં તો તે કોઇનો મિત્ર થઇ શકે તેમ નથી.

" મારી સાથે મૈત્રી બાંધવા ઇચ્છનારને બહુ સખત પ્રસંગોમાંથી પસાર થવું પડે છે. ઘણા લાંબો વખત ટકતા નથી ને ટકે

છે તેમને હું મિત્ર ગણતો નથી. મેં એક મિત્ર મેળવ્યો છે ને તે સુરેશ. જો કે તે ગરીબ છે છતાં ખાનદાન છે. એક રીતે કહું તો હું એની પાસેથી કાંઇ મેળવી શકતો નથી. બીજી રીતે કહું તો હું એની પાસેથી કશું મેળવતો નહિ હોવા છતાં ઘણું મેળવું છું. મિત્ર સંબંધીની મહત્તા ત્યાં જ છે. માની જેમ એની અમૃતઝરતી નજર મારા ઉપર વરસ્યા કરે છે, પત્નીની જેમ એ મને હૂંફ આપે છે અને ગુરુની જેમ શિખામણ દે છે. "

દીનેશે સુરેશના હાથમાં રાજીનામાનો કાગળ મૂક્યો. સુરેશે તે વાંચવા માંડ્યો. જરા વાંચ્યું ત્યાં તો એ ચમક્યો. જેમતેમ કરીને ઘડીમાં આશ્ચર્ય પામતાં અને ઘડીમાં દુઃખી થતાં તેણે પૂરું વાંચ્યું.

" શું નોકરી છોડી દે છે ? " સુરેશે ક્રોધ અને પ્રેમથી મિશ્રિત સ્વરે કહ્યું.

" હા, નોકરી છોડી દઉં છું. હું કોલેજને લાયક નથી રહ્યો. સુરેશ, મારી આંખમાં વિકાર પેઠો છે. મારા હૃદયને શયતાને વશ કરી લીધું છે. મારી દીકરીઓ જેવી યુવાન વિદ્યાર્થિનીઓ ઉપર નિર્લજ્જ અને નફ્ફટ નજર નાખવાની હવે મારામાં હિંમત રહી નથી. "

" વિલાસ......"

" મારા આગળ એનું નામ લઇશ નહિ. એ નામને ભૂલવા માગું છું. જેણે મારા જીવનને છરા વડે ચીરી ચીરી ઝેર ભર્યું છે, જેણે મારા નિર્મળ હૃદય ઉપર કાદવ છાંટયો છે, એનું નામ દઇ મને કોઇ સંતાપશો નહિ, એનું નામ દઈ ભૂલાયેલા દુઃખદ ઇતિહાસને સ્મરણને પડદે ચઢાવશો નહિ. આહ ! સુરેશ, તને મારી દયા નથી આવતી ? "

" આવે છે એટલે જ પૂછું છું. એ તને મળી ? "

" હા. "

" શું કહ્યું. "

" શું કહે ? જેણે લાજ છોડી, દયા છોડી, આત્માને હણ્યો, ને પરમાત્માને તરછોડ્યો તે શું કહે ? ગુમાનમાં મસ્ત બની ગયેલી અવિચારી બાળા શું કહે ? "

" બકુલાને મળ્યો હતો ? "

" હા, મળ્યો હતો. લગ્ન થઇ ગયા પછી વિલાસને આશીર્વાદ દેવા રોકાવાની ઇચ્છા હતી પણ મારી માનસિક સ્થિતિ જોઇ એમણે જ મને મોટરમાં ધકેલી ઘેર પહોંચાડ્યો. મોટરમાં હું અસ્વસ્થ થઇ ગયો હતો. શૉફરે જઇને કહ્યું હશે એટલે રાતે દોઢ વાગે તે અહીં આવ્યાં. વાત લાંબી છે એટલે નિરાંતે કહીશ. "

" દુર્ગાપ્રસાદ મળ્યા હતા ? "

" હા. તેમણે, બકુલાએ અને મેં સાથે બેસીને ભોજન કર્યું. એ બકુલાને લાયક પતિ છે. ઇશ્વરે કેટલું સરસ યુગલ બાંધ્યું છે ? "

" આવાં દેવ જેવાં માણસો વચ્ચે વિલાસ જેવી રાક્ષસી ક્યાંથી ઘૂસી ગઇ ? નક્કી, એ દુઃખી થવાની છે. "

" એવું ન બોલ. ભલે એ સુખી થાય. "

" અને તું ? "

" હું ? " ઇશ્વર ઉપરની અપાર શ્રદ્ધાથી દીનેશ બોલ્યો: " હું ઇશ્વર લઇ જશે ત્યાં જઇશ. એની ઇચ્છાને આધીન થઇ, એના હુકમ પ્રમાણે વર્તીશ. દુઃખોની તલવાર નીચે ગરદન ઝૂકાવી કપાઇ જવાનો કે એ તલવારની તીક્ષ્ણ ધારને બુઠ્ઠી કરી નાખવાનો મેં નિર્ણય કર્યો છે ? "

" એ નિર્ણય રાજીનામાને આભારી છે ને ?

" જરૂર. "

" રાજીનામું આપવાની જરૂર શી છે ? "

" હું પાપી બનું એમ તું ઇચ્છે છે ? હું જાણું છું કે તું મને પાપી જોવા રાજી નથી. એટલા માટે જ રાજીનામું—"

"પણ એકદમ રાજીનામું ન મૂકતાં થોડા મહિનાની રજા લે."

"એમ શા માટે કરવું? હું જાણું છું કે મારા હૈયામાં ચિનગારી પડી છે. એ થોડા મહિનામાં બૂઝાવાની નથી. અનુકૂળ સંયોગો મળતાં એમાંથી ભડકો થવાનો અને પ્રચંડ દાવાનળ સળગવાનો એ નિર્વિવાદિત છે; હું એ સ્થિતિ નથી ઇચ્છતો એટલે અનુકૂળતા ન આવે તેવી પરિસ્થિતિ ઉભી કરવા માગું છું. સરસ્વતીના પવિત્ર મંદિરમાં હું રાક્ષસ શા માટે ભરાઇ બેસું? પ્રભુની પ્રભુતા દર્શાવતા સૌંદર્ય ઉપર મલિન દૃષ્ટિ પડે તે શા માટે નભાવી લઉં?

"નોકરી છોડીને કરીશ શું?"

"શું કરીશ? દુનિયામાં અનેક ધંધા છે. જે ધંધામાં સ્ત્રીઓનો સંસર્ગ ઓછામાં ઓછો હશે તે ધધામાં પડીશ."

"સ્ત્રીઓથી આટલું ભડકવું, તે જીવતાં નથી આવડતું તે દર્શાવે છે."

"તું સમજ્યો નથી. હું સ્ત્રીઓથી ભડકીને આ નિર્ણય કરું છું, એવું નથી. મારા અપતન માટે ભૂમિકા તૈયાર કરૂં છું. મેં જે વિચાર કર્યો છે તે પાર પાડવા યોગ્ય ક્ષેત્ર તૈયાર કરું છું."

"શો વિચાર કર્યો છે?"

"નહિ પરણવાનો. જે હોઠ એક સ્ત્રીને અડકયો તે બીજીને કેમ અડકે?"

"દીનેશ, આજે તારું મગજ ભમી ગયું છે. આ વેગના પૂરમાં તણાઇ કેવાં સાહસિક કામો કરવા તૈયાર થયો છે તેનું તને ભાન નથી. સ્વસ્થ થા. મગજ ઉપર થયેલી બૂરી અસર ધોવાઇ જવા દે. પછીથી વિચાર કરતાં જે ઇષ્ટ લાગે તે કરજે. અત્યારે મૂર્ખતા ન કર. માઠું લાગે તો માફ કરજે પણ કહ્યા સિવાય નથી ચાલતું કે આમ બે બાજુએથી દુઃખોને બોલાવવાં એ મૂર્ખતાની પરાકાષ્ઠા છે. વિલાસ મૂર્ખ હતી, નીચ હતી. સ્ત્રી નહોતી પણ સ્ત્રીના ખોળિયામાં ઉતરેલી લોહીતરસી રાક્ષસી હતી. એણે તારું લોહી ચૂસી લીધું છે. બાકી રહી ગયેલા લોહીને તું શા

માટે વળાવી દે છે ? જીવનને શા માટે પાયમાલ કરે છે ? બીજો ધણી કરતાં એને શરમ ન આવી..."

"સુરેશ, તું ઉશ્કેરાઇ ગયો છે."

"તે સિવાય શું કરું ? એણે નીચતા બતાવી, તું મૂર્ખતા બતાવવા તૈયાર થયો છે. દીનેશ, આ પ્રસંગથી તને થતી હશે તેટલી વેદના મને થાય છે. મારું હૈયું ફફડી ઉઠે છે. એ કુલટાએ..."

"ભાઈ, જીભ ઉપર કાબુ રાખ. ગાળ ન દે. ભલે તે મારી સાથે ગમે તેમ વર્તી. આપણે એને માફ કરીએ. એણે ખોટું કામ કર્યું તેથી આપણે શા માટે જીભ બગાડીએ ? અને તને મારે માટે ચિંતા થાય છે ? એવી ચિંતા ન કરીશ. ભલા માણસ, ઇશ્વરને ભૂલી ગયો ? બાળકની કાળજી રાખી જે માતાના સ્તનમાં દૂધ મૂકે છે તે મને ફેંકી દેશે ? મારી ફીકર નહિ રાખે ? હું તને ખાતરી આપું છું કે મારી દરકાર રાખ્યા સિવાય એને ચાલવાનું નથી. મારું જીવનનાવ એને વિશ્વાસે છોડી દીધું છે ને આ સંસારસાગરમાં આગળ વધવા માગું છું. મારવો કે તારવો એ એની ઇચ્છાને આધીન છે. મારી યોજનાઓ અને તારી ઇચ્છાઓની એને કીમત નથી. તને દુઃખ થતું હશે તે હું કબુલ કરું છું. પણ જેમ હું વિલાસ માટે ગમે તેમ બોલી નાખવા નથી માગતો તેમ તું ન બોલતો અને ઇશ્વર ઉપરના મારા વિશ્વાસને ડગાવવા પ્રયત્ન ન કરતો. બાકી મિત્રને દુઃખે મિત્ર દુઃખી થાય જ—એ તેનો અધિકાર છે."

"એ અધિકારથી કહું છું કે રાજીનામું ન આપ."

"પાછી એની એ વાત ? આવા મગજે એક ક્ષણ પણ કોલેજમાં ગાળવી તેને હું પાપ સમજું છું. કોલેજ નહિ તો બીજી કોઇ જગ્યાએ નોકરી મળશે. કદાચ પગાર ઓછો મળશે પણ એટલો ભોગ આપતાં હું સુખી થઇશ."

"ભલે. રાજીનામું આપવું હોય તો આપજે. હું વિરોધ નહિ દર્શાવું પણ તું તો પરણવાની પણ ના પાડે છે !"

"અને એ કંઇ ખોટું નથી. સ્ત્રીના એકપતિવ્રતની જેટલી કીમત છે તેટલી પુરુષના એક પત્નિવ્રતની કીમત છે ?"

" પણ તારે પત્ની ક્યાં છે ? "

"અત્યારે નથી તે ખરું; પણ હું જરા આગળ વધવા ઇચ્છું છું. "

" વિલાસે બીજો પતિ કર્યો..."

" એટલે ગમે તે કર્યું. મારે શા માટે એના જેવું કરી પતિત બનવું ? અને પહેલાં એ મહેન્દ્રને જ ચાહતી હતી. મહેન્દ્ર અમેરિકા ગયો એટલે મને ચાહવા લાગી ને આવ્યો એટલે એને પરણી..."

" કેટલી નીચ સ્ત્રી..."

" નીચ નહિ. એને પ્રેમ હોય ત્યાં પરણે. "

" આ પ્રેમ છે ? "

" આપણે એની ચર્ચામાં ન ઉતરીએ. "

"પણ તારા લગ્ન સંબંધી વિચારો અને નિર્ણય મને માન્ય નથી."

એવામાં ટેલીફોનની ઘંટડી વાગી. દીનેશ ઉઠયો ને ભૂંગળું કાને માંડયું.

" દીનેશ કે ? "

" હા, તમે ? "

" હું વિલાસ. મારે તમને મળવું છે. હમણાં આવું ? મળી શકશો ? "

" શા માટે મળવું છે ? "

" મેં તમને દુભવ્યા છે. તમારી ચિઠ્ઠી વાંચી અને બકુલા ભાભીએ જે કહ્યું તે ઉપરથી તમારા તરફ ચલાવેલા વર્તન બદલ મને શરમ આવે છે. "

" શરમાવાની જરૂર નથી. "

" મારે કેટલીક વાતોનો સ્ફોટ કરવો છે. "

" એ કશાની જરૂર નથી. "

ફોન મૂકી દઇ દીનેશ સુરેશ પાસે આવી બોલ્યો, " વિલાસનો ફોન હતો. કદાચ હમણાં અહીં આવશે. આવે તે પહેલાંભાગી જઇએ."

—અને દીનેશે ઝટપટ કપડાં પહેરી લીધાં એટલે બંને મિત્રો 'ભાગ્યા !'

## પ્રકરણ ૧૨

## જીવનપલટો

ઝીણા મરમર અવાજે ગૂંજતાં કાંકરિયાનાં પાણી વહેતાં હતાં. આગળ ને આગળ વધવાનો પાણીનો ધર્મ છે પણ તેમ થવા દેવા માટે, માનવીને હાથે પાળો બંધાઇ હતી. પોતાના સ્વાતંત્ર્યને સંભારી પાણી રોતું હોય તેવો અવાજ આવ્યા કરતો હતો. પાણી ઉપર ફરતી હોડી, ગુલામીના ચીરા પાડતી આગળ વધતી હતી અને ગુલામીની દશાનું ભાન કરાવતાં ખારવાઓનાં હલેસાંના પ્રહાર થતાં પાણી પોતાની ભાષામાં ચીસ નાંખતું હતું. ગુલામો ઉપર વિજયવાવટો ફરકાવતી, મદમસ્ત યૌવનાસમી હોડી આગળ ને આગળ વધતી હતી. એને નહોતું ભાન પાણીના અવાજનું કે નહોતી દરકાર પાણીની. એ હોડીમાં બીજાં માણસો સાથે દીનેશ અને સુરેશ બેઠા હતા. તેઓ વાતો કરતા હસતા હસતા પાણી સાથે ગેલ કરતા હતા ને પાણી તેમની સાથે હસે છે એમ માની આનંદ પામતા હતા. વસ્તુત : તેઓ જેને પાણીનું હાસ્ય માનતા હતા તે ગુલામીનું વેદનાભર્યું રૂદન હતું.

દીનેશનું રાજીનામું મંજુર થઈ ગયું હતું. વરસોની નોકરી પછી એક વરસ નિવૃત્તિ લેવાની ઇચ્છા હોવાથી તે નોકરીએ ચઢયો ન હતો—ચઢવા માગતો પણ નહોતો. નિવૃત્તિમય જીવનથી અને દુઃખો

સામે લઢવાના નિર્ણયથી દીનેશ દુનિયા તરફ બેદરકાર બન્યો હતો. એ બેદરકારીએ એને આનંદી બનાવ્યો હતો. બધાં બંધનો તોડી નાંખ્યાં હતાં. મુક્ત મનથી તે ફરતો ને જીવતો. અંતરમાં ઉદ્‌ભવતી નિષ્પાપ આકાંક્ષાઓ તૃપ્ત કરતો અને કુદરત સાથે હસીરમી પરમાત્માની નજીક ને નજીક જતો. એ જીવનમાં નહોતો ઉચાટ, નહોતી આકાંક્ષાઓની પરંપરા કે નહોતી વર્તમાનથી સર્જાતા ભાવિની ચિંતા. વર્તમાન પ્રતિ તે બેદરકાર હતો અને નિષ્પાપ કર્મો એટલે ભાવિનો રંગ કેવો હશે તેની ચિંતાને અવકાશ નહોતો. એ જીવનમાં તૂટતાં પ્રાપ્ત થયેલી સ્વતંત્રતાની સ્ફૂર્તિ હતી, શાન્તિ હતી—સંતોષ હતો. દીનેશે વખતની હદ બાંધી હતી તો પણ સંસાર-વ્યવહારના ભીષણ હત્યાકાંડમાંથી છૂટી મુક્ત આત્માના ઘણા આનંદનો અનુભવ મેળવી શકતો હતો. આવું જીવન હંમેશાં ટકી રહે એવું તે ઇચ્છતો હતો; પણ એ ઉદરતૃપ્તિ ઉપર આધાર રાખતું હોવાથી દ્રવ્યોપાર્જન સિવાય છૂટકો નહોતો. અત્યારે તો બેંકમાં રૂપિયા પડયા હતા એટલે તેની ચિંતા નહોતી. મુક્ત આત્માઓને પેટનો ખાડો પૂરવાની ચિંતા નથી હોતી પણ દીનેશ સદાને માટે સંસારથી પર થવા નહોતો ઇચ્છતો. હિમાલયની કોઈ ગુફામાં બેસી એકાંત અને ચિન્તવનને જીંદગી સોંપી દેવા તે તૈયાર નહોતો થયો. સંસારમાં રહી આનંદ લૂંટવો હતો અને એક મહિનાથી તેમ કરતો હતો. એક મહિનો એ ઘણો ટુંકો વખત છે, તો પણ ઘણું મેળવ્યું હતું. અને સંસારીના નિષ્પાપ આનંદો કેવા હોય ? હરવું, ફરવું, વાંચવું, ખાવું, પીવું અને જોવું. આમાંથી તે ઘણા આનંદો મેળવી શકે છે.

દીનેશ સુરેશ સાથે આનંદ ખાતર ફરવા આવ્યો હતો. નૌકા વિહારની મઝાનો ઉપભોગ કરી બંને મિત્રોએ નગીનાવાડીની ધરતી ઉપર પગ મૂકયો. હોડીનું ભાડું આપી બંને કિનારા ઉપર થોડી હાર ઉભા રહ્યા.

"સુરેશ આજે, શનિવાર ને ? નાટક જોવા જઇશું ?"

"કેટલું ખર્ચ કરશે ? મને લાગે છે કે આ મહિનામાં તેં એટલું બધું ખર્ચ કર્યું છે કે જો આવું ને આવું ચાલશે તો બેંકમાંનાં નાણાં વરસ સુધી નહિ ચાલે."

"તો જોઈ લેવાશે."

"એવી પીડામાં પડવાનું કારણ ?"

"સુરેશ, આનંદના ઉપભોગનું પરિણામ દુઃખ અને સુખ બંને હોય છે. સુખોને અપનાવીએ અને દુઃખોથી દૂર ભાગીએ તે કેમ બને ? કાલની ફીકર આપણે કરવાની નથી. એ ઇશ્વરનું કામ છે અને તે જોઇ લેશે. બોલ, નાટક જોવા આવશે ?"

"આવીશ."

"આઠેક વાગ્યે મારે ત્યાં આવજે. પછીથી ફરતા ફરતા જઇશું."

સુરેશે તે કબુલ કર્યું. બને મિત્રો વાડી તરફ ચાલવા લાગ્યા. પગથિયાં ચઢી રહ્યા ત્યાં તો એક ઝાડ નીચે બેસી, બકુલા અને દુર્ગાપ્રસાદને સેવ–મમરા ફાકતાં જોયાં. દીનેશને આશ્ચર્ય થયું. એ બંને બકુલા અને દુર્ગાપ્રસાદ હોય કે નહિ તેની મૂંઝવણ થઇ. આવાં શ્રીમંત માણસો આવી રીતે બેસે તે તેનાથી માની શકાયું નહિ. ત્યાં જવું કે નહિ તેના વિચારમાં જરા અચકાયો ત્યાં તો દુર્ગાપ્રસાદે તેને જોયો ને બૂમ મારી બોલાવ્યો. દીનેશ અને સુરેશ ત્યાં ગયાં. દુર્ગાપ્રસાદ અને બકુલા ધૂળમાં બેઠાં હતાં. દીનેશ ઘડીભર જમીન તરફ જોઇ રહ્યો.

"શા વિચારમાં પડી ગયા ? બેસોને !" બકુલાએ કહ્યું.

દીનેશ અને સુરેશ બેઠા. બેસતાં બેસતાં દીનેશ બોલ્યો, "તમને ધૂળમાં બેસી સેવમમરા ફાકવાનો શોખ થયો ? મોટાના શોખ પણ વિચિત્ર હોય છે !"

"મને એમ થયું–" દુર્ગાપ્રસાદ બોલવા લાગ્યાઃ "–કે આવી રીતે બેસીને ખાવામાંય મઝા છે. મને આવો વિચાર આવ્યો ને

બકુલાએ સંમતિ આપી એટલે અમે બંનેએ આ સ્થળ પસંદ કર્યું. વિલાસને આમંત્રણ આપ્યું પણ તે ન આવી એટલે છોકરાંને મૂકીને અમે અહીં છટકી આવ્યાં. ચાલો, તમેય ફાકવા માંડો. "

દીનેશ અને સુરેશે સેવમમરામાં ભાગ પડાવ્યો. સુરેશ તો બિચારો આ આનંદી શ્રીમંતને આવી રીતના શોખ થઇ આવે છે તે બદલ થતા આશ્ચર્યથી ફીક્કો પડી ગયો. એણે એક વાર શેઠ દુર્ગાપ્રસાદ તરફ જોયું, બીજી વખત બકુલા તરફ જોયું અને આ બંનેના નિરાભિમાનની વાત કહી દેતી દૃષ્ટિએ ત્રીજી વખત દીનેશ તરફ જોયું.

" દેખાતા કેમ નથી ? " દુર્ગાપ્રસાદે દીનેશને કહ્યું.

" એક વખત આવ્યો હતો પણ તમે મળી શક્યા નહોતા. "

" મેં સાંભળ્યું છે કે તમે કૉલેજમાંથી છૂટા થઇ ગયા ? " બકુલા બોલી.

" હા, એક મહિનો થયો. "

" મને વાત પણ ન કરી ? " કહી બકુલા દીનેશ તરફ તાકી રહી.

" અત્યારે ક્યાં છો ? " બકુલા બોલતી હતી તે જ વખતે દુર્ગાપ્રસાદે પૂછ્યું.

" અત્યારે ક્યાંય નથી. " દુર્ગાપ્રસાદ તરફ જોઇ બોલ્યા પછી દીનેશે બકુલા તરફ જોઇ કહેવા માંડયું, " તમને મળ્યો ત્યારે રાજીનામું મંજુર નહોતું થયું. રાજીનામું મૂકયું હતું ખરું પણ તે તમને કહેવાનું આવશ્યક ન લાગ્યું. "

" નોકરી નથી મળતી ? " દુર્ગાપ્રસાદે પૂછ્યું.

" તપાસ નથી કરી. હમણાં કરવી નથી. એક વરસ આરામ લેવો છે. "

આ પછી વાર્તાલાપની દિશા બદલાઇ ગઇ. નોકરી ઉપરથી જીવન અને જીવન ઉપરથી લગ્ન, લગ્ન ઉપરથી વિલાસ ને વિલાસ

ઉપરથી તેના લગ્ન વખતની દીનેશની મનોદશા, આમ વાર્તાલાપનો પ્રવાહ અનેક ટેકરાઓ ઉપરથી ગબડતો આગળ વધતો રહ્યો. સેવ-મમરા ખલાસ થયા. બધાં ચકલીએ પાણી પીવા ગયાં. પાત્રનો ઉપયોગ નહિ કરવાનો હોવાથી હાથ વડે પાણી પીતાં શેઠ દુર્ગાપ્રસાદે કોટની બાંહ્યો પલાળી ને પાછળ કાદવ વળગાડયો. બકુલાએ સાડી પલાળી. દીનેશે મોઢું ને માથું ભીંજવ્યાં. એકલો સુરેશ સારી રીતે પાણી પી શકયો. બધાં પોતાની અણુઆવડત ઉપર પોતાની જાતે હસવા લાગ્યાં.

આમ આનંદ કરી તેઓ છૂટાં પડયાં. બકુલા અને દુર્ગાપ્રસાદના ગયા પછી દીનેશને સુરેશે પૂછ્યું, "વિલાસ કેમ નહિ આવી હોય?"

"શી ખબર પડે? એ એને માર્ગે કામ કરી રહી હશે. મહેન્દ્રથી એટલા વખત માટે પણ છૂટા પડવું પડે તે નહિ ગમ્યું હોય. અત્યારે ફરવાં ગયાં હશે કે બેઠાં બેઠાં નાટકસિનેમાની વાતો કરતાં હશે, અગર એમ પણ હોય કે વિલાસ આવા આનંદને પોતાની સ્થિતિને ન છાજતો માનતી હોય."

બંને મકાનમાં દાખલ થયા.

મકાનની દિવાલો ઉપર માણસોએ પોતાની મરજીમાં આવે તે લખ્યું હતું. ગંદા દોહરા, માશુકને સંબોધનો તેમ કેટલાંક સારાં વાકયો પણ હતાં. કેટલાક પ્રકાશમાં આવવાની લાયકાત નહિ ધરાવનાર માણસોએ પોતાના નામ ઉપર ચુનો ફરે ત્યાંસુધી અમર કરવા અને ઘણાની નજરે ચઢવા પોતાનાં મુબારક નામ સરનામા સાથે જણાવ્યાં હતાં. કેટલાકે પોતે આ સ્થળે આવી કોતરાં ન ઉખેડી શકાય તેવા ચણાથી માંડી દૂધપાક ખાધો હશે ત્યાં સુધીનો ઇતિહાસ લખ્યો હતો. કેટલાક મહાન ચિત્રકારોએ ભીંતો ઉપર ચિત્રકારને—સાચા ચિત્રકારને શરમ આવે તેવાં ચિત્રો ચીતરી પોતાની લાયકાતનું પ્રદર્શન કર્યું હતું. કેટલાક નફફટ અને નીચ માણસોએ સજ્જનને આઘાત થાય તેવાં દુષ્ટ વાકયો લખવામાં મઝા

માણી હતી. આમ ભીંતો કોલસા અને પેનસીલના લીસોટાથી ગંદી દેખાતી હતી. સાર્વજનિક મકાન સ્વચ્છ રાખવું જોઇએ તે એ સંસ્કારિતાથી આ અસંસ્કારી માનવીઓને દૂર ભાગેલાં જોઇ તથા તેમની હીન મનોદશાની કલ્પના કરી દીનેશ દુઃખી થયો. માણસ આટલું નાદાન પ્રાણી છે કે તે ઇષ્ટઅનિષ્ટના વિચાર પણ કરતું નથી !

વળી બંને દિવાલો જોતાં આગળ વધ્યા. એક સજ્જને ઘડીભર અસજ્જન બની ભૂરી પેનસીલથી ચાર લીટીઓ લખી હતી.

જરૂરિયાતો કરનાર ઓછી,
સુખથી વિરામે સ્વર્ગે પહોંચી;
જંજાળ જેને ખૂબ હોય તેને,
ઉપાધિઓ ચોગમ ઘેરી લે છે.

દીનેશે આ લીટીઓ વાંચી. અંધકાર ભર્યા ઓરડામાં નાનો-સરખો તણખો પડતાં ચમકી ઉઠે તેમ વધારી મૂકેલી જરૂરિયાતોવાળા તેના અંતરમાં ચિનગારી ચમકી. તે આગળ વધતો અટકી ગયો. લીટીઓ ફરીથી વાંચી.

"સુરેશ, આ વાંચ્યું ?"

"શું ?"

દીનેશે લીટીઓ બતાવી. સુરેશે વાંચી.

"કેટલી સરસ લીટીઓ !"

"ખૂબ સરસ."

દીનેશના મગજમાં કવિતાનો ભાવાર્થ ઘોળાવા લાગ્યો. એ બધું ભૂલી ગયો. ભીંત ઉપર લખાયેલા અક્ષરો એના અંતરમાં લખાઇ ગયા. આ વખતે, એ અક્ષરો પોતાના જીવનમાં કેટલો ફેરફાર કરશે તેની દીનેશને ખબર નહોતી. તે થોડીવાર દીનેશ તરફ જોઇ રહ્યો. સુરેશે કાન માંડયા.

" ખરું છે સુરેશ ! માણુસ પોતાની જરૂરિયાતો વધારીને જ દુઃખી થાય છે. એ આત્મગુણુનો પૂજારી ન થતાં આડંબરનો પૂજારી થાય છે ને પોતાનો પાઠ પૂરેપૂરો ભજવવા જરૂરિયાતોનો ગુલામ બની જાય છે. શું સાદા જીવનમાં સૌરભ નથી ? સાદાઇમાં જીવન વ્યતીત કરી શકાતું નથી ? સુરેશ, હું માણુસ માટે વિચાર કરું છું ત્યારે તે શક્તિશાળી હોવા છતાં અલ્પ લાગે છે. કેટલાક પ્રસંગોમાં તો તે જેના ઉપર સત્તાનો દોર ચલાવે છે તે પશુઓ કરતાં હીણો લાગે છે. એનું જીવન ઉચ્ચતાના સર્જન અર્થે હોવા છતાં તે અલ્પતામાં ભટકે છે તે જીવનનું સુધરેલી રીતે ખૂન કરે છે, કોશીટામાંનો કીડો પોતાને રહેવા માટે સુંદર મકાન બાંધવાની આશાથી મોંમાંથી લાળ કાઢી પોતાની આજુબાજુ વીંટાળે છે. પોતાની મહેનત સફળ થતી જોઈ રાચનારો એ જીવ પોતે બંધાય છે તે નથી સમજતો, ને છેવટે મૃત્યુ પામે છે. આ રીતે માણસ નિરુપયોગીમાં ઉપયોગિતા આરોપી કર્મના તાર કાઢે છે. અનંત લાલસાનો અંત આવતો જ નથી ને કર્મના તાર લંબાયેલા રહે છે. છેવટે ગૂંગળાય છે, બચવા ધમપછાડા કરે છે, પરંતુ તેનું પરિણામ ભાગ્યે સારું આવે છે. તને આ ખરું લાગે છે?"

"જરૂર. તમે કહો છો તેવું મેં ઘણી જગ્યાએ જોયું છે. હું ઉમેરું છું કે માણુસ પોતાની જાતે પોતાને બાંધી લઇ છૂટવા કહે છે, ને પોતાનો વાંક નહિ જોતાં બીજાનો વાંક કાઢે છે."

"સુરેશ, હું જરૂરિયાતો ઓછી કરૂં તો ?"

"શી જરૂરિયાતો ઓછી કરી શકીશ ?"

"ઓઢવામાં, પહેરવામાં, ખાવામાં, પીવામાં, રહેવામાં, ઘરમાં અને સંસારવ્યવહારમાં ઘણી જરૂરિયાતો વધી ગયેલી હું જોઉં છું. હું જરૂરિયાતો ઓછી કરી નાખું ?"

"કપડાં પહેર્યા વગર ચાલશે ? ખાધા સિવાય ચાલશે ?'

"મારા કહેવાનો અર્થ એવો નથી. જો, મારે કપડાં કેટલાં બધાં જોઇએ છીએ ? પાટલૂન, એમાં ધોતિયું, ખમીસ, જાકીટ ઉપર

કોટ, ટોપી, કૉલર, નેકટાઇ, હાથમાં સોટી, પગમાં બૂટ, બૂટમાં મોજાં, કોટના કે જાકીટના ખીસ્સામાં પૈસા મૂકવા પાકીટ, રૂમાલ, સીગારેટની ડબ્બી, દીવાસળીની પેટી, કોટને સોનાનાં બટન, એ બટનને કડીઓ, જાકીટને બટન, ખમીસને બટન અને તે તો પાછા કાંડે અને છાતીએ. ઠંડી હોય તો સ્વેટર ને ગંજીફાક, ગરમી હોય તો મલમલનું ખમીસ અગર સદરો. વળી આ કપડાં ત્રણ ત્રણ દિવસે ધોબીને ધોવા આપવાં પડે. પૈસા આપીને ધોબીની ગુલામી ખરીદવાની. આ બધા ધમાલ વધુપડતી જરૂરિયાતોને લીધે છે. એ જરૂરિયાતો ઓછી કરીએ તો કેટલી ધમાલ અને ચિંતા ઘટે ? એ જ સ્વર્ગ."

"એટલે તમે શું પહેરશો ?"

"ધોતિયું ને પહેરણ: માથા ઉપર ત્રણ આનાની ટોપી. કશી ડખલ નહિ."

"અને રહેવામાં ?"

"ટેબલખુરશીનો ત્યાગ. જૂની પદ્ધતિના ગાદીતકિયા ઠીક થઈ પડે. ખુરશી હોય તો ટેબલ જોઇએ. ટેબલ હોય તો ટેબલક્લોથ જોઇએ. એ હોય તો જમીન ઉપર પાથરવાનું જોઇએ. ત્યારે કંઈ ભીંતો શોભાવ્યા વિના ચાલે ? તે માટે છબીઓ જોઇએ, ફોટો પડાવવો જોઇએ, કેલેન્ડરો માટે ભીખ માગવી પડે, આવી વસ્તુઓ વાપરવાની હોય તો મકાન પણ મોટું અને ભપકાદાર જોઇએ. તે માટે ભાડું વધારે આપવું. સુંદર મકાન માટે સુંદર લૅમ્પ જોઇએ, વૉલસેટ જોઇએ, નાઇટલેમ્પ જોઇએ. શું શું ગણાવું ? આ ચક્રમાળ અટકે જ નહિ અને આ બધા માટે ખર્ચ સિવાય ચાલે નહિ. એ માટે વધારે કમાવું જોઇએ અને કમાવા માટે બાથોડિયાં મારી અશાન્ત ઉપાધિમય જીવન ગાળવું પડે. આ બધું શા માટે ? શું સાદાં કપડાંથી, સાદા મકાનમાં સાદાઈથી નથી રહી શકાતું ?"

"ખરી વાત છે, જરૂરિયાતો ઓછી થવાની જરૂર છે. હું પણ પ્રયત્ન કરીશ. જો કે મારે તારા જેટલી જરુરિયાતો ઘટાડવાની નથી કારણ કે અત્યારે પણ તારા કરતાં મારી જરૂરિયાતો બહુ ઓછી છે."

નગીનાવાડીમાં બેસી બંને મિત્રોએ જરૂરિયાતો ઓછી કરવા સંબંધી ખૂબ ચર્ચા કરી, નવીન યોજના ઘડી કાઢી. કહેવાની જરૂર નથી કે નાટક જોવા જવાનું નક્કી કર્યું હતું તે જરૂરિયાતો ઓછી કરવાને ઇરાદે રદ કરવામાં આવ્યું હતું.

બીજે દિવસે દીનેશના દેદાર બદલાઇ ગયા. માથા ઉપરના લાંબા વાળ કપાવી નંખાવી ઝીણા રાખ્યા હતા. શોખને જ માટે નાક ઉપર ચઢી બેઠેલાં ચશ્માં ઉતરી ગયાં હતાં. કૉલર–નેકટાઇનો બહિષ્કાર થયો હતો. જાકીટ અને પાટલૂનને રજા આપવામાં આવી હતી. ખમીસ અને કોટને બદલે પહેરણ પહેરવાની દીનેશને ઇચ્છા હતી પણ પહેરણ તૈયાર નહિ હોવાથી તેમની સેવા સ્વીકારવાનો નિર્ણય કર્યો હતો. આમ છતાં ન છૂટકે જ કોટ વાપરવાનો ઇરાદો હતો.

સાંજે ધોતિયું, ખમીસ અને હલકી ટોપી ચઢાવી દીનેશ ફરવા નીકળ્યો. રોજે હાથમાં સોટી રાખતો હોવાથી બહુ અતડું ન લાગે તે માટે એક પુસ્તક લઇ લીધું હતું. રસ્તામાં એક ઓળખીતો માણસ મળ્યો.

"તમે ટેબલ ખરીદ્યું ?" દીનેશે પૂછ્યું.

"ના, હજુ કંઇ લાગ આવ્યો નથી."

"ખરીદવું હોય તો મારે વેચવું છે. હું ધારું છું કે તમે તે જોયું છે."

"હા, જોયું છે. સરસ છે, પણ મને એટલું મોંઘું ન પાલવે. કીમત શી હશે ?"

"ખરીદ્યું ત્યારે એકસોપંદર રૂપિયાનું હતું."

"હવે શું લેવું છે ?"

"જે આપો તે ?"

" મારાથી તેની યોગ્ય કીમત આપી શકાય તેમ નથી, છતાં સાઠ રૂપિયા આપીશ. "

" ભલે, સાંજે મંગાવી લેજો. "

" મજૂર આઠ અને નવની વચ્ચે આવશે. "

દીનેશ સાંકડીશેરીને માર્ગે વિકટોરિયા ગાર્ડન તરફ ચાલ્યો. રસ્તામાં જે ઓળખીતા મળતા તે દીનેશનો વેશપલટો જોઇ આછું હસતા. કેટલાક હરખ ને સંતોષ માનતા તો કેટલાક 'આમ કેમ?' કહી પૂછતા. દીનેશ તેમને યોગ્ય જવાબ દઇ આગળ વધતો. એનો વેશપલટો ઘણાને માટે આશ્ચર્યનો વિષય હતો. વિલાયતી ફેશનમાં રચ્યોપચ્યો રહેલો આદમી એકદમ બદલાઇ જાય ત્યારે એવું જ થાય. નવો અનુભવ હોવાથી દીનેશને પણ સંકોચ થતો હતો. કોઇ પૂછતું ને દીનેશ જવાબ આપતો ત્યારે તેનો આ સકોચ મુખ ઉપર સ્પષ્ટ દેખાતો.

સુરેશ માંડવીની પોળમાંની એક પોળમાં રહેતો હતો, એટલે પોતાની સાથે તેને તેડી જવા દીનેશ માંડવીની પોળમાં દાખલ થયો. સુરેશ રસ્તામાં જ મળી ગયો. દીનેશના ઢંગ જોઈ તેને રમુજ ઉત્પન્ન થઇ.

" ઓહો! દીનેશ, તેં ભારી કરી છે હોં! માથા ઉપરનું વાળનું જંગલ પણ સફાચટ કરાવી નાખ્યું ને કંઈ!" સુરેશ હસતાં હસતાં બોલ્યો.

" હા. "

દીનેશે પાછા વળી પગ ઉપાડયો. બંને મિત્રો ચાલવા લાગ્યા.

" કોટને પણ દેશવટો દીધો?"

" ના. શરીરવટો નથી દીધો પણ થોડીક સજા કરી છે. "

" કે–"

" વારંવાર શરીર ઉપર ન ચઢી જવું. "

" હું હજી તારાથી પાછળ છું. "

" હું આવતી કાલથી ખોરાકમાં પણ ફેરફાર કરી શકીશ. તંદુરસ્તીને હણતા સ્વાદિષ્ટ ખોરાકને બદલે સાદો અને પુષ્ટિકારક ખોરાક લઇશ. લૉજમાં જમવા જાઉં છું તે બંધ કરી હાથે રસોઇ બનાવીશ."

" તું રાંધશે ?"

" એ આશ્ચર્યનો વિષય છે ?"

" શીખીશ ત્યાંસુધી પેટ નહિ ભરાય તેનું શું ?"

" એ બીકે મરતાં સુધી રાંધતાં નહિ શીખાય. તરતાં આવડ્યા પછી પાણીમાં પડવાનો સંકલ્પ કરનાર તરતાં શી રીતે શીખી શકવાનો છે ? પહેલો પ્રયત્ન, પછી સફળતા. પ્રયત્નની શરૂઆત અને સફળતા વચ્ચે સહન કરવાનું આવે જ. એ સહન કરવા તૈયાર નથી તે સફળતા મેળવી શકતો નથી. જેવું રંધાશે તેવું ખરું. જીભને સ્વાદિષ્ટ ખાણું બહુ ગમે છે. હાથે રાંધવાથી એ ટેવ પણ જશે."

" અને સીગારેટ ?"

" બીડી છોડી દેવી છે. છૂટતાં સુધી ગોલ્ડ ફ્લૅકને બદલે સાદીથી ચલાવીશ."

" અને ચા ?"

" એ પણ છોડી દેવાનો છું. ધીમે ધીમે ઓછો કરી નાખીશ. એકાદ મકાનની અને પરચુરણ વસ્તુઓના ઘરાકની તપાસમાં રહેજે. મકાન સાત–આઠના ભાડાનું જોઇએ. દેખાવમાં બહુ સારુ નહિ હોય તો ચાલશે, સગવડો જોઇએ."

દીનેશ કરવા યોગ્ય બીજા ફેરફારોની શોધ કરવા લાગ્યો એટલે તેણે બોલ્યા સિવાય ચાલવા માંડયું.

આ જમાનામાં માણસોને ઘણો નકામો ખર્ચ કરવાની અને તે માટે કમાવા દોડધામ કરવાની ટેવ પડી ગઈ છે. જોઇએ તેથી વધારે કપડાં, જોઇએ તેથી વધારે સાધનો અને શરીર કાગળનું હોય

તેમ તેને સાચવવા જોઇએ તેથી વધારે ઉપાધિઓ કરવી તે બધું અંતરમાં વસેલા અસંતોષને આભારી છે. વધારે પડતી વસ્તુઓનો ઉપયોગ શો ? અને શરીરને ફૂલની જેમ સાચવવાથી તો અનેક રોગોના ભોગ બનવું પડે છે. જરૂરિયાતોની વિપુલતાને કારણે કેટલીક વખત જાતમજૂરી કરતાં શરમ આવે છે ને નાનામાં નાના કામ માટે બીજાઓ ઉપર આધાર રાખવો પડે છે. આ ગુલામી મનોદશા અભિમાનને જેટલી આભારી છે તેથી વધુ જરૂરિયાતોને બહેકાવી મૂક્યાને આભારી છે. હિંદુસ્થાને યુરોપ–અમેરિકાની આંધળી નકલ કરી અનેક જરૂરિયાતો વધારી છે અને તે પૂરી પાડવા ભયંકરમાં ભયંકર પાપને શરણ જવામાં ઘણા શરમ માનતા નથી. યુરોપ–અમેરિકાની સંસ્કારિતા ભલે વસ્તુઓના વિપુલ ઉપયોગમાં હોય, આપણી સંસ્કારિતા સાદાઇ અને ઓછી જરૂરિયાતોનો બોધ દે છે. જરૂરિયાતો ઓછી થતાં ઘણું નકામું ખર્ચ થતું અટકે છે. બચેલા પૈસા શારીરિક, માનસિક અને આધ્યાત્મિક ઉન્નતિ પાછળ ખર્ચવામાં આવે તો કેટલો ફાયદો થાય ? જીવન સૌરભયુક્ત અને હળવું થાય. જરૂરિયાતો ઓછી કરતાં આર્થિક ઉન્નતિ થાય છે એટલું જ નહિ પણ ઇંદ્રિયનિગ્રહને લીધે તપની ભૂમિમાં પ્રવેશ કરી શકાય છે. દેશની ગરીબાઈ અને દુનિયાની આર્થિક મૂંઝવણ જરૂરિયાતોના વધારાને આભારી છે. એ ઓછી થતાં એ વિકટ પ્રશ્નો આપોઆપ શમી જશે.

દીનેશે કેવળ આનંદની ખાતર બંધનો તોડી નાખ્યાં હતાં પણ હવે એ આનંદ પછીની બીજી ભૂમિકામાં પ્રવેશ કર્યો. એ ભૂમિકા તપોમય જીવન છે. સામાન્ય માણસો માટે ઉગ્ર તપશ્ચર્યા અસંભવિત મનાતી હોય તો ભલે પણ નાનકડી તપશ્ચર્યા અનિવાર્ય છે. જે જીવનમાં એટલી તપશ્ચર્યા ન હોય, ઉન્નતિ સાધવાની એટલી ધગશ ન હોય તે જીવન નથી. એવી રીતે જીવવું તેના કરતાં મૃત્યુ સારું છે.

સુરેશ અને દીનેશ બાગમાં આવીને બેઠા. ત્યાં પણ એની એ વાતો થઈ.

## પ્રકરણ ૧૩

### પરણ્યા પછી

દીનેશને રમાડી તે મહેન્દ્રને પરણી ગઈ તેથી દીનેશના કલેજામાં કટારી ભોંકાઇ હતી તેનું વિલાસને ભાન નહોતું. દીનેશના ધાયલ હ્દયના તીવ્ર ચિત્કાર સાંભળવા એની પાસે કાન નહોતા કે એ વેદનાથી કંપે તેવું હ્રદય નહોતું. મોહના ચમકારાથી અંજાઈ ગયેલી એ બીનઅનુભવી બાળા મહેન્દ્રની કામણગારી આંખમાં પ્રેમનાં વિરાટ કાવ્ય આલેખાયેલાં વાંચતી હતી. તે લગ્નમાં એકલા પ્રેમને મહત્ત્વના સ્થાને ગોઠવતી. લગ્નમાં સ્વભાવના સામ્યની આવશ્યકતા છે તે સ્વીકારતી નહિ. જ્યારે હ્દય ખેંચાતું હોવા છતાં ઓછા પરિચયને લીધે સ્વભાવ જાણવાનું મુશ્કેલ હોય ત્યારે લગ્ન જેવો જવાબદારીવાળો અને જોખમભર્યો સંબંધ બાંધતાં કેટલી કાળજી રાખવી જોઇએ તેનું તેને ભાન નહોતું. તે તેણે પોતે માનેલા પ્રેમમાં એટલી અંધ થઇ ગઈ હતી કે એક ઉમદા હ્રદયને ચીરી નાખ્યું હતું તે સાથે ફક્ત સોનેરી નામથી આકર્ષાઈ જીવનનો ભોગ આપી બેઠી હતી. પ્રેમ એક લાગણી છે અને લગ્ન એક વ્યાપાર છે. એ બેને જોડવા એક ત્રીજા તત્ત્વની જરૂર પડે છે. એકલી લાગણી વિનાશના મોંમાં હોમી દે છે ને એકલો વ્યાપાર કેટલીક વખત

દુઃખથી સળગતું જીવન ગાળવાની ફરજ પાડે છે. આમ હોવાથી પરસ્પર અવલંબી રહેલી છતાં છેટે રહેતી આ બે લાગણીઓ અનુકૂળ તત્ત્વથી જોડવામાં આવે તો લગ્નની પવિત્રતા, મહત્તા અને આવશ્યકતા જળવાય; પણ અબળ જંતુ બની લાગણીના મહાપૂરમાં તણાતાં માનવીઓ એ વિચારવા નથી બેસતાં. એ તો પ્રેમ ઉત્પન્ન થયો એટલે લગ્નની લાયકાત મેળવી લીધી માને છે અને જોખમો ઉઠાવીનેય પરણે છે. પછીથી જ્યારે લાગણીનું તોફાની પૂર ઓસરી જઇ શાન્ત થાય છે અને સફળતા જ્યારે પોતાની શક્તિઓ ઉપર અવલંબે છે; ત્યારે તેઓ નિષ્ફળ નીવડી દુઃખની ભેખડો સાથે ટીચાય છે. વિલાસને એની બેવકુફીનાં પરિણામો હજી હવે ભોગવવાનાં હતાં અને તે તેવું કલ્પતી પણ નહિ એટલે તેની અર્ધી સાચી માન્યતાએ તેને શ્યામ ભવિષ્ય તરફ ધકેલી દીધી હતી તે ક્યાંથી માને ? એ તો એવું માનતી હતી કે મહેન્દ્ર અને મારી વચ્ચે જે હાર્દિક સંબંધ અત્યારે અસ્તિત્વ ધરાવે છે તે કાયમ રહેશે. અમે બંને આદર્શ ગૃહસ્થાશ્રમ ભોગવી જગતને દાખલો આપીશું.

—પણ મહેન્દ્ર સાપનો કણો હતો. જે દુર્ગુણો તેના અંતરમાં વસી સુશુપ્તાવસ્થા ભોગવતા હતા તે ડૉલરની દુનિયાના—અમેરિકાના વિલાસી વાયુથી જાગૃત થઇ ચૂકયા હતા. એ અમેરિકાના વસવાટ દરમિયાન કરેલાં પરાક્રમોની અતિશયોક્તિ અને જૂઠાણાંથી ભરપૂર વાતો કર્યા કરતો. વિલાસ એ વાતોને સાચી માની મહેન્દ્ર તરફ ઢસડાઇ જતી. કુટિલ નીતિથી વિલાસના હૃદયમાં પોતાને માટે આદર વધતો જતો જોઈ મહેન્દ્ર વધારે ને વધારે અતિશયોક્તિ તથા જૂઠાણાંનો ઉપયોગ કરતો. એ માનતો હતો કે એની વાતોનો ભેદ કદી ફૂટી જાય તેમ નથી અને વિલાસને ચુંગલમાં સપડાવ્યા પછી ફૂટી જાય તોય શું ? એ નિર્ભય હતો. બદમાસની બદમાસી વધારે ને વધારે પ્રબળ થતી જતી હતી અને વિલાસ ઉપર કાબુ મેળવી તેને

જકડી લેતી હતી. અબુધ પંખીડું તેમાં સ્વર્ગની રિદ્ધિ ને સિદ્ધિ માની, જીવનસાફલ્યની આશાએ સ્થિર પડયું રહેતું.

લગ્ન પહેલાં એમના સ્વેચ્છાચારને હદમાં રહેવું પડતું. લગ્ન થતાં હદનાં એ બંધન તૂટી ગયાં ને વિલાસપ્રિય પંખીડાં પ્રેમને નામે વિલાસનાં ગીત ગાતાં મહાલવા લાગ્યાં. હવે તે સ્વતંત્ર થયાં હતાં. શેઠ દુર્ગાપ્રસાદે મહેન્દ્રને પોતાની મીલમાં અઢીસો રૂપિયાના પગારની જગ્યા આપી હતી. વિલાસને પણ મહિને સો રૂપિયા રોકડા મળતા. બંને ખાતાં હતાં દુર્ગાપ્રસાદને રસોડે. એમના નોકરોનો પગાર પણ દુર્ગાપ્રસાદ ચૂકવતા. ઉપરાંત પોતાના બંગલાથી જરા આઘો પરંતુ એક જ કંપાઉન્ડમાંનો બેઠા ઘાટનો નાનો છતાં સગવડવાળો સુંદર બંગલો આપ્યો હતો; એટલે સાડીત્રણસો રૂપિયા કપડાં, બીજી પરચુરણ જરૂરિયાતો અને એશઆરામ પાછળ વપરાતા. કપડાં અને જરૂરિયાતો કરતાં એશઆરામ પાછળ વધારે રૂપિયાનો ધૂમાડો થતો અને તે એટલે સુધી કે માસ આખરે બધા રૂપિયા ઉડી જતા તે ઉપરાંત દેવું થતું. માનવકર્તવ્ય પોતાની જાતને ફાલીફૂલી રાખવામાં સમાયેલું હોય, જીવનનો ઉદ્દેશ વિલાસ હોય અને પ્રવૃત્તિનો પ્રવાહ પોતાના સ્વાર્થના બે કાંઠા વચ્ચે વહાવવાનું જ ઇષ્ટ ગણી શકાતું હોય તો વિલાસે અને મહેન્દ્રે પોતાના જીવતરને ઉજાળ્યું છે એમ કહી શકાય. પરંતુ માનવજીવનમાં પ્રગતિની ભાવના, યજ્ઞ કે સેવાની અગત્ય સ્વીકારાતી હોય, માનવકર્તવ્ય સ્વસુખથી આગળ વધતું હોય અને પ્રવૃત્તિનો નદ પોતાના જ નહિ પણ પરાયાંના હિત પ્રત્યે વહેવો જોઇએ એમ મનાતું હોય તો એ બંનેએ જીવનને વેડફી નાખ્યું હતું જગતનો વિશ્વાસઘાત કર્યો હતો અને ઇશ્વરને ધૂતકારી કાઢયો હતો.

તેઓ સ્પ્રીંગવાળા પલંગમાંથી આઠ વાગ્યે ઉઠતાં, મુખશુદ્ધિ કર્યા પહેલાં ચા પીતાં ને નાસ્તો કરતાં. સુગંધીદાર પાઉડર અને મુલાયમ બ્રશથી મોં સાફ કરી સ્નાન કરતાં. પછીથી જમવાનો વખત

થતા સુધી આળસનો કાર્યક્રમ હતો, ગપ્પાં હાંકવાનો કાર્યક્રમ હતો, તોફાન કરવાનો કાર્યક્રમ હતો. મીલમાં જવાનો વખત થઇ ગયા પછી મહેન્દ્ર મીલમાં જતો ને વિલાસ પલંગમાં પડતી. ગુજરાતી કે ઇંગ્લીશ, ખાસ કરીને ઇંગ્લીશ શૃંગારી નવલકથા વાંચતાં એક વાગતો ને મહેન્દ્ર આવતો. અર્ધા કલાકથી તે દોઢ કલાક સુધી રોકાઈ પાછો મીલમાં જતો. વિલાસ ઉંઘતી કે મિત્રોને મળવા જતી. પાંચ વાગ્યા પહેલાં તે પાછી આવી જતી ને મહેન્દ્ર આવે એટલે સાંજનું ભોજન લઇ ભટકવા નીકળી પડતાં. કલબ, નાટક, સીનેમા, નાચ, પાર્ટી વગેરેથી પરવારી લગભગ દસ વાગ્યે પાછાં આવી જતાં. નાટક જોવા ગયાં હોય ત્યારે અને કોઇ એવા કાર્યક્રમમાં મોડું થતું તે માફ. આમ કેટલાક મહિના ચાલ્યું. પછીથી તો મોહનું ઘેન ઉતરવા લાગ્યું, અતિ સંસર્ગે અણગમાની સગી બહેન જેવી શિથિલતા પ્રગટાવી અને તે વર્તનમાં પ્રત્યક્ષ થઈ. મહેન્દ્ર ઘણી વખત એકલો ફરવા ઉપડી જતો. વિલાસને જણાવતો પણ નહિ. થોડા દિવસ વિલાસ એકલી ફરવા ન ગઈ પણ પછીથી તો તે પણ પોતાની મોટરમાં જતી. કોઈ વખત તે મોડી આવતી તો કોઈ વખત મહેન્દ્ર. બંને એકબીજાને માફ કરતાં, કારણ કે બંને સ્વતંત્ર હતાં !

એક દિવસ મીલમાં જવા કપડાં પહેરી મહેન્દ્ર વિલાસ પાસે બેઠો. બહાર એની ઑસ્ટીનની નાનકડી મોટરકાર પડી હતી. અગિયાર વાગ્યે તેણે મીલમાં જવું જોઇએ અને અગિયારમાં બે મિનિટ બાકી હતી; પરંતુ તેને ચિંતા નહોતી. અનિયમિતતા એને માટે સાધારણ હતી.

બંનેએ અર્થહીન વાતોમાં પા કલાક ગૂમાવ્યો. વાર્તાલાપ દરમિયાન મહેન્દ્રે બે વખત ઘડિયાળમાં જોયું પણ દોડયા જતા કાંટાની તેને દરકાર નહોતી. છેવટે વિલાસે કહ્યું, “ અગિયાર ને વીસ થઇ. ”

" ભલે થઇ. વિલાસ, મને તો નોકરી કરવાનું નથી ગમતું. તારા ભાઇ આટલા પૈસાદાર હોવા છતાં ખૂબ લોભી લાગે છે. શું નોકરી કરાવીને જ તેઓ અઢીસો રૂપિયા આપી શકે ? તને જેમ સો રૂપિયા આપે છે તેમ મને ન આપી શકે ?"

" ન આપે. સારે ધંધે વળગાડયા એ ઓછું નથી. "

" એમાં એમણે શો ઉપકાર કર્યો ? બીજા પાસે કામ લે છે તેમ મારી પાસેથી લે છે. મીલમાંના બીજા નોકરો અને મારામાં ફેર શો ? અને અઢીસો રૂપિયા એ કંઇ ભારે પગાર ન કહેવાય. "

" એ ખરૂં છે. રૂપિયા થઇ રહેવા પણ આવ્યા. "

મહેન્દ્ર મૂછ ઉપર હાથ ફેરવતો શાન્ત બેઠો ને વિચારમાં પડયો. તેને વિચાર કરતો જોઇ વિલાસ ઉત્સુકતાથી તાકી રહી. થોડીવાર પછી મહેન્દ્ર હાલ્યો ને મૂછમાં હસતાં બોલ્યો, " તને નથી લાગતું કે આ આપણી કમબખ્તી છે ? આટલા શ્રીમંત સાથે સંબંધ હોવા છતાં પૈસાની ચિંતા કરવી પડે તેના કરતાં ભિખારીની સાથે સંબંધ હોય તો સારું. અને આપણે કેટલું ઓછું ખર્ચ કરીએ છીએ ?" કહી મહેન્દ્ર વિલાસના મોં તરફ તાકી રહ્યો.

" મારે સાડી લાવવી છે પણ શી રીતે લાવી શકાય ? ઉધાર લાવવાનું મન થઇ જાય છે પણ બકુલાભાભી કે મારા ભાઇ જાણે તો મારી ધૂળ કાઢી નાંખે. "

" આહ ! કેટલી ગુલામી ! આ દુઃખ વેઠવાં અને ગુલામી ભોગવવી તેના કરતાં તો આપઘાત કરવાનું હું પસંદ કરું છું. ગુલામી તો જાણે વેઠી લેવાય પણ પૈસા સિવાય શું થાય ?"

" ખર્ચ ઓછું કરવું. "

" પણ તું જ કહે. કયું ખર્ચ ઓછું કરી શકાય તેમ છે ?"

" નથી. "

" તો પછી ? "

વિલાસ ટેબલ ઉપર કોણી ગોઠવી, પંઝામાં માથું મૂકી વિચાર કરવા લાગી, મહેન્દ્રના કોટના બટન ઉપર તેની નજર ચોંટી રહી. થોડીવાર પછી તેણે ધીમેથી માથું ઉંચું કર્યું ને નેત્રો ઢાળી દઇ, ડોકું હલાવતાં ક્ષીણ સ્વરે બોલી, "મને તો કંઇ સમજાતું નથી."

"એક ઉપાય છે અને તે તારા હાથમાં છે." આનંદથી આંખ ચઢાવતાં રણકારભર્યા અવાજે મહેન્દ્રે કહ્યું.

"તો હું કહો તે કરવા તૈયાર છું. પૈસાની ભીડ નથી વેઠાતી."

"તારા ભાઇને મળ અને વધુ રૂપિયા આપવા માગણી કર. આપણે ખૂબ કરકસર કરીએ છીએ છતાં પૂરું થતું નથી તે કહેજે."

"હું ધારું છું કે નહિ આપે."

"તો તારી ભાભીને કહે. એમને ગળે ઉતરશે તો તારા ભાઇને સમજાવશે."

"એ પણ અઘરું છે."

"બધું અઘરું છે ?" ક્રોધથી મહેન્દ્ર બોલ્યો " ભાઇથી નહિ બને, ભાભીથી નહિ બને, કોઇથી નહિ બને. તો એમ જ કહેને કે તું કેવળ વાતો કરી મને પટાવવા માગે છે ! સો રૂપિયા વધારે માગ. એ કંઇ મોટી રકમ નથી."

મહેન્દ્રના ક્રોધથી વિલાસ નરમ થઇ ગઇ. મળશે તો ઠીક નહિ તો કંઇ નહિ એમ વિચારી તેણે દુર્ગાપ્રસાદને મળવાનું અને માગણી કરવાનું કબુલ કર્યું. મહેન્દ્રનો ક્રોધ અલોપ થઈ ગયો. તેનો ચહેરો આનંદથી પ્રફુલ્લિત થયો. હર્ષથી કૂદકો મારી ખુરશીમાંથી ઉઠયો.

"હવે હું જઇશ." કહી વિલાસ તરફ અર્થસૂચક દૃષ્ટિથી જોઇ રહી તેણે પગ ઉપાડયો. જડેલી લાદી ઉપર બૂટ પછાડવાથી અવાજ ઉત્પન્ન થયો ને એ તાલબધ્ધ અવાજની પરંપરા કેટલોક વખત સુધી વાતાવરણમાં કંપ ઉત્પન્ન કરતી રહી. વિલાસ પણ પાછળ પાછળ ગઈ. મહેન્દ્ર મોટરમાં બેઠો. વિલાસ વિદાય આપતી ભાવભીની નજરે જોતી ઉભી રહી.

" ત્યારે તું આજે તારા ભાઇને મળીશ ને ?"

" આજે જ મળવાની ઉતાવળ કરવાનું મને ઠીક નથી લાગતું. એક વખત બકુલાભાભીને વાત કરી જોઉં. એ શું કહે છે તે જોયા પછી ક્યારે મળવું તેનો નિર્ણય થશે. એમની 'હા' હશે તો આપણું કામ બહુ સરળ થઈ જશે." કહી વિલાસે મોટરના વાસેલા બારણા ઉપર હાથ મૂક્યો.

" તારી ભાભીને આજે મળીશ ?"

" હા. એ અહીં આવશે તે વખતે વાત કરીશ."

વિલાસે તેનું શરીર મોટર ઉપર ઝૂકાવી દીધું. મહેન્દ્રે એક્સીલરેટર ઉપર પગ રાખી, વ્હીલ ઉપર હાથની અદબ મૂકી તેના તરફ સ્નેહ અને સન્માનથી છલકાતી હોય તેવી દૃષ્ટિથી જોયા કર્યું. વિલાસના ગોરા ગભરુ ગાલ ઉપર વિયોગની વેદનાની છાયા ઉતરી આવી. મહેન્દ્ર તેની કદર કરતો હોય તેવા ભાવથી વિલાસનું કપાળ ચૂંમ્યું અને મોટર હાંકી.

મોટર ચાલવા લાગી. ચાલતી મોટરે મહેન્દ્રે કહ્યું, " બને તેટલો ઓછો વખત ગૂમાવજે." આ વાક્ય પૂરું થયું ન થયું ને કાળા ધૂમાડાની સેડો છોડતી મોટર વધારે વેગથી ચાલવા લાગી. વિલાસ ચાલી જતી મોટર તરફ જોઈ રહી. દૃષ્ટિમર્યાદા બહાર જતાં નીચા મોંએ તે પાછી વળી ને વિચારમાં ડૂબી જઇ ખુરશીમાં પડી. માથે આવી પડેલા કાર્યનો ઉકેલ કરવાની યોજના ઘડતાં થતો શ્રમ એના મોં ઉપરની રેખાઓના ચલનમાં પ્રત્યક્ષ થતો હતો.

મહેન્દ્રને ગયાને ભાગ્યે પચીસ મિનિટ થઇ હશે ને બકુલા આવી. એની મંદ અને મક્કમ ચાલ જેમ પ્રભાવ પાડે તેવી હતી તેમ એની ચમકતી આંખો એક જ દૃષ્ટિથી માપી લેવાને સમર્થ હતી. હૃદયના ઉંડાણમાં ચાલતા મંથનને દેખી જાય તેવી હતી. એની

નજર વિલાસ ઉપર પડી. વિચારોની ખેંચતાણને લીધે એના મોં ઉપર થાક અને કંટાળાનાં સ્પષ્ટ ચિન્હો જણાતાં હતાં.

" શા વિચારમાં પડી ગયાં છો ?" બકુલાએ કહ્યું.

બકુલાના વીંસળી જેવા રણકારભર્યા અવાજે વિલાસને ચમકાવી. અણુચિંતવ્યા અવાજે ક્ષણ–એક ક્ષણ એને વિવશ બનાવી દીધી ને ભયની ઝાંણી કંપારી આખા અંગમાં ફરી વળી. ચમકીને ખુરશીમાંથી ઉઠતાં એણે બકુલાને દીઠી. બકુલ સ્મિત ફરકતા મોંએ સ્થિર ઉભી રહી હતી–પૂતળાને નચાવતો તાંત્રિક ઉભો રહે તેવી અડોલ સ્વસ્થતાથી ઉભી ઉભી તે વિલાસના ચહેરા ઉપર અનિમિષ તાકી રહી હતી.

" આવી પહોંચ્યાં ? ઠીક થયું. " કહી જરા આઘે પડેલી એક ખુરશીને પોતાની પાસે ખેંચી લાવી વિલાસ આગળ બોલી, " બેસો. "

બકુલા બેસતાંબેસતાં બોલી, "શા વિચારમાં પડી ગયાં હતાં ?"

વાત કઈ રીતે ઉપાડવી તેના વિચાર કરવા છતાં નિર્ણય નહોતો થઇ શકયો અને અકસ્માત સંયોગ આવી ઉભો તેથી અંતરમાં ખુશ થતી વિલાસ દરદભર્યા અવાજે કહેવા લાગી, " પૈસા થઈ રહેવા આવ્યા છે એટલે પગાર આવે ત્યાં સુધીમાં કેવી રીતે ચલાવવું તેની ચિંતામાં પડી ગઇ હતી. "

" બધા રૂપિયા થઈ રહ્યા ? "

" હા. "

બકુલાના આશ્ચર્યનો પાર ન રહ્યો. તે આંખ ચગાવી જરા રોષથી બોલી. "શું સાડીત્રણસો રૂપિયા વીસ દિવસમાં વપરાઇ ગયા ?"

" હું ધારું છું કે તે બહુ નથી. "

આ જવાબે બકુલાના આશ્ચર્યને બેવડું કર્યું. ઉડાઉપણાની નિરંકુશતા શું પરિણામ લાવશે તેની ચિંતા થવા લાગી. તેને મહેન્દ્ર અને વિલાસનું ભાવિ ભૂંડું લાગ્યું. આ ઉડાઉપણું પૈસા અને ચારિત્ર્ય ચૂસી લઇને જ વિરમશે એમ લાગ્યું.

" ભાભી, થોડાક વધુ રૂપિયા મારા ભાઈ ન આપે ? "

" કેટલા ? " હાલ્યાચાલ્યા સિવાય અને મોં ઉપરના ભાવ બદલ્યા સિવાય બકુલાએ પૂછ્યું. એ વિલાસની શી ઇચ્છા છે તે જાણી લેવા માગતી હતી.

" સો—દોઢસો. "

" આપે તો મને વાંધો નથી. "

" તમે મારા ભાઇને ભલામણ કરશો ?"

" નહિ. મારાથી એ નહિ બને. મને લાગે છે કે તમારું ખર્ચ એટલું બધું વધારે છે કે તેમાં વધારાને અવકાશ નથી. સાધારણ સ્થિતિનું એક કુટુંબ જેટલા રૂપિયામાં આખું વર્ષ કાઢી નાંખે તેટલા રૂપિયા તમે વીસ દિવસમાં ઉડાવી દીધા અને હજી વધારે માગો છો ?"

" ભાભી, અમારું ખર્ચ મધ્યમસરનું છે. અમે એટલી કરકસરથી પૈસો ખર્ચીએ છીએ કે તે અમારું મન જાણે છે. "

" મહેરબાની કરીને વધારે ન બોલો તો ઠીક. " ઝીણી આંખ કરી, ડોકી જરા કંપાવતાં બકુલા બોલી અને તે વિલાસ તરફ શુષ્ક નજરે જોઇ રહી. " તમે આ ખર્ચને મધ્યમસરનું ગણાવવા માગો છો ? તમે જાણો છો ખરાં કે આ કમભાગી દેશમાં એવાં લાખો માણસો છે જે પૈસો મેળવવા વલખાં મારે છે, એક ટંકના ભોજન માટે લોહીનું પાણી અને હાડકાંનો ભૂકો કરી નાંખે છે ? એમને પૂછો કે આ ખર્ચ મધ્યમસરનું છે ?"

"ગમે તેમ હોય પણ ભાભી, પૈસાની ભીડ પડે છે તે સાચું."

"ખર્ચ ઓછું કરો."

"કયું ખર્ચ ઓછું કરવું? અઠવાડિયામાં એક વખત નાટક જોયા સિવાય કેમ ચાલે? ક્લબો, સંસ્થાઓ અને મંડળીઓની ફી આપ્યા સિવાય ચાલે? કપડાં સિવાય ચાલે? અને તે પણ આપણી સ્થિતિને અનુરૂપ હોવાં જોઈએ ને? જીવનમાં આનંદ હોય, મોજ હોય તો જીવન ઉપર કંટાળો ન આવે બાકી..."

"રહેવા દો. ઉડાઉગીરી અને વિલાસને ટકાવી રાખવા વિચિત્ર દલીલો કરવાનું રહેવા દો. ખરું જોતાં તો તમે જીવન ઉપર કંટાળો ન આવે તે માટે જે આવશ્યક ગણો છો તે જ અનાવશ્યક, ત્યાજ્ય અને જીવનને પાયમાલ કરનાર છે."

"ત્યારે......" જરા અટકી વિલાસ ડરતાં ડરતાં આગળ કહેવા લાગી, "તમે મારા ભાઈને ભલામણ નહિ કરો એમ જ ને!"

"હા, એમ જ."

"વિરોધ ઉઠાવશો?"

"અત્યારે કહી ન શકાય. અને પૂછવામાં આવે તો ઉઠાવું ય ખરી."

"ભાભી, ભાભી, શા માટે?......"

"તમે સુધરો તે માટે." વિલાસને અટકાવી બકુલાએ કહ્યું.

"મારા ભાઈ મને સંતોષવા માગતા હોય તો તમે શા માટે આડાં ઉભાં રહો?"

"એટલે?"

"જો મારા ભાઈ મારી માગણી સ્વીકારે તો તમે તટસ્થ રહો એટલી પ્રાર્થના કરું છું."

"ભલે. મને નહિં પૂછવામાં આવે ત્યાં સુધી બોલીશ નહિં."

"આજે મળું?"

"તે તમારી ઈચ્છાની વાત છે. મને તો ખાત્રી છે કે તમારી માગણી સ્વીકારાવાની નથી અને તે સ્વીકારાય તો સ્વીકારનાર માટે હલકો મત બંધાય તો તે ખોટું નથી."

વિલાસનું મોં પડી ગયું. બકુલા આટલો ઉગ્ર વિરોધ બતાવશે તે તેની કલ્પનામાં નહોતું. દુઃખથી દબાયેલા અને ચિંતાથી ઉભરાયેલા હૃદયે તે સ્થિર બેસી રહી. એની નજર જમીન ઉપર ચોંટી રહી હતી, ઉંચું જોવાની શક્તિ નહોતી. આખી દુનિયા ચક્કર ચક્કર ફરતી તેને લાગતી હતી. નિષ્ફળતાનાં ભૂત એની નજર સામે બિહામણા રૂપે નાચતાં હતાં. તે બકુલા સાથે વાતે વળગી પણ તે વાતોમાં દમ નહોતો. ધ્યાન નહોતું એટલે આડા અવળા જવાબો આપી દેવાતા હતા. બકુલાના ગયા પછી વિલાસે ખૂબ વિચાર કર્યા. એને લાગ્યું કે બકુલાનું કહેવું ખરું છે અને ભાઈ એક પાઈ પણ વધારે આપશે નહિ, ઉલટા ખીજાશે ને હલકો મત બાંધી લેશે. આવા વિચારથી હાલ તુરત દુર્ગાપ્રસાદને મળવાનું માંડી વાળી કોઈ બીજા પ્રસંગ ઉપર મુલતવી રાખ્યું.

卐

## પ્રકરણ ૧૪

### અજાણ્યો અતિથિ

વરસાદ વરસી ગયો હતો તોપણ આકાશમાં કાળાં વાદળાં ઘૂમતાં હતાં. થોડા વખત પછી પોતે તોફાની થશે તેવા ચાળાથી પવન ધીમો ધીમો વહેતો હતો. રસ્તા ધોવાઈ ગયા હતા ને કેટલીક જગ્યાએ ખાબોચિયાં ભરાયાં હતાં. જ્યારે રીચીરોડ ઉપર પાતળો કાદવ પથરાઇ ગયો હતો; તે વખતે રીચીરોડ આજના જેવો નહોતો. ચોમાસામાં રીચીરોડ ઉપર રાજ્ય ચલાવતા કાદવનો દુશ્મન વલ્લભભાઇ પાકયો ને તે પછી તો આખો રસ્તો નવો ને સારો થયો. ચીકણા અને લપસણા રસ્તા ઉપર ચાલતાં દીનેશને દસેક માસે જોઇએ છીએ. માથા ઉપર ચાર આનાની ફૅાલ્ડીંગ કેપ છે, ઉગતા દરજીના હાથે સીવાયેલો જીનનો કોટ છે, અને અમદાવાદની જ મીલમાં તૈયાર થયેલું કાળી કિનારીવાળું ધોતિયું છે. એક હાથ ઉપર છત્રી લટકે છે ને બીજે હાથ છત્રીવાળા હાથની મદદથી ધોતિયાના છેડાને વળ દેવાની ક્રિયા કરી રહ્યો છે. એ હસતી આંખના એક ખૂણામાં ચિંતા છૂપાયેલી દેખાય છે.

જરૂરિયાતો ઓછી કરવાનો દીનેશનો પ્રયોગ મોટે ભાગે સફળ થયો હતો. એણે મોજશોખને તિલાંજલી આપી દીધી હતી, ચા-બીડી બંધ કર્યાં હતાં અને બીજી અનેક જંજાળોથી છૂટયો હતો; પરંતુ

હજી નોકરી નહોતી મળી. એ માટે તેણે બહુ પ્રયત્ન પણ નહોતો કર્યો, એ બેફીકર હતો. ઇશ્વર ઉપર એને અજબ શ્રદ્ધા હતી. એ એમ કહેતો કે ' મને નોકરીની ગરજ નથી, ઇશ્વરને ગરજ હશે તો અપાવશે.' આ વાક્ય અંતરની ઉંડી અને અથાગ શ્રદ્ધા સિવાય ન બોલાય. આમ ઇશ્વર ઉપર અપાર શ્રધ્ધા હોવા છતાં તે ભાગ્યે કોઇ દેવ-મંદિરમાં જતો, ભાગ્યે નાહીને ઇશ્વરસ્તોત્ર બોલતો, ભાગ્યે એક સ્થળે બેસી માળા ફેરવતો. આમ છતાં એનું અંતર એક દિવ્ય જ્યોતિની નિરંતર આરાધના કરતું; મસ્તક નહિ નમતું પણ શ્વાસ રૂંધાય ને પોપચું અર્ધું બીડાય એવી રીતે આત્માનાં નમન થયા કરતાં.

આજે શું યે સૂઝયું ને તે ભદ્રકાળીના મંદિરમાં દાખલ થયો. જગતજન કહે છે તેવી રીતનો નાસ્તિક નહિ હોવા છતાં કોણ જાણે શાથી યે એના અંતરના તાર ન ઝણઝણ્યા, કોણ જાણે શાથી યે ઉભાં ઉભાં કે ચાલતાં તે જે દિવ્યજ્યોતિનાં દર્શન કરતો ત્યારે જેવો અદ્‌ભૂત આનંદ અંતરમાં ઉભરાતો તેવો આનંદ ન ઉદ્‌ભવ્યો. હાથ જોડી દીનભાવે તે બોલ્યો—તેણે મનમાં ને મનમાં પ્રાર્થના કરી, " મા ! તારા નામ સાથે ભદ્ર શબ્દ જોડાયેલો છે ભદ્રકાળી મા ! તું જગતજનનું ભદ્ર કરનારી છે તો પણ તારા મુખ ઉપર સૃષ્ટિનું ભક્ષણ કરી જવાની લાલસા કાં દેખાય છે ? લોહીપ્યાસી આ લાલ જીભ અને ક્રોધના અંગાર વરસાવતી આ તગતગતી વિકાળ આંખો શા માટે ? શું ખડગ વડે લોહીની ધીકતી નદીઓ વહાવવા માંગે છે ? શું માનવીઓના કાળજાં ચીરી હિંસક પશુઓને ઉજાણી આપવા માગે છે ? વરસાવ ભદ્રા મા ! જીવનને ઉજાળે તે પાપા-ચારને ભેદી નાખે તેવી સૌમ્યદષ્ટિ વરસાવ, વાત્સલ્યથી ઉભરાતું સ્મિત ફરકતું મુખડું બનાવ. એ બનાવ ને અમને નયન ભરી દર્શન કરાવ. મા ! તું મા હો તો અમે તારાં બાળક છીએ. બાળકો આગળ આટલું ઉગ્ર સ્વરૂપ ? " અને ઘંટ વગાડી તે બહાર નીકળી ગયો.

૯

હવે ક્યાં જવું તેના વિચારમાં દીનેશે આમતેમ આંટા માર્યા, એવામાં સુરેશ આવી પહોંચ્યો. મળવાનો વખત આપેલો છતાં મળેલો નહિ હોવાથી તેને દીનેશ ઉપર રીસ ચઢી હતી.

" આપે મને ઘેર રહેવાનું જ કહ્યું હતું ને ! " સુરેશે આવતાની સાથે જ અંતરમાંનો ધૂંધવાટ બહાર કાઢતા હસતાં હસતાં કહ્યું.

" ખરું; પણ તારી રાહ જોઈ, તું ન આવ્યો એટલે હું ચાલતો થયો. "

" ઘડિયાળ ખરીદ્યું ? "

" ના. "

" હમણાં ચલાવી લે તો ? પૈસાની આવી મુશ્કેલીમાં ઘડિયાળ સિવાય કશું બગડી નહિ જાય. નોકરીએ ક્યારે ચઢાશે તે નક્કી નથી. કદાચ ધારવા કરતાં વધુ વિલંબ થઈ જશે તો પૈસાની ભારે તાણ પડશે. "

" જોઇ લેવાશે. ઈશ્વર સરખો ધણી છે. "

" પણ ન ખરીદે તો બગડી શું જવાનું છે ? " ક્રોધથી સુરેશ બોલ્યો.

" જો સુરેશ, ઘડિયાળ સિવાય ફાવતું નથી, ને વખતનું ભાન રહેતું નથી. "

" ત્યારે હતું તે નહોતું વેચી દેવું. "

" જે થઇ ગયું તે થઈ ગયું. ઘડિયાળની જરૂરિયાત ઓછી કરવા ગયો પણ એ સોદો વાયડો પડી ગયો છે. મને લાગે છે કે વખતની જેને કીમત છે તેને માટે ઘડિયાળ અનિવાર્ય એવી જરૂરિયાત છે. એવી જરૂરિયાત ઓછી કરવી તે કંજુસાઈ છે એમ હવે મને લાગ્યું છે. "

" ઠીક, તને ગમે તે ખરું. " કહી સુરેશ સ્થિર ઉભો રહ્યો. મિત્રદુઃખે દાઝતા એ પ્રેમાળ હૃદયને શું કરવું તે નહોતું સૂઝતું; એમ એની મુખમુદ્રાએ કહી આપ્યું.

દીનેશ એક એવો માણુસ બની ગયો હતો જે તદ્દન બેદરકાર અને તરંગા માણુસ ગણાય. બેદરકારી અને તરંગીપણાની મઝા ઓર છે. જે એ સૃષ્ટિમાં વિચરે છે તેની આજુબાજુની અવરોધક દિવાલ હઠી જાય છે. સ્વાતંત્ર્ય અને પ્રફુલ્લ વાતાવરણમાં મહાલતો એ જીવ દિલભર મઝાઓ લૂંટે છે. પોતે હસે છે ને જગતને હસતું જુએ છે. કદી એ રડે છે ને આંખમાંથી ચોધારાં આંસુઓ વહી જાય છે તો પણ એ રુદનમાંથી ય તેને મઝા લાગે છે. એ ગાય છે, "પ્રભુ રોતું દેજે..." સંસારની જવાબદારીઓ એને ક્ષુદ્ર લાગે છે છતાં તે જવાબદારીઓને ધક્કેલી કાઢતો નથી, કારણ કે એમને એ પ્રધાનપદ નથી આપતો. જવાબદારીઓને પ્રધાનપદ આપનાર સુખ–દુઃખની લાગણીઓ અનુભવતાં નીચી મુંડીએ કામ કરે છે અને વેઠ ઉતારતો હોય તેમ આગળ વધે છે. ત્યારે ગૌણપદ આપનાર જવાબદારીઓનો પોટલો માથા ઉપર ઉપાડી ચાલતો હોવા છતાં તે ભારથી કંટાળતો નથી ને હસતાં હસતાં કામ કરે છે. જવાબદારીઓમાં વસતો હોવા છતાં જે નિર્લેપ રહે છે તેને સેંકડો સહાયકો મળી રહે છે, જે તેને જગતના કુટિલ વ્યાપારનો ભોગ થતાં બચાવે છે. અહીં સુરેશને એ કામ કરવાની–પોતાની ફરજ બજાવવાની અગત્ય છે કે નહિ તેનો વિચાર કરવાનો હતો.

છેવટે ઘડિયાળ ખરીદવાનો નિર્ણય કરી બંને મિત્રો ત્રણ દરવાજા તરફ ચાલ્યા. રીચીરોડ ઉપર સુરેશના એક મિત્રની ઘડિયાળોની દુકાન હતી. બંને ત્યાં ગયા ને સત્તર રૂપિયાની કીમતનું એક સાધારણ ઘડિયાળ ખરીદ્યું.

કામ હોવાથી સુરેશ ચાલ્યો ગયો. દીનેશ એકલો પડયો. કંઈ કામ નહોતું ને વખત કાઢવાનો હતો એટલે ઍલીસબ્રીજ તરફ રખડવા ચાલ્યો. ધીમે ધીમે ચાલતાં લગભગ અર્ધા કલાકે વિકટોરિયા ગાર્ડન આગળ આવી પહોંચ્યો. વળી ઍલીસબ્રીજ તરફ

આગળ ચાલ્યો, એટલે આજે સ્ટેશને જવાની સ્વાભાવિક ઇચ્છા થઈ અને તેણે તે સન્માની. ઍલીસબ્રીજ ઓળંગી આમલીઓ તળે ગોઠવવામાં આવેલા બાંકડાઓમાંના એક બાંકડા ઉપર તે બેઠો.

આકાશમાં ભમતી વાદળીએ વચ્ચે ચંદ્ર વારંવાર ગૂંચવાઈ જતો હતો. કોઇ વખત એનાં કિરણો પ્રકાશ પાડતાં તો કોઇ વખત વાદળીઓ અદ્ધર જ તેમને ઝીલી લેતી. ઠંડો પવન વાતો હતો. દીનેશ કેટલીક વાર પછી ઉઠ્યો ને સ્ટેશન તરફ ચાલવા તૈયાર થયો એવામાં ગાડીની સીસોટી વાગી. દીનેશ ચાલ્યો. સ્ટેશનના ચોગાનમાં દાખલ થયો ત્યારે ઉતારુઓ વાતો કરતાં કે શાન્તિથી પણ ઉતાવળે પગલે ચાલ્યા જતા હતા. એ ઉતારુઓમાંનો એક ઓળખીતો નીકળતાં દીનેશ તેની સાથે વાત કરવા ઉભો રહ્યો, અને જ્યારે બંને મિત્રો છૂટા પડચા ત્યારે તો ઘણા ઉતારુઓ ચાલ્યા ગયા હતા. ફક્ત એક સ્ત્રી બગલમાં નાનકડી પોટલી મારી સાડી સંકોરતી ધીમી ચાલે ચાલી આવતી હતી.

પાણીનો નાનકડો પ્રવાહ માર્ગ રોકી આડો પડ્યો હતો. સ્ટેશનેથી આવનાર માણસ તેને ઓળંગીને જ આગળ જઇ શકે તેમ હતું. પ્રવાહ બહુ પહોળો નહોતો. સ્ત્રીના પગમાં ચંપલ હોવાથી તે કાઢવા કરતાં કૂદકો મારવાનું તેને ઠીક લાગ્યું; પરંતુ કૂદકો મારતાં પગ લપસ્યો ને તે પાણીમાં પડી. ધબાકો સાંભળતાં દીનેશ ત્યાં વીજળીને વેગે દોડી ગયો. તેણે પોતાનો હાથ આપી તે સ્ત્રીને ઉઠાડી. બધાં કપડાં પલળી ગયાં હતાં ને કેટલીક જગ્યાએ કાદવ લાગ્યો હતો. દીનેશનો હાથ ઝાલી તે સ્ત્રી શરમાતી શરમાતી પાણી બહાર નીકળી. બહાર નીકળી તેણે આજુબાજુ નજર નાખી. પોટલી કાદવમાં પડી હતી. દીનેશ તે લેવા દોડચો. પાછો આવ્યો ત્યારે તે સ્ત્રી તેનાં કપડાં વ્યવસ્થિત કરતી હતી. દીનેશે તેને પોટલી આપી. આ બધું વગર બોલ્યે બહુ થોડા વખતમાં બની ગયું.

"તમે મારા ઉપર ઉપકાર કર્યો છે." ઝીણો, મીઠો ને આકર્ષક

સૂર સંભળાયો. એ વખતે સ્ત્રીત્વ જાણે મધુર સ્વરે ગૂંજી ઉઠ્યું હોય તેવું દીનેશને લાગ્યું. ખરેખર એ સૂરમાં અગમની ખંજરીના ઝણુકાર હતા.

દીનેશે સ્ત્રી ઉપર એક નજર નાખી. તે સ્થિર ઉભી હતી. અને એ જ વખતે વાદળાંમાં છૂપાઇ રહેલા ચંદ્રે ડોકિયું કરી તેજસ્વી કિરણધાર જગત ઉપર વરસાવી. સ્ત્રીનું સ્ત્રીત્વ ચંદ્રની ચાંદનીએ રસાયું. વાયુએ ઠંડી લહરી વહાવી. ચંદ્રની ચાંદનીએ રસાયેલું સ્ત્રીત્વ અંગના કલામય થરથરાટ સાથે ધ્રૂજી ઉઠ્યું. અને એ જ વખતે દીનેશના મોંમાંથી શબ્દો સર્યા, "ઠંડી લાગે છે?"

તે સ્ત્રીએ આ પ્રશ્નનો જવાબ મૌનથી આપ્યો. દીનેશે જાણ્યું કે ઠંડી લાગતી હોવાથી, ગરમીની આશાએ સાડીને શરીર સાથે લપેટવાની ક્રિયાના ધ્યાનમાં એનું વાકય ડૂબી ગયું.

"રજા લઇશ. આભાર માનું છું." કહી તે સ્ત્રી રજાની રાહ જોતી ઉભી રહી.

"ભલે."

અને વાદળાં પાછળ ચંદ્ર છૂપાઈ જવાથી જામેલા અંધકારમાં બે પીઠોએ દિશા બદલી. એકે શહેર તરફ, બીજીએ સ્ટેશન તરફ. જરા દૂર જઇ દીનેશે પાછળ જોયું તો ઝાંખા અજવાળામાં અતિ મંદ ગતિએ ચાલી જતી આકૃતિ આછી આછી દેખાઈ. દીનેશના દીલમાં લાગણી જન્મી. કાદવમાં પડી ગયેલી અબળાનું લાચાર મોં એની નજર સામે કરુણા વરસાવતું તરવરવા લાગ્યું. દીનેશ સ્વગત બોલ્યો, 'એક ખાનદાન અને શરમાળ સ્ત્રી પાણીમાં પડી જાય, કપડાં પલળે ને બગડે એ કેટલું ખરાબ છે?' આ સાદા પ્રસંગમાં દીનેશના સ્ત્રીસન્માનથી ઉભરાતા હૃદયે અત્યંત કરુણા દીઠી. એનું હૃદય પોકારી ઉઠ્યું, 'ઓ ભગવાન કોમળ હૃદયવાળી નાજુક નારીને આવી સંકડામણમાં નાખતો ના.'

સ્ટેશનના દીવાના ઝાંખા પ્રકાશમાં દીનેશ આમતેમ ફર્યો. આનંદ મેળવવા તે આ બાજુ આવ્યો હતો પણ આનંદ મળવાનું ક્યાંય રહ્યું ને હતો તે આનંદ ગૂમાવ્યો. તે સાથે ચિંતા પ્રાપ્ત કરી. એ ફર્યો પણ એનું હૃદય મૂંગું મૂગું રોતું હતું. છેવટે તે કંટાળ્યો ને ઘર તરફ પાછો ફર્યો. એની નજર નીચી હતી. કંઈ વિચારોને ચક-ડોળે મગજ ચઢયું હતું.

દીનેશ પ્રિતમનગર અને સત્યાગ્રહ આશ્રમમાં જવાના રસ્તા છૂટા પડે છે ત્યાં આગળ આવ્યો. આમલીઓ તળે પડેલા છેલ્લા બાંકડાની એક બાજુએ બેઠેલી પેલી સ્ત્રીને દીઠી. સ્ત્રી દેખાવ ઉપ-રથી ખાનદાન લાગતી હતી અને આવી ખાનદાન સ્ત્રી વરસાદની ઋતુમાં રાત્રે આમ બેસે તે તેને આશ્ચર્યજનક થઇ પડયું. તપાસ કરવાને ઇરાદે તે તેની પાસે જઇને ઉભો.

ક્ષોભથી ધડકતા દીલે દીનેશ બોલ્યો, "અહીં કેમ બેઠાં છો?"

સ્ત્રી ઉભી થઇ ગઇ ને શરમને લીધે નીચું જોઇ સ્મિત કર્યું, પણ જવાબ ન દીધો.

"તમારે ક્યાં જવું છે?"

"હું એ પૂછવા જ અહીં બેઠી છું. તમને પૂછું છું કે મારે ક્યાં જવું?"

દીનેશના આશ્ચર્યનો પાર ન રહ્યો એનું હૃદય ધડકી ઉઠયું. આંખ ચમકી ગઇ. ભય ને આશ્ચર્ય, ક્ષોભ અને સંકોચ ન સમજાય તેવી રીતે તેના ઉપર શાસન ચલાવવા લાગ્યાં. શું કરવું ને શું ન કરવું તે તેનાથી ન સમજાયું.

દીનેશે જવાબ ન દીધો એટલે તે સ્ત્રી બોલી, "હું અમદાવાદથી અજાણી છું."

દીનેશના દીલમાં સહાનુભૂતિ પ્રગટી. બની શકે તો મદદ આપ-વાની ઇચ્છા થવાથી એના અવાજમાં મૃદુતા આવી. તેણે પૂછયું, "ક્યાંથી આવો છો?"

સ્ત્રીએ જવાબ ન દીધો. તે દીનેશની આંખ તરફ પરિક્ષકની દષ્ટિએ જોઇ રહી. દીનેશ એને વિશ્વાસને પાત્ર જણાયો, તો પણ પોતાનો ઉદ્દેશ જાહેર કરી દેવા નહિ ઇચ્છતી હોવાથી મીઠા સૂરથી બોલી, "માફ કરજો. હું મારી જીવનકથા આપને હાલ તુરત કહી શકું તેમ નથી."

દીનેશનું આશ્ચર્ય વધ્યું. તે અદબ વાળી થોડી વાર ઉંચું જોઇ વિચાર કરતો ઉભો રહ્યો. કેટલીક વાર પછી ધીમા અવાજે પૂછ્યું "તમારું નામ કહી શકશો?"

"મારું નામ ઉર્મિલા."

"અહીં કેમ આવ્યા છો?"

"બીજો જવાબ દઇ શકું તેમ નહિ હોવાથી તમારા પ્રશ્નના જવાબમાં એટલું જ કહું છું કે, 'કામ હોવાથી' તો માફ કરજો હોં!"

"અહીં તમારું કોઈ સગું નથી?"

"ના, અહીં મારું કોઇ સગું નથી એટલું જ નહિ પણ અમદાવાદમાં પહેલી જ વખત પગ મૂકું છું."

"અને તે એકલાં?"

"કેમ, તે અસંભવિત છે?"

સોનેરી ટોળીની કોઇ સ્ત્રીસભાસદ હોવાનો વ્હેમ દીનેશના દિલમાં ઉઠયો; પણ બોલવાની સંસ્કારિતા, ચહેરાની પવિત્રતા અને દષ્ટિની ભેદકતા જોતાં તે વહેમ જ છે એમ લાગ્યું. તેણે કહ્યું, "મને ભય અને આશ્ચર્ય થાય છે."

"ભય શા માટે?" મધુર હાસ્ય વેરતાં ઉર્મિલાએ પૂછ્યું.

"ગમે તેવા વિચારો પ્રદર્શિત કરવા બદલ મને માફ કરજો હોં! પણ મને તમે અજબ લાગો છો. તમારે માટે હું કાંઈ પણ નિશ્ચય ઉપર આવી શકતો નથી. તમારી મુખાકૃતિ અને સંસ્કારિતા પવિત્ર લાગણી પ્રકટાવે છે, ત્યારે ભેદી વર્તન શંકા જન્માવે છે."

" તમારી મૂંઝવણ હું સમજું છું. તમને આમ લાગે તે સ્વાભાવિક ગણું છું. હું અજાણી છું એક એવા કાર્ય માટે અહીં આવેલી છું કે બીજાને જણાવી શકું તેમ નથી. છતાં એટલું કહીશ કે તે કાર્ય અપવિત્ર નથી. મારે રહેવા સારું સ્થળ જોઇએ છીએ. તમે તે બતાવી શકશો ? "

" કોઇ હૉટેલમાં રહેલું છે ? "

" ના. સારી ધર્મશાળા ઠીક થઇ પડશે. "

દીનેશ વિચારમાં પડયો. તેણે કહ્યું, " તમારે માટે મને ધર્મ-શાળા ઠીક નથી લાગતી. આવી શકો તો મારું ઘર તમારું છે; પણ...... "

" બોલો, અટકી કેમ ગયા ? "

" મને લાગે છે કે મારું આ કથન તમને પાપી લાગશે. "

" શા ઉપરથી એમ લાગે છે ? "

દીનેશ આનો જવાબ ન દઇ શકયો. " આવી શકશો ? " તેણે પૂછ્યું.

" હા. તમે મારે માટે અગવડ વેઠી લેવા તૈયાર હો તો મને વાંધો નથી. "

" મારે ઘેર સ્ત્રી નથી. "

" તેથી શું ? "

ઉર્મિલાની ચાલચલગત માટે દીનેશને શંકા થઇ, ઉર્મિલા તે સમજી જઇ બોલી, " મારે માટે વહેમાશો નહિ. આપણી વચ્ચે ઓળખાણ નથી છતાં હું તમારા ઉપર વિશ્વાસ મૂકું છું એનો અર્થ એવો નથી કે હું લાચાર, કપટી કે મૂર્ખ છું; પરંતુ મને મારા બળ ઉપર વિશ્વાસ છે, તેથી તમારા ઉપર વિશ્વાસ મૂકું છું. તમને મારા ઉપર વિશ્વાસ છે ? "

" હા. " દીનેશથી અચાનક બોલી જવાયું.

" હું કહું તે સાચું માની શકશો ? "

" જરૂર. "

" હું બદમાસ સ્ત્રી નથી. "

" ખાત્ર શી ? "

" તમારો આ પ્રશ્ન જ બતાવી આપે છે કે તમે મારા ઉપર કે મારા શબ્દો ઉપર વિશ્વાસ ધરાવતા નથી. એમ જ હોય. પરંતુ અણુવિશ્વાસને લીધે ઘણી વખત કંઇ થઈ શકતું નથી. તમે ખાત્રી માગો છો પણ હું તેમ કરી શકું તેવી સ્થિતિમાં નથી. આવી સ્થિતિમાં મારું વચન ખાત્રી માની શકો તો માનો. "

" અહ કેટલા દિવસ રોકાવા માગો છો ? "

" તમે આ પ્રશ્ન પૂછ્યો તો કેટલોક ખુલાસો કરી દઉં. હું અહીં અનુભવો મેળવવા અને એક કામ કરવા આવી છું. જે કામ માટે આવી છું તે પૂરું થયા પછી સંભવ છે કે અહીં ન રોકાઉં; પણ એ મારા પ્રયત્નના અંત ઉપર આધાર રાખે છે. કોઇ ન જાણે તેવી રીતે કાર્ય પૂરું કરવાની અને તે રીતે અનુભવો મેળવવાની ઇચ્છા છે. "

આ ખુલાસાથી દીનેશના દિલમાથી શંકા નીકળી ગઇ. ઉર્મિલા તેને મુક્ત સ્ત્રીત્વની જીવંત મૂર્તિસમી દેખાઇ, દીનેશ એ બળવાન સ્ત્રી તરફ માયા, મમતા અને ધન્યવાદ વરસાવતી નજરે જોઇ રહ્યો. ત્યાર પછી તે બોલ્યો, " હું તમને મારે ઘેર લઇ જવા તૈયાર છું. "

" પણ નુકસાન થશે તો ? "

" જોઇ લેવાશે. "

ઉર્મિલાએ મોટા પણ મંજુલ અવાજે હસી કહ્યું, " ચાલો. "

બંને ચાલ્યાં. ઉર્મિલા નિખાલસ સ્વભાવની બળવાન સ્ત્રી લાગવાથી તેના તરફથી ભીતિ રાખવાનું દીનેશને કારણ નહોતું પણ શું કરવું–ઉર્મિલાને કેવી રીતે રાખવી તેના વિચાર ચાલતા હતા. લોકોના મોંમાંથી વગર વિચાર્યે વાતો વેરાય ને બદનામ થવું પડે

તેની તેને સ્પૃહા નહોતી. પરંતુ ઉર્મિલાનામાં કે પોતાનામાં વિકાર પ્રબળ થઈ જાય તો શી દશા થાય તેની ચિંતા થતી હતી.

આવા વિચારોના ઘેનમાં દીનેશે ઉર્મિલાને પૂછ્યું, " તમે પરણેલાં છો. "

" ના. "

વીસેક વરસની લાગતી સ્ત્રી કુમારિકા છે એ જાણતાં દીનેશને ટાઢક વળી. જે સ્ત્રી આટલો સંયમ પાળી શકે છે અને આટલું ઉન્નત જીવન ગાળી શકે છે તે સ્ત્રી અપ્રતિમ બળવાળી હોવી જોઇએ. અને ઉર્મિલાનામાં જેવી નિર્ભયતા દેખાય તેવી નિર્ભયતા એ બળમાંથી જ પ્રગટે છે. બંને વિશુદ્ધ રહી શકશે તેની ખાત્રી થતાં દીનેશના પગમાં બળ આવ્યું. તે ઉતાવળો ચાલવા લાગ્યો. આ બાબતમાં નિશ્ચિંત થવાથી ઉર્મિલાને રહેવા માટે કેવી ગોઠવણ કરવી તેના સ્પષ્ટતાથી વિચાર કરવા લાગ્યો. તેઓ ઍલિસબ્રીજ ઓળંગી ભદ્ર પાસે આવી પહોંચ્યાં ત્યાંસુધી દિનેશની વિચાર પરંપરાનો અંત ન આવ્યો. ભદ્ર આગળ આવતાં જ તેણે ઉર્મિલાને પૂછ્યું, " મોટરમાં જઇશું કે ચાલીશું. "

" જેવી તમારી ઇચ્છા. "

ઉર્મિલાને ચલાવવી તે ઠીક નહિ લાગવાથી બંને ભાડાની મોટરમાં બેઠાં. ને મોટર ડાઘ ન જાય તેવા ચીકણા, પાતળા કાદવની પીચકારીઓ વછોડી ચાલનારાઓનાં કપડાં બગાડતી, પોતાની જાત સાથે ઉતારુઓને ઉછાળતી ચાર રસ્તા તરફ દોડવા લાગી.

## પ્રકરણ ૧૫

### ઘેર

મોટરમાંથી ઉતરતાં ઉર્મિલાએ દીનેશને પૂછ્યું, "અહીંથી તમારું મકાન કેટલું છેટું છે ?"

"હવે નજીકમાં."

બંને ચાલ્યાં. ખાડિયા ગેટ આગળ આવી પહોંચ્યાં ત્યારે ઉર્મિલાએ કહ્યું, "તમને કેટલુંક કહી દઉં." દીનેશે કાન માંડયા. ઉર્મિલા કહેવા લાગી, "અમદાવાદમાં હું અજાણી અને એકલી છું એટલે એ રીતે લાચાર છું. લાચાર છું તો પણ સ્વમાનશૂન્ય નથી. હું મારું કર્તવ્ય બરાબર જાણું છું ને ધર્મને ચાહું છું. તમારા તરફની અડચણની શંકા નથી; પરંતુ તમારા હિત માટે એક વસ્તુ તરફ ધ્યાન ખેંચું છું, મને કેટલા દિવસ આશ્રય આપી શકશો ?"

"તમારી ઇચ્છા હોય ત્યાંસુધી."

"પણ તેથી તમારે જોખમમાં ઉતરવું પડશે. લોકો નિંદશે, ખર્ચ વધશે."

"ફીકર નહિ. સારું કામ થઇ શકતું હોય તો મને તેની દરકાર નથી."

" તો પછી મારે લીધે તમારે કંઇ સહન નહિ કરવું પડે તેની ખાતરી આપું છું. નિર્ભય રહેજો. ઉપકારનો બદલો અપકારથી આપે, નિમકહરામ નીવડે તેવું આ હૃદય નથી, તે ઓળખાઇ જવામાં બહુ દિવસો નહિ જોઈએ. "

એવામાં ઘર આવ્યું. બંને અંદર દાખલ થયાં.

જરૂરિયાતો ઓછી કરવા મોટું, સુંદર અને સગવડવાળું મકાન હતું તે ખાલી કરી દીનેશે બીજું મકાન રાખ્યું હતું. આ મકાન રસ્તા ઉપરની સાંકડી ગલીમાં હતું. ગલીમાં એક ખડકી હતી. દીનેશના મકાનનું મુખ્ય દ્વાર ખડકીની અંદર હતું, ને બારી ગલીમાં પડતી હતી. બારી મોટી હોવાથી જરા મુશીબતે આવવાજવાના ઉપયોગમાં લઈ શકાય તેમ હતું. મુખ્ય દ્વાર સામે બે બે માળનાં બે મકાનો હતાં ને તેમાં ચાર ભાડૂતો રહેતા હતા. વચ્ચે ચોક હતો. ચોકના એક ખૂણામાં દીનેશવાળા મકાનમાં રહેનાર માટે રસોડું હતું. મકાન બે માળનું હતું. દરેક માળે એક એક ઓરડો હતો. ભીંતો અને લાકડાં જૂનાં બોદાઇ ગયેલાં હતાં. ઉપલા માળ ઉપરનાં પતરાં ખૂબ નીચાં હોવાથી પુખ્ત ઉંમરના દરેક માણસનું માથું ટીચાય તેમ હતું. આ કારણસર એ માળ ખાલી જ રહેતો. કોઇ કોઇ વખત તૂટી પડવાની તૈયારી કરતી બારી આગળ બેસી દીનેશ વાંચતો એટલો ઉપયોગ થતો.

દીનેશે દીવો કર્યો કે તરત એક છોકરી દૂધનું પ્યાલું આપી ગઇ, તે ઠેકાણે મૂકી દીનેશે કહ્યું: " તમારે માટે પાડોશીને ત્યાંથી સાડી લઇ આવું. "

" મારી પાસે એક સાડી છે અને તે સારી રહી ગઈ છે એટલે જરૂર નથી. "

ઉર્મિલાએ પોટલી છોડવા માંડી એટલે દીનેશ જોડેની લૉજ તરફ ચાલતો થયો. સાડી કાઢીને બદલવા માંડી.

" બા, દીનેશકાકાને ઘેર કોઇ આવ્યું. " બહાર એક છોકરીની બૂમ સંભળાઇ.

" કોણ આવ્યું છે ? " કોઇએ પૂછ્યું.

" બાયડી છે. "

થોડી વારમાં પાંચ–છ અણઘડ બૈરાંનું ધાડું ઉર્મિલાની સામે આવી ઉભું રહ્યું. કોઇનું કપડું ઠેકાણે નહોતું તો કોઈના વાળ અસ્તવ્યસ્ત હતા. ભીની સાડી સૂકવતી ઉર્મિલા તરફ બધાં ટીકી ટીકીને જોવા લાગ્યાં. ઉર્મિલા સાડી સૂકવી રહી એટલે તેમને બેસાડયાં ને પોતે બેઠી. એક જાડી સ્ત્રી ઉર્મિલા સાથે વાતે વળગી ત્યારે બીજી સ્ત્રીઓ ગૂસપૂસ ગૂસપૂસ વાતો કરવા લાગી. ભારે કૌતક થયું હોય તેમ એમની આંખો ચમકતી હતી.

" દીનેશની વહુ તો નહિ ? " એક સ્ત્રીએ પૂછ્યું.

" એ કયાં પરણેલા છે ? " બીજીએ જવાબ દીધો.

" ત્યારે કોણ હશે ? " ત્રીજી ટહુકી.

" કયાંકથી ઉપાડી લાવ્યાં તો નહિ હોય ? "

" એવા લાગતા તો નથી. "

" અરે બહેન એનું કંઈ ન કહેવાય. ગરીબ દેખાતા માણસો મહા અનર્થ કરે છે. "

" તમારું નામ શું ? " પેલી જાડી સ્ત્રીએ એના જાડા અને ઘૃણાજનક અવાજે ઉર્મિલાને પૂછ્યું.

" ઉર્મિલા. "

" જાતે ? "

" તમારે તેની કંઇ જરૂર છે ? જેની તમને જરૂર નથી તેવા પ્રશ્નો શા માટે પૂછવા ? "

થયેલા અપમાનથી જાડીનું મોં પડી ગયું ત્યારે એક સ્ત્રીએ બીજીના કાનમાં કહ્યું, " હાય ! હાય ! આ તો ગોટાળો છે. દાળમાં કાળું છે. "

" નામ તો સારું છે."

" પણ કામ નકામું છે."

" ભટકેલ છે."

છેલ્લું વાક્ય ઉર્મિલા સાંભળી ગઇ. તેને ક્રોધ ચઢયો ત્યારે બૈરાંનું મંડળ હસી પડયું. ઉર્મિલાનો ક્રોધ વધી પડયો પણ દીનેશ આવી પહોંચ્યો એટલે શાન્ત રહી.

" ઉર્મિલાને થોડા દિવસ તમારે ત્યાં સૂવાડશો ?" દીનેશે જાડીને પૂછ્યું.

જાડીએ હાથનો લટકો કરતાં કહ્યું, " ના, રે, ભાઇ..."

" એકલાં છો..."

" તેથી શું થઇ ગયું ?"

" તમને વાંધો શો છે ?"

" વાંધો—બાંધો કંઇ નહિ. કેવી હોય કેવી નહિ, મારે એ વેઠ શું કરવી છે! તમે શોધી લાવ્યા છો તે તમારે ત્યાં ભલે સૂએ. મારે પારકી પંચાતમાં શા માટે પડવું ?"

આ જવાબથી દીનેશને માઠું લાગ્યું પણ શું કરે ? કોઇ ઉદાર થવા ન માગતું હોય તેને ફરજ પાડી શકાતી નથી.

" હા, હા, એ બરાબર છે." દીનેશ સાથે ઘરવટ જેવું હોવા છતાં તે ભૂલી જઇ, બે-ચાર સ્ત્રીઓ તેમની શહેરી સભ્યતા બતાવતી મશ્કરીમાં એકી સાથે બોલી ઉઠી.

" મારે ઘેર સ્ત્રી હોત તો..." દીનેશે કહેવા માંડયું.

" તેમાં અમે શું કરીએ ? આ આવી છે ને ?"

આ વાર્તાલાપથી ઉર્મિલાના સ્વાભિમાન ઉપર તીવ્ર જખમ થયો. પોતાને માટે આટલા હલકા શબ્દો સાંભળવા તે તૈયાર નહોતી. દબાવી રાખેલી રીસે ઉછાળો માર્યો.

" હું અહીં જ સૂઇ રહીશ." તે ક્રોધ અને તિરસ્કારથી બોલી.

" એમાં શું ? " પહોળું મોં કરી કટાક્ષમય હસી પેલી જાડી સ્ત્રી બોલી.

દીનેશનું હૈયું ધવાયું. આ અછકલાં માનવપ્રાણીઓ તરફ તેને ઘણા ઉત્પન્ન થઈ. " શહેરીઓમાંથી સહાનુભૂતિનું તત્ત્વ ઉડી ગયું છે. પાડોશીને મદદ કરવાની—અરે, નિર્મળતા જોવાની વૃત્તિનો આટલો બધો અભાવ ? આ તે સભ્યતા કે નિષ્ઠુરતા ! જંગલીપણું કે હેવાનિયત ? " મનમાં કહી બધા સાંભળે તેમ દીનેશ જુસ્સાથી આગળ બોલ્યો, "ચાલ્યાં જાઓ. કોઈને અહીં બેસવાની જરૂર નથી. "

—અને મૂર્ખમંડળ ફાલુડીની જેમ હસતું ને મશ્કરીઓ કરતું વીખરાઇ ગયું. વીશીમાંથી ખાવાનું આવી ગયું હતું તે ઉર્મિલાએ ખાધું ને પોતાની બનાવેલી વિચિત્ર ભાખરીઓ ખાવા દીનેશ બેઠો. ખાતાં ખાતાં દીનેશને વિચાર આવ્યો : " ઘણાં પોતાને બધાથી વધારે અક્કલવાળાં માની વગર વિચાર્યે બીજાની ક્રૂર મશ્કરીઓ કરે છે; પરંતુ પોતાના કરતાં બીજા વધારે અક્કલવાળાં હોય છે તે ભૂલી જાય છે. વળી તેઓ સ્ત્રી અને પુરુષ નિર્મળ ભાવે ભેગાં થાય તો પણ ભ્રષ્ટતા માની ઉપહાસ કરે છે. શું સ્ત્રી અને પુરુષનું મિલન એટલે ભ્રષ્ટતા જ ? નહિ, નહિ, આ એક ખોટી માન્યતા છે, એ ખોટી માન્યતાને મહત્ત્વ આપી લોકો નિર્દોષ દિલને આઘાત પહોંચાડે છે. સારી સ્ત્રી આવી નીચતા નથી કરતી. એ તો એમજ માને છે કે જેમ પુરુષે પુરુષ અને સ્ત્રીએ સ્ત્રી મળતાં કોઇને અપવિત્રતાનો ભાસ નથી થતો તેમ સ્ત્રી અને પુરુષ મળતાં થવું જોઇએ. એ માટે દિલ ઉદાર અને તટસ્થ બનાવવું જોઇએ. સ્ત્રીનું કર્તવ્ય ગૂમાવી ભેગાં થઇ કુથલી કરવાનું કે લોકોના દોષ વીણવાનું નથી પણ ખોટે માર્ગે ચઢી જતાં હોય તેમનેય સારે માર્ગે ચઢાવવાનું છે.

## પ્રકરણ ૧૬

### ભાન વિનાનાં—

ચારના ટકોરા થયા.

મીલના ઝાંપાની બંને બાજુએ જૂની ખુરશીમાં બેઠેલા પહેરેગીરો ઉભા થઇ ગયા. કપડાં ઠીકઠાક કરી લીધાં ને સોલ્જરના જેટલી અક્કડતાથી ઉભા રહ્યા. પાંચ સાત સેકંડ પછી તેમના હાથ સલામ કરવાની ઢબે ઉંચા થયા ને એક મોટી સુંદર મોટર દરવાજામાં દાખલ થઇ ગઇ. મોટર બેઠા ઘાટના એક મકાનનાં પગથિયાં આગળ થોભી એટલે તેમાંથી શેઠ દુર્ગાપ્રસાદ બહાર નીકળ્યા. પગથિયાં ચઢતાં તેમની આંખ ચારે બાજુ શોધકદૃષ્ટિ નાખતી ફરી વળી. સલામો ઝીલતા ને માન પામતા તેઓ પોતાની ઑફિસમાં દાખલ થઇ મૂલ્યવાન ખુરશીમાં બેઠા. સામેના ચકચકિત ટેબલ ઉપર કાગળનો થોકડો પડ્યો હતો તે તપાસવા માંડયાં. એ કામમાંથી પરવારી તેમણે મેનેજરને બોલાવ્યો.

મેનેજર પચાસેક વરસનો પણ સાઠ વરસનો લાગતો અનુભવી ને વફાદાર માણસ હતો. એની મૂછો અને માથાના વાળ ધોળા થઇ ગયા હતા. આંખે ચઢાવેલાં જૂનાં થઈ ગયેલાં ચશ્માંની ભાંગેલી દાંડી ઉપર હાથ ફેરવતો તે દાખલ થયો ને શેઠને સલામ કરી જોડેની ખુરશીમાં બેઠો. રોજના કરતાં આજ એના મોં ઉપર ચિંતા વધારે

દેખાતી હતી. જવાળામુખી ફાટવાની તૈયારી થઇ રહી હોય તેવું એના મુખમંડળ ઉપર નજર નાખનારને જણાયા સિવાય ન રહે.

મહેન્દ્ર ઘણી જ બેદરકારીથી નોકરી કરતો હતો. ગમે ત્યારે આવતો ને ગમે ત્યારે ચાલ્યો જતો. મેનેજરને માથેથી કામનો બોજો ઓછો કરવા તેને રોકવામાં આવ્યો હતો અને તે પ્રમાણેનું કામ સોંપાઇ ગયું હતું પણ એની બેદરકારી અને અનિયમિતતાએ એ ઉદ્દેશને સફળ થવા ન દીધો. એને સોંપેલું કામ બરાબર થતું નહિ, અધૂરું રહેતું કે બિલકુલ થતું નહિ. પરિણામ એ આવતું કે કેટલીક બાબતો મુલતવી રાખવી પડતી. વિલંબ પછી કામ થતું કે બિલકુલ જતું કરવું પડતું. આથી મીલને પૈસાનું નુકસાન થતું ને આબરૂને ધોક્કો પહોંચતો. આ જોઇ વફાદાર મેનેજરના હૈયામાં ચીરા પડતા ને દુઃખની આગના ભડકા ઉડતા પણ મૂંગે મોંએ સહન કર્યા કરતો. વળી તુમાખી સ્વભાવનો અવિચારી મહેન્દ્ર પોતે શેઠનો બનેવી હોવાના ઘમંડે ઘણી વખત મેનેજરને ધમકાવી જતો. જાત અને હોદ્દાનું આ રીતે અપમાન થાય તે મેનેજર ચલાવી લે તેવો નહોતો. બીજો કોઈ માણસ હોય તો તેને યોગ્ય દંડ ક્યારનોય થઇ ગયો હોય પણ આ તો શેઠનો બનેવી હતો. પોતાના બનેવી માટે આડી વાત સાંભળી કદાચ શેઠ ગુસ્સે થાય ને પોતાને નુકસાનમાં ઉતરવું પડે એ બીકે સંસારવ્યવહારના હજારો ફટકા સહન કરી ચૂકેલું હૃદય એ વાતોને પોતાનામાં સમાવી દેતું. પરંતુ દરેક વસ્તુને હદ હોય છે તેમ સહિષ્ણુતાને પણ હદ હોય છે. મેનેજરે વ્યવહારકુશળતાનો મૂકેલો પથરો હૃદય ઉપર વધારે વાર ન રહી શકયો. એનું ધર્મપ્રિય હૃદય ભીરુતા વિરુદ્ધ ચિત્કાર કરતું જ રહ્યું. પરિણામે આજે સહિષ્ણુતાનો તાર તૂટવાની છેલ્લી ઘડીઓ ચાલતી હતી.

“સાહેબ, મારે એક વાત કહેવી છે.” જે વાત માટે એનાં હૃદયે કેટલાય દિવસો સુધી મંથનની વેદના વેઠી હતી તે વાતની મેનેજરે શરૂઆત કરી. એનું હૃદય ધડકતું હતું. પગ નરમ થઇ

ગયા હતા અને આખા શરીરમાં જાણે શિથિલતા વ્યાપી ગઈ હોય તેવું આળસ ભરાઇ ગયું હતું. આટલું ટુંકું વાક્ય બોલતા પહેલાં તેણે લાંબા લાંબા વિચાર કરી નાખ્યા હતા અને તે એટલા સુધી કે નોકરી જાય તો જવા દેવી.

"શી વાત છે ?" મેનેજર સામે જોઇ સ્મિત કરતાં દુર્ગાપ્રસાદે કહ્યું.

"દિવસોના દિવસો મેં સહન કર્યું અને છેવટે મારાથી ન રહેવાયું ત્યારે આ વાત ઉપાડું છું. મીલને નુકસાન થાય તે મારાથી સહન થતું નથી."

"પણ એવી એ વાત શી છે ?"

"આપ મને નુકસાનમાં નહિ ઉતારોને ?"

"એટલું ધ્યાનમાં રાખો કે તમે મારા જૂના નોકર છો. આ મીલે તમારી મહેનતને પરિણામે અનેક રંગો ધારણ કર્યા અને છેવટે આવી સારી સ્થિતિએ આવી છે." માયાળુ અને લાગણીભર્યા અવાજે દુર્ગાપ્રસાદે કહ્યું.

શેઠના શબ્દો સંભળાતાં મેનેજરના અંતરમાં કોઇ નવી શકિતએ પાંખ ફફડાવી. એના મોં ઉપર નિશ્ચિંતતા, સફળતા અને વ્યક્તિત્વના ગૌરવનો આનંદ ચમકારા મારી રહ્યો. એ કરચલીઓ પડેલા વૃદ્ધ ગાલ ઉપર લાલાશ આવી ગઇ અને જાણે આજુબાજુનાં સર્વ બંધનો તૂટી ગયાં હોય ને તે મુક્ત થઇ સ્વતંત્ર પ્રદેશમાં જઇ પહોંચ્યો હોય એટલો આનંદ થયો. દુર્ગાપ્રસાદને થોડી વાર જોઇ રહ્યા પછી ચશ્માં ઠીક કરતાં બોલ્યો, "મીલની શાખ ઘટતી જાય છે, કામ અવ્યવસ્થિત થઇ ગયું છે અને આર્થિક નુકશાન અનિવાર્ય થઇ પડ્યું છે."

"કારણ ?"

"મહેન્દ્ર. મારા માથા ઉપરથી કામનો બોજો હલકો કરવા આપે તેમને રોકયા છે; પણ એ આવ્યા છે તે દિવસથી બોજો ઓછો

થવાને બદલે વધ્યો છે. એ મનસ્વી વર્તન રાખે છે. ગમે ત્યારે આવે છે ને ગમે ત્યારે ચાલ્યા જાય છે. હાજર હોય છે તેટલો વખત પણ સારી રીતે કામ કરતા નથી. બગાડેલાં કામ સુધારવા પાછળ મારે એટલો બધો વખત આપવો પડે છે કે મારી જવાબદારીઓ પણ હું અદા કરી શકતો નથી." કહી મેનેજર બોલતો બંધ થયો. દુર્ગાપ્રસાદ વિચારમાં પડી ગયા. ચહેરા ઉપર ક્રોધ અને સંકડામણની છાપ છપાઇ ગઇ. પોતાના શબ્દોની સારી અને પોતાના લાભમાં થયેલી અસર જોઇ મેનેજર આગળ બોલ્યો, "વેપારીઓની બૂમ આવે છે. વિભાગોના અધિકારીઓની બૂમ આવે છે. હું કેટલાનું સાંભળું ને કેટલાની ફરિયાદોનો નિકાલ કરું? આવું ચાલશે તો થોડા જ વખતમાં મીલમાં અનિવાર્ય એવી અવ્યવસ્થિતા વ્યાપી જશે."

દુર્ગાપ્રસાદે લમણા ઉપર આંગળાંનો ભાર દઇ કેટલાય વખત સુધી વિચાર કર્યો. પછી ધીમે અવાજે નીચી નજરે કહ્યું, "હવે કંઇ કહેવાનું છે?"

"ના, સાહેબ."

"ઠીક, હું તપાસ કરીશ."

પ્રાપ્ત થયેલી સફળતાથી આનંદ પામતો મેનેજર ચાલ્યો ગયો. એનાં પગલામાં બળ હતું, મક્કમતા હતી. ભય અને ભારથી મુક્ત થયેલા માણસ જેટલી એ ધરડા શરીરમાં સ્ફૂર્તિ હતી.

થોડી વાર પછી દુર્ગાપ્રસાદ ઉઠયા ને મહેન્દ્રની ઑફીસ તરફ ચાલ્યા. ઑફીસમાં જઇને જોયું તો મહેન્દ્ર નહોતો. તેમણે એક કારકુનનો બોલાવી પૂછયું, "મહેન્દ્ર કયાં છે? ઘેર તો નથી ગયા ને?"

"ના, જી, મીલમાં જ કોઇ જગ્યાએ હશે."

"જાઓ અને એ કયાં છે તથા શું કરે છે તે જોઇને પાછા આવો."

કારકુનને શેઠે કામ સોંપ્યું તેથી આનંદ પામતો ઝપાટાબંધ ચાલ્યો ગયો ને થોડી વારમાં પાછો આવ્યો, કહ્યું તે સાંભળી દુર્ગા-

પ્રસાદ ચાલ્યા. મહેન્દ્ર એક માણસને ધમકાવતો હતો. એના મોંમાંથી અપશબ્દોનો વરસાદ વરસી રહ્યો હતો. દુર્ગાપ્રસાદને અકસ્માત હાજર થયેલા જોઇ પ્રથમ તો તે ચમક્યો, પણ તરત જ સ્વસ્થ થઈ ઉભો રહ્યો.

"શું છે?" શેઠે પૂછ્યું.

"આ સાલો—"

દુર્ગાપ્રસાદે ધીમા અવાજે શબ્દે શબ્દને છૂટા પાડી કહ્યું. "એમ ન બોલો. એક ગૃહસ્થને છાજે તેવી ભાષા વાપરો. જાણી લો કે એ ઓછો પગાર મેળવે છે છતાં ગૃહસ્થ છે, એમને પણ લાગણીઓ હોય છે, શું બન્યું છે તે કહો."

"આ આખો દિવસ બેસી રહે છે, સોંપવામાં આવેલું કામ રીતસર કરતો નથી ને મજૂરો સાથે લઢ્યા કરે છે." આટલું સફાઇથી બોલ્યા પછી મહેન્દ્ર ધીમા પણ ગુસ્સા ભર્યા અવાજે આગળ કહેવા લાગ્યો, "મેં એને જરા ઠપકો આપ્યો ત્યાં તો સામો થઈ ગયો ને ગાળ દીધી!"

"આ વાત સાચી છે?" શેઠે મહેન્દ્ર જેને ધમકાવતો હતો તે માણસને પૂછ્યું.

"ના સાહેબ," આગળ બોલવાનો પ્રયત્ન કરતાં તેણે ભય ભરેલી નજરે મહેન્દ્ર તરફ જોયું ને પછીથી શેઠ તરફ જોયું.

"આ માણસ જેની સાથે લઢ્યો હોય તેને અહીં બોલાવી લાવો." દુર્ગાપ્રસાદે મહેન્દ્રને કહ્યું.

મહેન્દ્ર અદબવાળી, નીચું જોઈ વિચાર કરતાં, ધીમે પગલે ચાલતો થયો.

દુર્ગાપ્રસાદ અને પેલો માણસ એ બે જણ રહ્યાં.

"શું બન્યું છે તે સાચેસાચું કહી દો."

સ્વપ્નામાં જોયેલી ભયંકરતાથી જાગી ગયેલો માણસ, જાગી જતાં રાક્ષસ ન દેખતો હોવા છતાં વિહ્વળ બની ભયભીત નજર

નાખતો રહે તેમ મહેન્દ્રની બીકથી કંપી ઉઠેલા ગરીબ મનુષ્યે એક બાજુ નજર નાખી. હાથ જોડી તે બોલ્યો, " સાહેબ, એ મને નોકરીમાંથી કાઢી મૂકાવશે. "

" મારા કરતાં એમનું અહીં વધારે ચલણ છે ? "

" ના, જી. " અને ગૂંગળાતા અવાજે તે આગળ બોલ્યો, "એમણે માંડવીની પોળમાં રહેતા એક માણસને ત્રણ ધોતીજોટા છૂપી રીતે પહોંચાડવાનો હુકમ કર્યો. મેં ના પાડી એટલે એક તમાચો લગાવી મા બહેન સુધીની ગાળો દીધી, ને મને ધમકાવવા માંડયો. એવામાં આપ આવ્યા. "

" એ જોટા ક્યાં છે ? "

" મને ખબર નથી. "

મહેન્દ્ર એક મજૂર સાથે આવી પહોંચ્યો. એ ઘરડો હતો, ફાટેલાં મેલાં કપડાં પહેર્યાં હતાં, માથા ઉપરની ફાટેલી ટોપીમાંથી ધોળા પણ મેલા વાળ દેખાતા હતા, કમરમાંથી વળી ગયો હતો. મૃત્યુનો પંજો એનાથી બહુ દૂર નહોતો.

" કહો શું બન્યું ? " શેઠે તેને પૂછ્યું.

" સાહેબ, હું—હું માંડવામાં બેઠો બેઠો ખાતો હતો. " ડોસાએ વૃદ્ધાવસ્થાને લીધે કંપતા અવાજે અને અસ્પષ્ટ ઉચ્ચારે કહેવા માંડયું. " એવામાં આ આવ્યો, ' અહીં કેમ બેઠો છે ? કામ નથી ?' આમ કહીને મને ભૂંડી ગાળો દીધી ને એક તમાચો લગાવી દીધો. હું સાહેબને કહેવા ગયો ત્યાં તો એ નાસી ગયો. "

ડોસો જૂઠું બોલે છે તે તેના ચહેરા ઉપરથી જ શેઠ દુર્ગાપ્રસાદ સમજી ગયા. કોઈ માણસ પાસેથી સાચી વાત કઢાવી લેવા માટેની તેમની રીત અજબ હતી. ટુંકાં ટુંકાં વાક્યોનો મારો ચલાવી તેઓ સામા માણસને ગૂંચવી નાખતા ને એ સ્થિતિમાંથી વાત નીકળી આવતી.

" આ ભાઈએ તમને ગાળો દીધી ને તમાચો લગાવ્યો ? "

"હા, સાહેબ."

"માંડવામાં બેસીને ખાતા હતા ત્યારે—"

"હા, સાહેબ."

"બીજો કંઇ વાંક હતો ?"

"જરાય નહિ. હું તો મારી મેળે ચલમ ફૂંકતો હતો. એની જોડે બોલ્યો જ નહોતો."

"ખાતા હતા કે ચલમ ફૂંકતા હતા ?"

"ચલમ ફૂંકતો હતો."

"પહેલાં તો ખાતા હતા એમ કહ્યું."

ડોસો બરાબર જવાબ ન દઇ શકયો. એણે લોચા વાળવા માંડયાં. પોતાનો પાઠ ભૂલી ગયેલો નટ ગભરાઇને ગમેતેમ બોલવા પ્રયત્ન કરે છે, તેવો પ્રયત્ન આ ડોસો કરતો હતો તેમ ખુલ્લું જણાતું હતું.

જરા કડક અવાજે આંખ તતડાવી દુર્ગાપ્રસાદ બોલ્યા, "ડોસા, મોત માથે ભમે છે ને મરવા માટે જમીન સૂંઘો છો એવે વખતે જૂઠું બોલી શા માટે પાપનો પોટલો બાંધો છો ? કેટલું જીવવા માટે ? તમને આ બધું કોણે શીખવ્યું ?"

"કોઇએ નહિ."

"કોઇએ નહિ ?" શેઠ બરાડ્યા. મહેન્દ્ર તરફ જોઇ તેમણે આગળ ચલાવ્યું, "ચઢેલો પગાર અપાવી દઈ આમને છૂટા કરી દો. આવા જૂઠા માણસો મારી મીલમાં ન જોઇએ."

રજા મળવાની બીકે ડોસો ડરી ગયો. એના મોં ઉપર લાચારી છવાઈ ગઈ. ભયની ચાવી ફરતાં કેટલાંક માણસોનાં દિલનાં દ્વાર ઉઘડી જાય છે તેમ ડોસો કહી દેવા આતુર જણાયો. તેણે મહેન્દ્ર તરફ અર્થભરી નજર નાખી.

દુર્ગાપ્રસાદ તે જોઇ ગયા ને બોલ્યા, "કોઇના શીખવ્યા પ્રમાણે બોલી જઇ તમે એક માણસના રોટલાને લાત મારવા આ ઉંમરે

તૈયાર થયા છો? શરમ નથી આવતી? હજી સાચું બોલી જાઓ તો જવા દઇશ."

ડોસો નીચું જોઈ રહ્યો. થોડી વાર પછી ડોકી ઉંચી કરી મહેન્દ્ર તરફ ફેરવી. દુર્ગાપ્રસાદ સમજી ગયા. તેમના ચહેરા ઉપર ક્રોધ અને તિરસ્કારને લીધે ઉગ્રતા છવાઈ ગઇ. મહેન્દ્ર અદબ વાળી નીચું જોતો ઉભો રહ્યો. તેના ઉપર સળગાવી દે તેવી પ્રખર દૃષ્ટિ નાખી શેઠ ચાલતા થયા. ચાલતાં ચાલતાં મહેન્દ્રને કહ્યું, "મારી સાથે આવો."

દુઃખ અને ક્રોધને લીધે ભારે પગલે ને ઉતાવળી ચાલે ચાલતાં શેઠ દુર્ગાપ્રસાદની પાછળપાછળ મહેન્દ્ર નીચું જોઇ ચાલવા લાગ્યો. ચહેરો શરમને લીધે કાળો પડી ગયો હતો, હૃદય નાલાશી અને ભયને લીધે કંપતું હતું, દૃષ્ટિ અદબ વાળેલા હાથ ઉપર ચોંટી રહી હતી. આવી સ્થિતિમાં તે શેઠની પાછળપાછળ ઑફીસમાં આવ્યો. શેઠ ખુરશીમાં બેઠા. મહેન્દ્ર નીચી નજરે ઉભો રહ્યો.

"બેસો." શેઠે કહ્યું.

મહેન્દ્ર ટેબલથી થોડે દૂર પડેલી ખુરશીમાં બેઠો ને શેઠ શું બોલે છે તે સાંભળવા ઉત્સુક થઇ રહ્યો. શેઠ દુર્ગાપ્રસાદની ક્રોધ ઝરતી આંખ એના ઉપર તાકી રહી હતી તે તેણે જોયું નહિ. નીચું જોયેલું હોવાથી તે જોઇ શક્યો નહિ.

"ધોતીજોટા કોને મોકલવાના હતા?" શેઠ દુર્ગાપ્રસાદનો તીણો અને મીઠો છતાં ક્રોધને લીધે કંપતો અવાજ સંભળાયો.

ખુરશીના હાથા ઉપર હાથ ફેરવતાં જરા છેટે ઉભેલો માણસ ભાગ્યે સાંભળી શકે તેટલા મંદ અવાજે મહેન્દ્રે જવાબ દીધો, "કોઇને નહિ."

"કોઇને નહિ? શું? કોઇને નહિ! યાદ રાખજે મહેન્દ્ર! મારા બનેવી હોવા છતાં જેલમાં બેસાડી દઇશ. મારા માણસ જાણી રાખ્યા ને આવી જોખમભરી જગ્યા આપી ત્યારે મારાં માણસોને

ફોડવા માગો છો ? હું નહોતો જાણતો કે તમે મારી ઉદારતાનો દુરુપયોગ કરશો."

"એટલે શું હું ચોર છું ?" ચોર પોતાની ચોરી છૂપાવવા જેવો મક્કમ અવાજ કાઢે તેવા મક્કમ અવાજે મહેન્દ્ર બોલ્યો.

"હા, તમે ચોર છો."

"બિલકુલ નહિ !"

"તો કહો શા માટે એ માણસને ધોલ મારી ? શા માટે એને ગાળો દીધી ?"

"મારી ફરજને અંગે."

"ફરજને અંગે ? એક નીતિમાન માણુસ પાસે ચોરી કરાવવાની તમારી ફરજ હતી ? કેટલી ધૃષ્ટતા ? સારું થયું કે ચોરી પકડાઈ ગઈ. તમને સોંપવામાં આવેલ ચોપડા લાવો."

મહેન્દ્ર નરમ પગલે ચાલતો થયો.

"મહેતાજી, ઑડીટરને ફોન કરીને એકદમ બોલાવો." શેઠે હુકમ આપ્યો.

મહેતાજી ફોન કરવા ચાલ્યો ગયો, ત્યાર પછી થોડી વારે મહેન્દ્ર એક માણુસ પાસે ચોપડા ઉંચકાવી આવ્યો. દુર્ગાપ્રસાદ ઉઠયા.

"મહેન્દ્ર ! ઑડીટર આવે છે. તે માગે તે કાગળિયાં અને બીજા પુરાવા રજુ કરી હિસાબ તપાસવા દેજો. કામ પૂરું થતા પહેલાં બહાર ન જતા."

શેઠ બહાર નીકળી મોટરમાં બેઠા.

મોટર ચાલતી થઇ. અસ્વસ્થ ચિત્તે દુર્ગાપ્રસાદ 'ગ્રીન કૉટેજ' માં આવ્યા. 'ગ્રીન કૉટેજ' ની લીલી હરિયાળી આજે તેમનું મન પ્રફુલ્લિત ન કરી શકી. કલ્લોલતો સંસાર આજે દુઃખ ભૂલાવી ન શકયો. મહેન્દ્રની નીચતાએ એમના દીલમાં દાવાનળ સળગાવ્યો હતો. 'આવો નીચ માણુસ મારી બહેનનો પતિ ?' આ પ્રશ્ન તેમને વધારે ને વધારે ઉશ્કેરતો ને દુઃખી કરતો હતો.

બીજે દિવસે જ્યારે શેઠ દુર્ગાપ્રસાદ મીલમાં ગયા ત્યારે ઑડીટરે રૂપિયા સાડીસાતસોનો ગોટાળો થયાના સમાચાર આપ્યા. શેઠે મહેન્દ્રને બોલાવ્યો. મહેન્દ્ર શરમ અને ભયને લીધે નરમ પગલે આવ્યો.

દુર્ગાપ્રસાદે પૂછ્યું, " ઑડીટર કહે છે તે રૂપિયા માટે તમારો શો ખુલાસો છે ? "

" મેં વાપરી નાખ્યા છે. " મહેન્દ્રે નીચું જોઈ જવાબ આપ્યો.

" મીલના કામમાં ? "

" ના, ખાનગી. "

" શું તમને એવી રીતે રૂપિયા વાપરી નાખવાનો હક હતો ? કોઇને ખબર ન પડે તે માટે હિસાબમાં ગોટાળા કરી રૂપિયા લેવા તે ચોરી ન કહેવાય ? ઠીક છે, તમારો આ પહેલો ગૂન્હો હોવાથી જતા કરું છું. હવેથી સારી રીતે અને પ્રમાણિકપણાથી કામ કરજો, નહિ તો મારી મીલમાં નોકરી કરવાનું ભારે થઈ પડશે. સાડીસાતસો રૂપિયા વસુલ કરવા તમને બે માસનો પગાર આપવામાં નહિ આવે અને બાકીના રૂપિયા બે મહિને પગારમાંથી કાપી લઇ પૂરા કરી લેવામાં આવશે. "

શેઠ દુર્ગાપ્રસાદ ઉપર અંતરમાં દાઝે બળતો મહેન્દ્ર ચાલ્યો ગયો.

## પ્રકરણ ૧૭

### દુઃખોની પરંપરા

બેન્કમાં નાણાં જમે હતાં ત્યાં સુધી તો દીનેશને કંઇ ચિંતા નહોતી. જરૂરિયાતો ઘટી હતી તો પણ એ નહિ તો બીજે માર્ગે ખર્ચ થતું હતું. બેન્કમાંનાં નાણાં પૂરાં થયાં એટલે દીનેશને 'હવે શું કરવું' તેની ચિંતા થવા લાગી, ને બેદરકારી–નિસ્પૃહા નાશ પામ્યાં. એનો દેખાવ કે એની ભાષા એટલાં દમામદાર નહોતાં જે એકદમ પોતાની પ્રતિભા પાડી કાર્ય સિદ્ધ કરે. સુરેશે બે–ચાર જગ્યાએ પ્રયત્ન કર્યો પણ એક યા બીજા કારણથી સફળતા ન મળી. કોઇ નોકરી દીનેશને ગમતી નહિ, તો કોઈમાં અતિશય શ્રમ પડે તેમ હતું; અને નોકરી મેળવવી મુશ્કેલ પડે તેવો જમાનો હતો. નાણાંભીડ એટલી સખત ચાલતી કે વેપારીઓ અને નોકરો રાખી શકે તેવાઓ માણસો ઓછાં કરવા તરફ લક્ષ આપતા ને ખર્ચમાં કાપકૂપ કરતા. મૂળ તો નોકરીની હાડમારી અને દીનેશને સારી નોકરી જોઇએ. કોઇ જગ્યાએ ખાલી જગ્યાની ભાળ મળે ને દીનેશ મળવા જાય પણ ત્યાંના વાર્તાલાપથી સંક્ષુબ્ધ થઇ પાછો આવતો. ધીમે ધીમે ક્ષોભને લીધે એ કંટાળ્યો ને માથે આર્થિક સંકટ ઝઝૂમતું હોવા છતાં નિસ્પૃહી બન્યો. જેમ જેમ નિસ્પૃહા વધતી

ગઇ, તેમ તેમ ઇશ્વર ઉપરની શ્રદ્ધા વધતી ગઇ. અલબત, અત્યારની નિસ્પૃહા પહેલાંની નિસ્પૃહા જેવી નહોતી. પહેલાં જીવન વ્યતીત કરવાની નિસ્પૃહા હતી, હવે જીવન ટકાવવાનું હોવા છતાં નિસ્પૃહા હતી એટલે દીલના ઉંડાણમાં ચિંતા રહ્યા જ કરતી. દીનેશ બકુલા કે દુર્ગાપ્રસાદને કહી નોકરી મેળવી શકે તેમ હતું, પરંતુ ઓળખાણનો લાભ એવી રીતે લેવાનું ઇષ્ટ નહોતો ગણતો. એટલે પોતે એક મંથનથી પીડાય છે તેટલું પણ તેમને જાણવા દેતો નહિ.

આ સ્થિતિમાં વખત વહેવા લાગ્યો. ઉર્મિલાનું ખર્ચ વધ્યું હતું એટલે વધારે રૂપિયાની જરૂર પડતી. દીનેશ મિત્રો પાસેથી ઉછીના લઈ કે ઉધાર માલ લાવી ચલાવતો; પણ આમ કેટલો વખત ચાલે ? ધીમે ધીમે સ્થિતિ અસહ્ય બનતી જતી હતી. આમ છતાં દીનેશ આનંદી હતો. દુઃખો ભોગવવામાં તેને મઝા પડતી એટલે દુઃખ કેટલું આગળ વધે છે તે જોયા કરતો.

એક વખત તે ઘર બહાર નીકળ્યો. તેની પાસે વાપરવાના પૈસા નહોતા. કોઇ મિત્ર પાસેથી રૂપિયા ઉછીના લાવી શકાય તો તેમ કરવાના ઇરાદે તે ચાલ્યો. કપડાં એકદમ સાદાં હતાં. જમીન સાથે ઘસાતું ધોતિયું, ખાદીનું પાછળથી ફાટેલું અને ઉર્મિલાએ કુશળતાથી મારેલાં થીગડાંવાળું પહેરણ તથા આગળથી ફાટી ગયેલી મેલી ખાદીની ટોપી પહેરી તે ધૂનમાં ને ધૂનમાં આગળ વધવા લાગ્યો. કોઇ ન કહી શકે, અર્ધા ગાંડા જેવી મેલાં–ઘેલાં સાદાં કપડાંમાં સજ્જ થયેલી આ વ્યક્તિના નાના સરખા માથામાં ખૂબ જ્ઞાન અને શક્તિ સાથે વિરાટ ભાવનાઓ વસી રહી છે. દીનેશના આવા દેખાવનો અને ઉદારતાનો ખરાબ માણસોએ ઘણી વખત લાભ લઈ લીધો હતો, દીનેશ તે સમજતો હતો ને ' આ ખોટું થાય છે ' એમ જાણતો હતો છતાં ' હશે ' કહી મન વાળતો ને બીજે દિવસ ભૂલી જતો.

ચાર રસ્તે થઇ, દીનેશ ગીરગામ રોડ ઉપર આગળ વધવા લાગ્યો. નીચું જોઈ તે ધૂનમાં ને ધૂનમાં ચાલતો હતો તેવામાં કોઇએ પાછળથી બૂમ મારી. એ બૂમ એક દુકાનદારની હતી. દીનેશ તેની પાસે ગયો.

" હવે પૈસા આપી દોને ! " દુકાનદારે કહ્યું.

" હજી હું નોકરીએ વળગ્યો નથી. નોકરી મેળવી શકીશ એટલે વગર માગ્યે બનતી ઉતાવળે તમારો હિસાબ ચૂકવી આપીશ. "

" તમે ગમે ત્યારે નોકરીએ વળગો, નોકરીને અને મારે શો સંબંધ છે ? "

" તમારે નથી તો મારે છે ને ! નોકરી સિવાય પૈસા કયાંથી મેળવી શકું ? "

" જો તેમ હતું તો પેલી ઘરમાં ઘાલી છે તેને માટે કપડાં નહોતાં લઇ જવાં. " હૃદયશૂન્ય દુકાનદારે તેની ખાનદાની બતાવી.

દીનેશનું હૃદય ઘવાયું. દુકાનદાર ઉપર ક્રોધ આવ્યો છતાં નરમાશથી બોલ્યો, " કૃપા કરીને એને માટે ખરાબ શબ્દ ન વાપરો. તમારા અને મારા કરતાં તે વધારે ઉચ્ચ કોટિની વ્યકિત છે. "

" આટલું બધું ડહાપણ છે તો પૈસા આપી દો ને ! અહીં દાટી ગયા હતા તે આટલા બધા દહાડા ભાંગો છો ? દુકાન તમારા બાપના...... "

" ચૂપ રહો. " દીનેશ દુકાનદારને અટકાવી બોલ્યો. " તમે મારા લહેણદાર છો, શેઠ નથી. અને શેઠ હો તોય શું ? આવી જંગલી ભાષા વાપરવાનો તમને અધિકાર નથી. હું કયાં તમારે પગે પડીને લઈ ગયો હતો ? બીજી દુકાને જતો હતો તે તમે શા માટે બોલાવ્યો ? મેં નહોતું કહ્યું કે નોકરીએ ચઢયા પછીથી પૈસા આપી શકીશ ? કમાવાનો અતિશય લોભ રાખ્યો તો હવે થોભો. "

થઇ ગયેલી અથડામણથી ચણચણતા દીલે દીનેશ આગળ ચાલ્યો. આજસુધીમાં તેને માટે આવો પ્રસંગ નહિ આવેલો હોવાથી આ પ્રસંગ વધારે દુઃખદાયક થઈ પડયો. એનું મગજ હિલોળે ચઢયું. ગરીબની કરુણ દશાનાં ચિત્રો એની દષ્ટિની સામે તરવરવા લાગ્યાં. એણે ગરીબાઇને કારણે અમુક માણસે ઝેર ખાઇને કે ગળામાં અસ્ત્રો મારી આપઘાત કર્યાની વાતો વર્તમાનપત્રોમાં વાંચી હતી;

પરંતુ બહુ અસર નહોતી થઈ કે ગરીબની લાચાર દશાનું પૂરેપૂરું ભાન નહોતું થયું. આજે આ નાનકડા પ્રસંગે એ ભાન કરાવ્યું. એણે અંતર–ચક્ષુવડે ગરીબાઇને કારણે સૂકલકડી થઈ ગયેલાં શરીરવાળાં હજારો બાળકોને ભૂખને લીધે તરફડિયાં મારતાં જોયાં, હજારો સ્ત્રીઓને ગરીબાઇ ઉપર ઉના ઉના નિસાસા છોડતાં શાપ દેતી દીઠી. સેંકડો પુરુષોને હીરો ચૂસી, ફાંસો ખાઈ, ઝેરી વસ્તુઓનો ઉપયોગ કરી, તીક્ષ્ણ હથિયારની મદદ લઇ કે આગગાડીના પાટા ઉપર સુઇ આપઘાત કરતા જોયા. લેણદારના તગાદા અને દેવાદારની લાચારીની કલ્પનાએ એને લાચાર બનાવ્યો. વ્યાજખાઉ મારવાડીઓની ધન લોલૂપતા અને નીચતાએ એને ઉભો ને ઉભો સળગાવી દેવા માંડયો.

રીચીરોડ છોડી, એક પોળમાં દાખલ થઇ, અનેક નાની મોટી ગલીઓ વટાવી દીનેશ એક મકાન આગળ આવ્યો. એ મકાન તેના એક ઓળખીતાનું હતું. તેનું નામ કાન્તિલાલ. કાન્તિલાલ પાટણ પાસેના એક ગામનો રહેવાસી હતો ને અમદાવાદમાં આવી મીલમાં નોકરી કરતો હતો. એક વખત તેની નોકરી તૂટી ગઇ ને તે બેકાર બન્યો. દીનેશે તે ફરીથી કામે ચઢયો ત્યાંસુધી પોતાને ઘેર રાખી, વીશીનું ખર્ચ પણ આપ્યું હતું. પણ એ વાતને વરસો થઇ ગયાં હતાં. જ્યારે દીનેશને રૂપિયાની જરૂર પડી ત્યારે તે તેને ત્યાંથી પચ્ચીસ રૂપિયા મેળવી શકયો હતો. દીનેશે તેની પાછળ લગભગ સો રૂપિયાનું ખર્ચ કર્યું હતું એટલે પચીસ રૂપિયા ઉછીના આપવા તે કંઇ એટલું બધું ભારે કર્યું ન કહેવાય. છતાં કાન્તિલાલે પાડ ચઢાવીને રૂપિયા આપ્યા હતા. જરૂર હશે તો કાન્તિલાલ પાસેથી વધુ રૂપિયા મળશે એવો દીનેશને વિશ્વાસ હતો અને તેટલા જ માટે તે આવ્યો હતો.

દીનેશ દાદર ચઢી કાન્તિલાલને બેસવાના ખંડમાં ગયો. કાન્તિલાલ પડયો પડયો ચોપડી વાંચી રહ્યો હતો. એનું દિવાનખાનું ખરાબ નહોતું તેમ શ્રીમંતોનાં જેટલું ભપકાદાર કે કીમતી વસ્તુઓથી શણગારાયેલું નહોતું. ભીંત ઉપર ખીચોખીચ છબીઓ ગોઠવી દેવામાં

આવી હતી. છાજલી ઉપર દવા અને અત્તરની થોડીક ખાલી શીશીઓ વ્યવસ્થિત ગોઠવેલી હતી. એક બાજુની ભીંત વચ્ચેના થાંભલામાં ખીલીઓ ચોઢી એક છબી અને ' નાઇટ લેમ્પ ' રાખવામાં આવ્યાં હતાં. ખૂણામાંના ટેબલ ઉપર જાડી પાતળી ચોપડીઓની એક હાર હતી ને તેની આગળ ભપકાદાર ફાનસ પડયું હતું. ટેબલના એક ખૂણામાં પડેલી હિસાબ લખવાની ડાયરી ઉપર પાકીટ હતું. એ ટેબલ આગળ બે ખુરશીઓ પડી રહી હતી. જ્યારે લખવાનું હોય ત્યારે જ ટેબલ ખુરશીનો ઉપયોગ થતો.

દીનેશ આવ્યો એટલે કાન્તિલાલ બેઠો થયો ને શેતરંજી બરાબર કરી આડા પડેલા તકિયાને ગોઠવતાં બોલ્યો, " આવો. ઘણે દહાડે પધાર્યા કંઈ ? "

દીનેશ બેઠો. કાન્તિલાલે પૂછ્યું, " કહો, કેમ આવવું થયું ? "

" પૈસા ખૂટી ગયા છે. "

" સુરેશ નથી આપતો ? "

" એણે એનાથી આપી શકાય તેટલા પૈસા મારા ઉપર કૃપા કરીને ધીર્યા છે. હવે અશક્ત છે. કમાય છે તેમાંથી બહુ જ થોડું એ બચાવી શકે છે. "

" ઠી...ક. "

" તમે દસેક રૂપિયા આપી શકશો ? " દીનેશે ફીક્કા મોંએ પૂછ્યું.

" ના. " રોકડો જવાબ મળ્યો.

હૈયાને તોડી નાખે તેવો ચોખ્ખો નકાર સાંભળી દીનેશ ઠંડોગાર થઈ ગયો. એણે પૈસા મળશે જ એવી આશા રાખી હતી. પૈસા ન મળે તો ખેર પણ આટલા નિષ્ઠુર અને કડક નકારની આશા તો નહોતી જ રાખી. દીનેશે કંઇ ન બોલતાં નીચું જોઈ લીધું. થોડી વાર બેસી રહ્યો. એમાંથી કોઇ બોલ્યું નહિ. દીનેશ ઉઠયો.

" જશો ? " કાન્તિલાલે પૂછ્યું.

"હા. તમે રૂપિયા નહિ જ આપી શકો?"

"ના."

"ઠીક, સાહેબજી."

"સાહેબજી–"

બેકદર માણસોની બેકદરદાનીના વિચાર કરતો દીનેશ દાદર ઉતરી ગયો. ઉપરા ઉપરી થયેલા બે આઘાતોથી એ સણસણી ઉઠ્યો હતો. અપમાનની વેદના અને દુઃખથી તેનો ચહેરો દયાજનક થઇ ગયો હતો. કોઇનું કામ ન કર્યું હોય ને તે કામ ન કરે તો બહુ ખોટું ન લાગે, પણ અડચણ વેઠીને ય કામ કરેલું હોવા છતાં અવળો આઘાત થાય ત્યારે જરૂર લાગી આવે. દીનેશને લાગી આવ્યું ને દુઃખી થયો. ધારવા કરતાં વધુ નીચ માણસો આ જગતમાં વસે છે તેનું એને ભાન થયું, આવા માણસ પાસે પૈસા માગ્યા તે ભૂલ કરી એમ લાગ્યું અને અંતરમાં મૂક રુદન ચાલુ થયું.

દીનેશ ઘેર આવ્યો. ઉર્મિલા દીનેશનું ફાટેલું ધોતિયું સીવી રહી હતી. તેણે દીનેશના મોં તરફ જોયું ને સમજાયું કે આજે કોઇ એવો પ્રસંગ બની ગયો છે જેણે દીનેશના દીલ ઉપર ફટકો લગાવ્યો છે. તેણે પૂછ્યું, "કેમ ઉદાસ છો?"

"ના, ના, હું ઉદાસ ક્યાં છું?" કહી હસવાનો નિષ્ફળ પ્રયત્ન કરી દીનેશ દાદર ચઢી ગયો.

પોતાને બેસવાની કંગાળ જગ્યાએ તે બેઠો, ને વિચારમૂઢ બની પડી રહ્યો. જેમ જેમ વખત પસાર થતો ગયો તેમ તેમ અપમાન અને નિર્ધનતાનું દુઃખ વધારે તીવ્ર થતું ગયું. રાજીનામું ન આપ્યું હોત અને રાજીનામું આપ્યું તો એક વરસ બેસી રહેવામાં બગાડયું ન હોત તો ઠીક થાત એમ લાગ્યું. પશ્ચાતાપ થવા લાગ્યો. દીનેશની આંખમાં આંસુ ભરાઇ આવ્યાં ને ડૂમો ભરાયો. રુદન રોકવા પ્રયત્ન કર્યો પણ નિષ્ફળ નીવડયો ને હૈયું હાથમાં ન રહેતાં રોઈ પડયો.

ડસકાં સંભળાતાં ઉર્મિલા ધોતિયું નાખી દઇ ઉપર આવી દાદર ઉપર ઉભી રહી તે દીનેશ તરફ જોઇ રહી. દાદરના છેલ્લા પગથિયા ઉપર પગ મૂકી બેસતાં બેસતાં બોલી, " રુઓ છો? તમે રુઓ છો?" એણે 'તમે' શબ્દ ઉપર ભાર મૂકયો. દીનેશ જેવો દુઃખ સહન કરવા છતાં હસતો રહેનાર માણસ આમ રુએ તેથી આશ્ચર્ય ને દુઃખ થયું.

ઉર્મિલા આગળ રડતાં દીનેશ શરમાયો તે આંસુ લૂંછી શાન્ત થઇને બોલ્યો, " ઉર્મિલાબહેન, જગત પ્રપંચી છે. "

" હશે—"

" આડંબરનું પૂજારી છે. "

" જરૂર. "

" પ્રપંચ અને પાપથી ભરેલું છે. "

" ધર્મ પણ હશે. "

" નહિ હોય એમ હું નથી કહેતો. હશે પણ તે બહુ જ઼ ઓછો. "

" તો તો જગતનો નાશ થાય. "

" એ ફકત દલીલ છે, પૂન્ય હોય તો જ દુનિયા ટકે એમ કહેવાને કંઇ આધાર નથી. તમે જાણો છો? આ દુનિયામાં પિશાચી પ્રપંચોની કારમી બાજીઓ ખેલાય છે. માનવી માનવીનું લોહી પીવા તલપી રહેલો છે ને પોતાનું પેટ ભરવા સેંકડો પેટ ચીરવા તૈયાર થઇ રહ્યાં છે. પૈસા, સ્વાર્થ, સુખ એ બધાના અસ્ખલિત જાપ જપતો તે આમતેમ ઘૂમે છે ને બિચારાં ભલાં ભોળાં અને સાદાં માનવીઓને રહેંસી નાખે છે. અને આવાં ઘોર કર્મો કોણ કરે છે? ન્યાય–નીતિનો આડંબર કરનારા, કપાળમાં લાંબાં–પહોળાં ધાર્મિક ચિન્હો ધારણ કરનારા અને સુંદર કપડાં પહેરી ફરનારા આબરૂદાર અને ખાનદાન ગણાતા પણ અંતરમાં પિશાચી સ્વભાવ ધારણ કરનારા માણસો. એમને જોઇને કોઇ એમને માટે હલકો અભિપ્રાય ન બાંધે. પણ એ જ ઉજળા ઠગો પ્રપંચ અને લોલુપતાની ચિનગારીમાંથી સત્તા

અને ધિક્કારની આગ સળગાવી સારા જગતને દઝાડે છે. દુઃખની વાત એ છે કે આવા બદમાસો બહાર આવતા નથી ને એમની સાહ્યબીના પડદા પાછળ કારમી કતલ ચાલતી અટકતી નથી. બિચારા નીતિમાન અને ગરીબનો મરો છે. પૈસાદારને સહાયકો મળી આવે છે ને ગરીબને હોય તે પણ ખસી જાય છે. નિઃસ્વાર્થ કદરદાનીના સાંસા પડવા લાગ્યા છે. નથી સમજી શકતો આનું પરિણામ શું આવશે."

"જગત એવી વિચિત્ર બાજી છે કે સંહાર ને સર્જનની પ્રવૃત્તિ નિરંતર ચાલ્યા કરે છે. એક બાજુ પાપની ગંધાતી ગટર વહે છે તો બીજી બાજુ પુણ્યની ભાગીરથી વહે છે. કોઇ સુખી થાય છે, કોઇ દુઃખી થાય છે, કોઈ હસે છે, કોઈ રડે છેઃ આમ એક એવું માયાવી નાટક ભજવાઇ રહે છે કે તેમાં સુખ અને દુઃખ નહિ માનનાર માણસો જ શાન્ત રહી શકે છે. તમારે શાન્ત રહેવું હોય તો જગતને જગતનું ફોડી લેવા દો. બધી બાબતોથી દુઃખી થયા કરશો તો આખી જીંદગીમાં હસવા માટે એક ક્ષણ પણ પ્રાપ્ત નહિ કરી શકો."

"તમારા મોંમાં આ શબ્દો? જગતને દુઃખે હું દુઃખી ન થાઉં?"

"શા માટે?"

"હું જગતમાં નથી રહેતો?"

"જગતમાં વસો છો એટલે દુઃખિયાંનાં દુઃખ માટે દુઃખી થવામાં તમે ખોટું નથી કરતા; પણ એકલું હોવાથી દુઃખ નાશ નથી પામતું. જગતને સુખી કરવા જગત આખામાં ક્રાન્તિ કરવી પડશે. એ ભભૂકતી પ્રચંડ ક્રાન્તિને યોગ્ય વાતાવરણ ઉત્પન્ન કરવાની તમારામાં શકિત છે? એટલાં સાધનો છે?" કહી ઉર્મિલા જવાબ મેળવવા દીનેશ તરફ જોઈ રહી.

"નથી."

"તો પછી જગતને માટે રોવાનું રહેવા દો. જગતને સુખી કરવા તો વિરાટ શક્તિને કામે લાગી જવું પડશે. એ વિરાટ શક્તિનો વિધાયક એક નથી હોતો, અનેક હોય છે. તમારી અને મારી

ફરજ એક વર્તુલમાં સમાઈ જાય છે. એ વર્તુલ મીંડા જેવડું મોટું હોવું જોઇએ એમ હું નથી કહેતી. ભલે એ વિશાળ હોય, તમે એ વર્તુલ સાચવી લો અને એની અંદર વસતાં માણસોને સુખી કરો તો પણ પૂરતું છે. જગતનાં દુઃખે દુઃખી થવાની આપણી ફરજ છે, પણ દુઃખી થવાનો અર્થ 'રુદન કરવું' ન થઈ શકે."

"તમારું કહેવું બરાબર છે પણ અનીતિમાન અને કૃતઘ્ની માણસો તરફ જોઈ જ રહેવું?"

"તો બીજું શું કરવું? એ લોકો પોતે સુધરવાનો પ્રયત્ન ન કરે ત્યાં સુધી કોઇ પણ શક્તિ તેમને સુધારી શકે તેમ નથી. એમને માટે દુઃખી ભલે થાઓ પણ આમ રોવા ન બેસી જાઓ.

"હું એટલા માટે રોતો નહોતો. રોવાનો અર્થ કંઇ નથી એ હું જાણું છું."

"તો પછી રોતા શા માટે હતા?"

દીનેશના દીલમાં ઝણઝણાટી વ્યાપી ગઈ. તેનું મોઢું ફીકકું પડી ગયું. તે બોલ્યો, "મને મારી હીન દશા ઉપર રોવું આવે છે. કહેતાં શરમ આવે છે પણ મારી આજુબાજુ એવી અભેદ્ય વાડ બંધાઇ ગઇ છે કે છૂટવાનો રસ્તો નહિ મળવાથી હું મૂંઝાઇ ગયો છું. ઘરનું તંત્ર કઇ રીતે ચાલે છે તે તમે જાણતાં નથી—મેં તમને જાણવા દીધું પણ નથી. માથે દેવું થઈ ગયું છે ને ઉછીના રૂપિયા પણ મેળવી શકતો નથી."

ઉર્મિલા ચમકી. એની આંખો આશ્ચર્યને લીધે ચગી ઉઠી. તે બોલી, "તો પછી મને અત્યાર સુધી અજાણી શા માટે રાખી? હું કબુલ કરું છું કે મારે લીધે પણ તમારે આર્થિક કષ્ટ વધારવું પડે છે."

"આગળ ન બોલશો. તમારે લીધે મારે કશું સહન કરવું પડતું નથી. મારા મગજમાં પણ એવું નથી. મને દુઃખી ન કરવો હોય તો મહેરબાની કરીને તમારી વાત અલગ રાખો."

" પણ મારું કહેવું સાંભળવું છે? "

" ના એવી વાત કરવી તે મને સ્વાર્થી અને સાંકડા મનના માણસ તરીકેનું સર્ટીફીકેટ આપવા જેવું છે. "

" હું બીજી વાત કહેવા માગું છું. સાંભળશો? "

" કહો. "

" તમારી ઉદારતાને અને ઉદાત્તતાને આ હૃદય નમે છે. મારે માટે મનમાં કંઇ લાવતા નથી તે સાચું છે પણ તમને અડચણમાં ઉતારનારી થઇ પડી છું તે હું ભૂલી શકતી નથી. "

" એ અડચણો નથી અને અડચણો હોય તો ભલે હોય. રડતાં રડતાં પણ દુઃખો સામે લઢવાનો મેં સંકલ્પ કર્યો છે. "

" પૈસા નહિ હોય તો ખાશો શું? "

" એ એક પ્રશ્ન છે! "

" મારી પાસે થોડીક જણસો અને થોડાક રૂપિયા છે...."

" એ વાતજ ન બોલશો. " દીનેશ ઉર્મિલાને અટકાવી વચમાં બોલવા લાગ્યો: "ભીખ માગવી પડે તોય શું? ઉપવાસ કરવા પડે તોય શું? તમારી પાસેથી એક પાઇ પણ નહિ લઉં. ગમે તેમ કરીશ પણ તમને દુઃખી નહિ થવા દઉં કે તમારી મિલકતનો ઉપયોગ નહિ કરું. "

" પણ વાંધો શો છે? "

" વાંધો કશો નથી. "

" મારા પૈસા એક જણને સુખી કરી શકતા હોય તો પછી પડી રહે તેથી શો ફાયદો? અને એમ ન ઇચ્છતા હો તો સગવડ થાય ત્યારે પાછા આપજો. "

" એ જોઈશ. મારું નહિ ચાલે ત્યારે જરૂર લઈશ. "

"તો અત્યારે લો ને?"

"નહિ. એ નહિ બની શકે તેવું છે ......."

" થોભો. હું આવું છું. " કહી ઉર્મિલા રસોડામાં દોડી ગઇ.

થોડી વાર પછી તે પાછી આવી ને રૂપિયા લેવા ખૂબ આગ્રહ કર્યો પણ દીનેશે માન્યું નહિ. ઉલટું તે એ જોઇ શકી કે, ‘મુશીબતો વધારવામાં મારો થોડો ઘણો હિસ્સો છે.’ એમ કહીને દલીલ કરવામાં આવતી તો દીનેશને દુઃખ થતું. દીનેશના દીલને વધુ આઘાત નહિ પહોંચાડવા ઉર્મિલા વધુ આગ્રહ ન કરતાં ‘ઠીક જેવી તમારી ઇચ્છા’ એમ કહી કામે લાગી ગઇ. એ રસોઇ કરવા બેઠી પણ દીનેશની મહાનુભાવતાના વિચારો સાથે તેની દશાએ મગજના જૂદા જૂદા વિચારો પ્રગટાવ્યા.

થોડી વાર પછી દીનેશ નીચે આવ્યો ને રસોડાના ઉંબર ઉપર બેસી બોલ્યો, “ઉર્મિલા બહેન, તમે મને ભારે પડો છો એમ માનો છો ?”

“ના, હું જાણું કે તમારા દીલમાં એ પ્રશ્ન ઉઠે તેમ નથી.”

“તો પછી ઘરેણા અને રૂપિયા આપવાની વાત કેમ કરી ?”

“શું તમે એમ માનો છો કે હું અહીં ખાઉં છું તેની કિંમત આપવા આમ કહું છું ? એવું નથી. તમે જેમ મને અહીં રહેવાની સગવડ કરી આપવામાં ધર્મ માન્યો અને એ ધર્મ બજાવતાં પૈસાનો ભોગ આપ્યો, કાનના કીડા ખરી પડે તેવી લોકોની વાતોને ન ગણકારવાનો નિર્ણય કર્યો તથા પાડોશીઓના બહિષ્કારની ભારે મુશીબત ઉઠાવીઃ તે પ્રમાણે મને સહાયભૂત થઇ પડનારને, મારે માટે આટલાં આટલાં દુઃખો સહન કરનારને તેના આપત્તિકાળમાં કંઇક મદદરૂપ થઇ પડવાની મારી ફરજ નથી ?”

“તમે વળી ફરજ અને ધર્મની વાતો કરવા માંડી.” કહી હસતો હસતો દીનેશ ઉઠી ગયો તે મેડીએ જતો રહ્યો.

ચારેક વાગ્યે સુરેશ આવ્યો. ખૂબ કામમાં પડી ગયેલો હોવાથી બે દિવસથી તે દીનેશને મળી શક્યો નહોતો. એ આવ્યો એટલે દીનેશે પોતાની હીન દશા તથા ઉર્મિલાની ઇચ્છાની વાત કહી સંભળાવી. અને જ્યારે કાન્તિલાલે ચોખ્ખી અને જડબાતોડ ‘ના’

સંભળાવી તે પ્રસંગનું વર્ણન કરવા માંડયું ત્યારે દીનેશની આંખ અશ્રુભીની થઇ ગઇ. એના શબ્દો કરુણાથી ભીંજાયેલા નીકળવાં લાગ્યા. સુરેશ મિત્રના દુઃખે દુઃખી થઇ ભારે હૈયે વાત સાંભળવા લાગ્યો. દીનેશે જે કહેવાનું હતું તે કહી દીધું એટલે સુરેશે પૂછયું, "પછી રૂપીઆ મેળવ્યા ?"

"ના કાન્તિલાલને ઘેરથી આવ્યા પછી હું ઘર બહાર નીકળ્યો જ નથી અને હવે હું કોની પાસે માગું ? માગી શકાય તેવા બધા મિત્રો પાસેથી માગીને તેમની પાસેથી ઉછીના રૂપિયા લીધા છે. હવે શું કરવું તે માટે મૂંઝાઇ રહ્યો છું."

"કેટલા રૂપિયા જોઈએ છીએ ?" સુરેશે પૂછયું.

"જોઇએ તો બહુ પણ મેળવવા કયાંથી ?"

"બની શકશે તો હું કાન્તિલાલ પાસેથી લાવી આપીશ."

"નહિ. સુરેશ, એ હવે એક હજાર રૂપિયા આપે તો પણ હું નહિ સ્વીકારી શકું. તે કરતાં તો મરવાનું પસંદ કરીશ."

'તો હું આપું. મારી પાસે વધારે સીલક નથી પણ બે રૂપિયા પડયા છે તે આપું."

"પછી તું શું કરીશ ?"

"જોઇ લઇશ." સુરેશે પાકીટમાંથી રૂપિયા કાઢતાં કહ્યું.

દીનેશના હાથમાં બે રૂપિયા આવી પડયા. એ હાથમાંથી સેંકડો રૂપિયા પસાર થઇ ગયા હતા છતાં દીનેશ રૂપિયા તરફ જોઇ રહ્યો, જાણે જીંદગીમાં પહેલી વખત રૂપિયા જોતો હોય ! એ રૂપિયા એને વહાલા લાગ્યા કારણ કે છેક છેલ્લી ઘડીએ આવી મળ્યા હતા. પોતાની શરમ કથા સંભળાતી હોય તેમ દીનેશ રૂપિયા તરફ તાકીજ રહ્યો.

"ચાલ ફરવા આવવું છે ?" દીનેશે પૂછયું.

"હમણાં નહિ અવાય. મારે એક જગ્યાએ જવાનું છે ત્યાંથી બારોબાર બાગમાં આવીશ. પાછલી બાજુ બેસજો. હું ત્યાં આવી મળીશ."

દીનેશે કપડાં પહેરી લીધાં એટલે બંને મિત્રો સાથે ઘરબહાર નીકળ્યા. સુરેશ જવાનું હતું ત્યાં ચાલ્યો ગયો ને દીનેશ વિકટોરિયા ગાર્ડન તરફ ચાલતો થયો. ખિસ્સામાં પડેલા બે રૂપિયા ખખડતા હતા ને પોતાના અસ્તિત્વની ખાત્રી આપ્યા કરતા હતા. તે પ્રેમાભાઇ હોલ પાસેથી પસાર થતો હતો તેવામાં એક ભિખારી સામો આવી હાથ જોડી ઊભો રહ્યો.

એના શરીર ઉપર વૃદ્ધાવસ્થાને લીધે કરચલીઓ પડી ગઈ હતી. મોં ઉપર તાજા પડેલા દુઃખની કાળાશ છવાઇ ગઇ હતી. એનાં કપડાં ફાટેલાં અને મેલાં હતાં. માથે બાંધેલા ફાળિયામાં લટકતી નાની નાની ચીંદરડીઓ દેખાતી હતી. ગામડિયા જોડા આગળથી ફાટી ગયેલા હોવાથી બેડોળ બની ગયેલાં નખવાળાં આંગળાં દેખાતાં હતાં. તેને જોઇને દીનેશને દયા આવી. તે પણ ડોસા સામે જોતો ઉભો રહ્યો.

કેટલીક વાર પછી ડોસો બોલ્યો, " સાહેબ હું કણબી છું. લાય થઈ ને મારું ઘર તથા અંદરનો બધો સામાન બળી ગયો. પહેરેલે કપડે હું બહાર નીકળી ગયો. મારો એક છોકરો હતો તે પણ બત્રીસ વરસનો થઇને મરી ગયો. એની વહુ તથા બે નાનાં છોકરાં ખેતરમાં ગયાં હતાં એટલે લાય લાગી ત્યારે હું એકલો ઘરમાં હતો. છોકરાંને અને વહુને પિયર મોકલી કામ મેળવવાની આશાએ પાઘડીનો કસબ વેચી અહીં આવ્યો. દસ દિવસથી ભટકું છું પણ મારા જેવા ઘરડાને કોણ રાખે ? હવે મારાથી અહીં રહેવાય તેમ નથી. મારા ગામમાં જ રહીશ ને પેટિયું કુટી કાઢીશ પણ...પણ...

ડોસો જેમ જેમ આગળ બોલતો હતો તેમ તેમ તેનો અવાજ મંદ અને કરુણ થતો જતો હતો. આટલું બોલ્યા પછી તે પોતાના મેલા અંગરખા વડે આંસુ લૂછવા લાગ્યો.

દીનેશનું હૃદય દ્રવ્યું. તેણે કહ્યું, " કાકા, રડો નહિ. આવી શકો તેમ હો તો મારે ઘેર ચાલો. તમારે માટે રહેવાની અને ખાવાની ગોઠવણ થઇ શકશે. "

" ના, મારે નથી આવવું. કોઈએ દયા કરી આપેલા ધાનનો કોળિયો મને ઝેર જેવો લાગે છે. તમને દયા આવતી હોય અને ઇશ્વરે શકિત આપી હોય તો એક રૂપિયો ગાડીભાડા પૂરનો આપો."

દીનેશે જોયું કે સફાઇબંધ ભીખ માગી લોકોને ધૂતનારામાંનો ડોસો નથી. એણે ગજવામાં હાથ નાખ્યો કાઢયો ને પોતાના વહાલા અત્યંત ઉપયોગી રૂપિયા સામે જોઇ ડોસાના હાથમાં મૂકી દીધો. ડોસાના મોં ઉપર આનંદ છવાયો, આત્મા હસી ઉઠયો ને ઝાંખી પડેલી આંખ નાચી. દીનેશ ચાલતો થયો. ડોસો પણ ધીમે ધીમે સ્ટેશન તરફ પગ ઉપાડવા લાગ્યો.

દીનેશ બાગમાં દાખલ થઈ પાછળના ભાગમાં પડેલા બાંકડામાં જઈ બેઠો. એકાંતે વિચારોને જન્મ આપ્યો. કીમતી કપડાં પહેરી ચાલ્યાં જતાં સ્ત્રીપુરુષોને જોઇ એના અંતરમાં ઉત્પાત થયો. 'આહા ! આ લોકોએ પુણ્ય કર્યાં હશે ને મેં પાપ કર્યાં હશે. એ લોકો ધંધાવાળા છે હું બેકાર છું. કારણ ? વિશ્વાસ. ના, ના, એનો શો વાંક ? મેં રાજીનામું ન આપ્યું હોત તો ? પણ એ તો ઠીક જ કર્યું છે. એક વરસ નોકરી ન કરી...નહિ, નહિ, એટલા આરામની અને આનંદની જરૂર હતી. કોણ જાણતું હતું કે નોકરી મેળવતાં આટલી બધી હાડમારી ભોગવવી પડશે ! હવે શું કરીશ ? આ એક રૂપિયો પડયો છે તે કેટલા દિવસ ચાલશે ?...જવા દે ને એ ચિંતા. જે થવાનું હશે તે થઇ જશે. ' કહી દીનેશ સ્વસ્થ થયો. સ્વસ્થતા થોડો વખત ટકી ને પાછો વિચારમાં પડી ગયો. વળી સ્વસ્થ થયો ને વિચારમાં પડ્યો. આમ ને આમ કેટલાય વખત સુધી ચાલ્યું.

" મગફળી... "

મગફળી વેચનાર છોકરાની સંગીતમય બૂમ સંભળાઇ. દીનેશ વિચારતંદ્રામાંથી જાગ્યો. તેણે છોકરાને બોલાવી એક પૈસાની મગફળી લીધી. છોકરો મગફળી આપી થોડી વાર આરામ લેવાને ઇરાદે જોડેના બાંકડામાં જઈ બેઠો. દીનેશે પાછળની દિવાલ ઉપર બેઠેલા વાંદરા સામે એક મગફળીનો દાણો ધર્યો. તેણે આવીને હાથમાંથી દાણો ઉપાડી લઈ ચાલવા માંડયું ને જરા આઘે જઇ બેસી દાણાને મોંમાં પધરાવી દીધો. એનું જોઇ બીજું વાંદરું આવ્યું. થોડી વારમાં પંદર વીસ વાંદરાં ભેગાં થઈ ગયાં. દીનેશે બીજા એક પૈસાની મગફળી લીધી. છોકરો મગફળી આપી પૈસો લઇ 'મગફળી...ગરમા ગરમ મગફળી...' એમ સંગીત બૂમો પાડતો ઘરાક શોધવા ચાલ્યો ગયો.

દીનેશે વાંદરાને મગફળી વહેંચવા માંડી. દરેક વાંદરું મગફળીનો દાણો લઇ જઇ દૂર બેસી ફોલી ખાતું. છેલ્લો દાણો રહ્યો ને દમામથી ચાલ્યો આવતો એક વાંદરો દેખાયો. તેને આવતો જોઇ એક વાંદરુ ઉતાવળ કરીને દીનેશના હાથમાંનો દાણો ઉપાડી લઈ ઝાડ ઉપર ચઢી ગયું. પેલો વાંદરો પાસે આવીને બેઠો. આશાભરી આંખે દીનેશ તરફ જોઇ રહ્યો. દીનેશ પાસે મગફળી નહોતી એટલે બીજી એક પૈસાની લેવા આજુબાજુ નજર નાખી પણ છોકરો ચાલ્યો ગયો હતો. મગફળી નહિ મળવાથી વાંદરો અકળાયો. તેણે દાંતિયાં કરવા માંડયાં. કારણસર દીનેશે હાથ ઉંચો કર્યો તે સાથે જ રાયખડ મીલનું ભૂંગળું ભયંકર અવાજે ગરાડી ઉઠયું. વાંદરો ડર્યો ને બીજી ક્ષણે ઉશ્કેરાયો. દીનેશનો હાથ ખાલી જોઇ તે કૂદ્યો ને હલ્લો કર્યો. અસાવધ દીનેશ બચાવ કરવા તૈયાર થાય તે પહેલાં તો વાંદરો દીનેશના મોંને ખરાબ રીતે ઉઝરડી નાખી, તેને બેભાન કરી કૂદકો મારી ચાલ્યો ગયો.

ત્યાં થઈને ચાલ્યા જતા એક માણુસે આ બધું જોયું. તે દોડતો આવ્યો ને દીનેશ પાસે જઈ ઉભો. થોડી વારમાં સો-દોઢસો માણુસ ભેગું થઈ ગયું. સીવીલ હૉસ્પીતાલમાં ખસેડવાની તૈયારીઓ થઈ રહી હતી તે જ વખતે સુરેશ આવી પહોંચ્યો માણુસોનું ટોળું જોઈ તે ત્યાં આવ્યો. વચ્ચે નજર નાખી તો ઉઝરડાઈ ગયેલા મોં વાળો દીનેશ બેભાનાવસ્થામાં પડ્યો હતો. થયેલા જખ્મોમાંથી લોહી વહી રહ્યું હતું. બળથી માર્ગ કરી સુરેશ ટોળામાં ઘૂસ્યો ને બાંકડા આગળ આવી ઉભો. તેણે એક માણુસને ગાડી ભાડે કરી લાવવા વિનંતિ કરી.

ગાડી આવી એટલે સુરેશ દીનેશના નિશ્ચેષ્ટ શરીરને લઈ તેમાં બેઠો ને ગાડી દીનેશના મકાન તરફ ચાલી.

## પ્રકરણ ૧૮

### મહેન્દ્રનું મિત્રમંડળ

ભદ્રમાં આવેલા એક જીર્ણ થઈ ગયેલા મકાનમાં છેલ્લાં બે વરસથી ઉપહારગૃહ ચાલતું હતું. એનો માલિક વસંતરાવ નામનો દક્ષિણી હતો. એ સૂકા મોં વાળો, મોટી સુંદર મૂછોવાળો અને બાડો હતો. એની કાતીલ આંખ હંમેશાં આમતેમ નજર નાખ્યા કરતી. એની ચાલ બાયલાને મળતી હતી. વારંવાર થૂંકવાની ટેવ હતી અને લગભગ દરેક વખતે એનું થૂંક એનાં કપડાં ઉપર જ પડતું. એ ઘણાં વરસોથી મુંબઈમાં રહેતો હતો પણ છેલ્લાં બે વરસથી અમદાવાદમાં આવી ઉપહારગૃહ ચલાવતો હતો. એનું ઉપહારગૃહ 'ઉપહારગૃહ' હતું તે સાથે બદમાસોના અખાડાનું સ્થાન સાચવતું હતું. ઘણા બદમાસો અહીં આવતા ને મંત્રણાઓ કરી, જરા તાજા થઇ ચાલ્યા જતા. વસંતરાવ પોતે ઉઠાવગીર હતો અને બદમાસોની નાનકડી ટોળકી ઉપર સ્વામીત્વ ધરાવતો હતો. એની ટોળી ભોળાં માણસોને ફસાવી, ખિસ્સાં હલકાં કરવાનું કામ કરતી હતી.

એક પખવાડિયાથી તેમના હાથમાં નવું પંખીડું સપડાયું છે. તેની પાસેથી એકી સામટી મોટી રકમ મળવાની કોઇએ આશા નહોતી રાખી પણ લાંબે વખતે થોડી થોડી મળતી રકમનો સરવાળો મોટો થશે એ વિષે શંકા નહોતી. આટલા માટે તેઓ પૈસા મેળવવાની યુક્તિ તરીકે તેને ધમકાવવા તૈયાર હતા પણ દુભાવવા નહોતા ઇચ્છતા.

જે વખતે દીનેશ વાંદરાને મગફળી ખવરાવતો હતો તે વખતે એ હૉટલ જે ગલીમાં હતી તે ગલીમાં એક નાનકડી મોટર દાખલ થઈને ઉપહારગૃહ પાસે આવી તબેલા તરફ ચાલી ગઇ. થોડીવાર પછી એક અપ–ટુ–ડેઇટ નવયુવાન બગલમાં સીગારેટનો ડબ્બો મારી બહાર નીકળ્યો ને કૂદકા મારતો ઉપહારગૃહમાં દાખલ થઈ ગયો. અને જાણીતો હોય તેમ ખુરશી–ટેબલવાળો ઓરડો વટાવી ગયો. બીજા ઓરડામાં જઇ તે એક ટેબલ આગળ બેઠો. આમતેમ નજર નાખી ઉઠયો ને કોટ કાઢી એક ખીંટીએ ભરાવી પાછો પોતાને સ્થાને બેસી ગયો. બેસતાં બેસતાં ઘંટડી વગાડી એટલે એક છોકરો હાજર થઇ હુકમની રાહ જોતો ઉભો રહ્યો.

" હજી કોઇ નથી આવ્યું ? "

" ના, સાહેબ. "

" તારા શેઠ આવ્યા ? "

" હા, આવીને કામ હોવાથી બહાર ગયા છે. થોડીવારમાં આવવાનું કહેતા ગયા છે.

" ઠીક. આઇસવૉટરનો એક ગ્લાસ અને કોપી લાવ. "

છોકરો ચાલ્યો ગયો. થોડીવારમાં કાચના ગ્લાસમાં આઈસ–વૉટર લાવી, ટેબલ ઉપર મૂકી, કોપી લેવા ચાલ્યો ગયો.

એ જ વખતે હલકી કોમનો જણાતો ત્રીસેક વરસની ઉંમરનો એક માણસ બહાર ઉપહારગૃહ તરફ ઉતાવળી અને નિર્ભય ચાલે

ચાલ્યો આવતો હતો. તે એની બિહામણી આંખ ચારે બાજુ ફેરવતો હતો, જાણે એ આખા જગતને તુચ્છ ગણતો હોય તેવી અને તેટલી તુમાખી એ નજરમાં ભરેલી હતી. તેણે ધોળાં ફુદાંવાળી લાલ છીંટનો સાફો બાંધ્યો હતો. જીનનો મેલો કોટ અને અમદાવાદની મીલનું મોટી લાલ કોરવાળું ધોતિયું પહેર્યાં હતાં. એનાં ડગલાં મોટાં, મક્કમ અને ઉતાવળાં હતાં. આંખ હંમેશાં ઘેરાયેલી લાલ રહેતી અને મોંમાંથી દારુની દુર્ગંધ આવ્યા કરતી હતી. એનું નામ શામજી. તેનું સ્થાન વસંતરાવથી બીજે નંબરે હતું.

ઉપહારગૃહમાં દાખલ થતાં જ તેણે એક છોકરાને ધીમે અવાજે પૂછયું, "મહેન્દ્ર આવી ગયો કે નહિ ?"

"હા."

પૂછીને તે મહેન્દ્ર બેઠો હતો તે ખંડમાં ઝપાટાબંધ ચાલ્યો ગયો. તેને જોઇ મહેન્દ્ર ખુશ થયો હોય તેવો દેખાયો. બંને જણ પાસપાસેની ખુરશીઓમાં બેઠા ને કોઇ નાચનારીની બીભત્સ વાતો કરવા લાગ્યા. છોકરો કૉફી લઇને આવ્યો. મહેન્દ્રે તેને બીજો કપ લાવવાનો હુકમ કર્યો. છોકરો ગયો ને થોડીવારમાં કૉફી લઇને પાછો આવ્યો. બંને કૉફી પી રહ્યા પછી કેટલીક વારે બીજા છએક માણસો આવ્યાં. એ બધાનાં મોં તેમના પાપી ધંધાનો ઇતિહાસ કહી આપતાં હોય તેવાં બીહામણાં હતાં. લગભગ બધાના દાંત પાનના અતિ ઉપયોગથી ચીતરી ચઢાવે તેવા લાલ અને હોઠ કાળા પડી ગયેલા હતા. બરાબર સમાસ થઇ શકે તેમ નહિ હોવાથી બધા ઉઠયા ને મોટા ગોળ ટેબલની આજુબાજુ બેસી ગયા.

"વસંતરાવને કેમ મોડું થયું ?" મહેન્દ્રે પૂછયું.

"આવશે. કામ હોવાથી બહાર ગયા છે." એક જણે જવાબ આપ્યો.

—અને એ જ વખતે વસંતરાવ ઓરડામાં દાખલ થયો. બધાની નજર તેના તરફ વળી. આજુબાજુ સત્તાવાહી દૃષ્ટિ ફેંકતાં પેલા ગોળ

ટેબલ નજીક જઇ, બેદરકારી ભર્યા જુસ્સાથી એક ખાલી પડેલી ખુરશીને આઘીપાછી કરી ગોઠવાઇ ગયો. નોકર ગુલાબજાંબુ, મેસુર, હલવો, ચેવડો અને ભજિયાંની એક એક ડીશ બધાં આગળ મૂકી ગયો. બીજો નોકર પ્યાલીઓ અને દારુના બે બાટલા લાવ્યો. બધાંએ વાતો અને તોફાન કરતાં દારુ ઢીંચ્યો. મહેન્દ્રને અત્યાગ્રહને લીધે બધા કરતાં વધુ દારુ પીવો પડયો. આડોઅવળો બકવાટ કરતાં અને બીભત્સ શબ્દોનો વરસાદ વરસાવતાં ડીશો ખાલી કરવા માંડી.

જ્યારે માણસ નીતિનાં બંધન સ્વીકારતો નથી ને કેવળ સાંસારિક સુખોમાં કર્તવ્યની ઇતિશ્રી માને છે ત્યારે તે કયાં જઇ પડશે તે કોઇ જાણી કે કલ્પી શકતું નથી. એક લાલસાની પાછળ બીજી લાલસા ઉભી હોય છે અને એક પછી એક પ્રયત્નોની હારમાળા ચાલ્યા કરે છે. ઐહિક સુખો માટે તરફડિયાં મારનાર, લાલસાથી બેભાન થઇ ગયેલો માણસ એની ઇચ્છા જ્યાં પરિપૂર્ણ થાય છે ત્યાં દોડે છે, ને નીતિની વાડ ઓળંગી આગળ ને આગળ વધી છેવટે સંહારક આગમાં જઇ પડે છે. કોઇ કાળચોઘડિયે મહેન્દ્ર આ બદમાસોની ટોળીનાં હાથમાં આવી પડયો. લાલસાઓએ એને ભમાવ્યો. અમેરિકામાં હતો ત્યારથી જ તે અખાદ્ય અને અપેય પદાર્થોનો ઉપયોગ કરતો હતો. પછીથી અંકુશ મૂકાયો. એ દબાયેલી વૃત્તિઓ યોગ મળતાં બમણાં જોરથી ઉછળી. નીતિનાં બંધન ઉપરની અંધશ્રદ્ધા પણ માંણસને ડૂબી જતો બચાવે છે. બુદ્ધિવાદ એ શ્રદ્ધાને શિથિલ બનાવે છે પરંતુ જ્યારે બુદ્ધિવાદની કઠોરતા એ શ્રદ્ધાને ગુંગળાવી મારે છે ત્યારે દારૂણ દુઃખોની દાઢમાં સપડાયા સિવાય છૂટકો થતો નથી. મહેન્દ્રના કઠોર બુદ્ધિવાદે નીતિને ગુંગળાવી નાખી હતી; પરિણામે સ્વચ્છંદી બની પૈસા ગૂમાવવાના અનેક માર્ગોએ મહેન્દ્ર ચઢી ગયો. રંડીઓના નાચથી માંડી જુગાર સુધીના માર્ગોએથી એના પૈસા વહી જતા. પતન શરુ થયા પછી સર્વનાશ સિવાય

અટકતું નથી. મહેન્દ્ર વિલાસી બન્યો, ઉડાઉ બન્યો, પાપી બન્યો, વ્યભિચારી બન્યો. એક પણ દુર્ગુણ હવે તેને માટે બાકી ન રહ્યો.

"આ મિજબાનીના પૈસા કોણ આપશે?" વસંતરાવે પૂછ્યું.

કપટથી એક બીજાનાં નામ દેવાયાં. પૈસા આપવા માટે પડાપડી થતી જોઇ પોતાના ગરીબ મિત્રો પૈસા આપવાની ઉદારતા બતાવે ને પોતે ન બોલે એ મહેન્દ્રને ઠીક ન લાગ્યું. તેણે બધાના અવાજને દાબી દેતા અવાજે કહ્યું, "કોઇએ પૈસા આપવાના નથી. હું આપીશ. મિત્રો, જ્યાં સુધી હું તમારી સાથે છું, ત્યાં સુધી કોઇએ આવી રીતે પૈસા આપવાની જરૂર નથી. મિત્ર મિત્ર માટે દેહ આપે છે તો શું હું પૈસા નહિ આપી શકું?"

હર્ષના જૂદા જૂદા અવાજોથી બધાએ મહેન્દ્રની માગણી સ્વીકારી. પછીથી તોફાની મંડળે અનેક ખરાબ માર્ગોએ વિચરી રાક્ષસી આનંદ લૂટયો.

"મહેન્દ્રભાઈ, હવે મારા રૂપિયા મળી જવા જોઇએ." વસંતરાવે તેના સાંભળવા ન ગમે તેવા અવાજે કહ્યું.

"જરૂર મળવા જોઇએ. પગાર થશે એટલે આપી દઇશ."

"નહિ. જુઓ હું ભીડમાં છું. આ તો તમને રમતમાં રસ પડેલો અને હારી ગયા એટલે રમત અધુરી રાખવા નહિ ઇચ્છતા હોવાથી જ દોઢસો રૂપિયા આપેલા..."

"પણ હું તો તેય હારી ગયો."

"તેમાં હું શું કરું? મારે તો રૂપિયા જોડે કામ છે."

"પગાર આવશે એટલે આપી દેવાનો એમાં શંકા નથી."

"પગાર કાલે થાય કે ત્રણ મહિના પછી થાય પણ મારે મારા રૂપિયા જોઇએ. ગમે તેમ કરી કાલે મળી જવા જોઈએ નહિ તો કોર્ટનો આશરો લેવો પડશે, ફજેત ન થવું હોય તો ગમે તેમ કરીને કાલે રૂપિયા આપી દેજો. કોઇની પાસેથી ઉછીના લાવજો કે આજે લાવજો."

વસંતરાવની પઠાણી ઉઘરાણીથી મહેન્દ્રનું મોં પડી ગયું. તે મૂંઝાયો. એ ટોળીમાંના જેમને તે મિત્ર માનતો હતો તેમના તરફ લાચાર દૃષ્ટિથી જોયું.

“ મેં કહ્યું તે યાદ રાખજો.” કહી વસંતરાવે મહેન્દ્ર ઉપર તીવ્ર દૃષ્ટિપાત કર્યો અને તે ઝપાટાબંધ ચાલ્યો ગયો.

મહેન્દ્ર ટેબલ ઉપર કોણી મૂકીને બે હાથે માથાના વાળ પકડીને બેઠો. તેણે પોતાના બદમાસ મિત્રોને રૂપિયા ઉછીના આપવા વિનંતિ કરી. પણ દરેકે કંઇને કંઇ બહાનું બતાવી ના પાડી. મહેન્દ્ર અકળાયો ફજેતીની બીકે કંપતા તેણે એક જણને પૂછ્યું, “ શામળ ? ” શું વસંતરાવ કેસ માંડશે ? થોડાક દિવસ મોડું થાય તેટલા માટે ! ”

“ જરૂર. વસંતરાવ એવો માણસ છે કે તે પોતાના શબ્દને ખોટો પડેલો જોવા ઇચ્છતો નથી. એ બોલી ગયો છે એટલે ગમે તેટલો સમજાવવામાં આવશે, તો પણ એકનો બે નહિ થાય ને સવારમાં રૂપિયા નહિ મળે તો વકીલ પાસે દોડી જવાનો. ”

“ ત્યારે હવે મારે શું કરવું ? મારી પાસે એક પૈસો નથી. વિલાસના પૈસા હતા તે પણ ખર્ચાઈ ગયા. ”

“ પૈસા નથી તો જણસો છે ને ?” શામળે પૈસા કઢાવવા યુક્તિ અજમાવી.

“ પણ જણસો કંઇ મારાથી વેચવા જવાય ? ”

“ વેચવા જવાની જરૂર નથી. વસંતરાવ દોઢસો રૂપિયા માગે છે ને ? એટલા રૂપિયા સહેલાઇથી ઉપજી શકે તેવી એક જણસ અહીં લાવજો. રૂપિયાને બદલે જણસ લઇ તમે કરી આપેલું લખાણ રદ કરાવવા હું મારાથી બનતું બધું કરીશ. સાંજે અહીં નાચમાં આવો ત્યારે લેતા આવજો. ”

પૈસા મેળવવાનો આ નવો માર્ગ આવી મળતાં મહેન્દ્ર ખુશ થયો. એના મોં ઉપરની વિષાદની છાયા ઉડી ગઈ ને તેને બદલે આનંદની ચમક છવાઇ ગઇ.

## પ્રકરણ ૧૯

### દીનેશની માંદગી.

ઉર્મિલા સુંદર યુવતી હતી. કંઇક શાન્તિવાળું જીવન થતાં શ્રમને લીધે કાળો પડી ગયેલો ચહેરો ઉઘડયો હતો ને સૌંદર્ય ખીલી નીકળ્યું હતું. સ્ત્રીસૌંદર્ય સાથે સદ્ગુણો ભળે છે ત્યારે સ્ત્રી સાચી સ્ત્રી બની નારીજન્મ સફળ કરતાં સારા સ્ત્રીસમાજને વખાણાવે છે. ઉર્મિલા સુંદર હતી તે સાથે સદ્ગુણશાળી હતી. એ નીતિમય જીવન માટે ભારેમાં ભારે સંકટો વેઠવા તૈયાર હતી, સત્ય ઉપર ઉંડો અને અચળ પ્રેમ ધરાવતી હતી, માનવજીવનના આદર્શોને સિદ્ધ કરવા ઇચ્છતી હતી. સ્વભાવ મળતાવડો હોવાથી અજાણ્યાં સાથે ભળી જતાં બહુ વાર લાગતી નહિ. દીનેશે ખાનદાની બતાવી તેને પોતાને ઘેર રાખી ઘણી સગવડો કરી આપી છે તે ઉર્મિલા એક ક્ષણને માટે પણ ભૂલી શકતી નહિ. અને તેથી જ તે દીનેશને સુખી કરવા, તેના આત્માને હસતો રાખવા થઇ શકે તેવી અને તેટલી સેવા કરવાનો ધર્મ સમજતી હતી. ઉર્મિલાના નિર્મળ પ્રેમથી અને સેવાપ્રિયસ્વભાવથી દીનેશ તેના તરફ માનભરી દૃષ્ટિથી જોતો. તે જોઇ શકયો હતો કે ઉર્મિલા પોતાનો જીવનઇતિહાસ ગુપ્ત રાખતી

હોવા છતાં ખાનદાન કુટુંબમાં જન્મેલી ખાનદાન સ્ત્રી છે, તે સાથે આદર્શ ગૃહિણી પણ છે. જાદુગરની વાંસળી ફરતાં અવનવા દેખાવ ઉભા થાય તેમ એનો હાથ જ્યાં જ્યાં ફરતો ત્યાં ત્યાં એના કલાપ્રિય સ્વભાવની કલા વેરાતી ને કુશળતા ઢોળાતી. દીનેશનું નાનું અને પ્રતિભા ન પાડી શકે તેવું ઘર સ્વચ્છ અને સુઘડ રહેતું.

ઉર્મિલા ઘરકામ કરતી હતી ને રાંધવાની તૈયારીઓ કરવાનો વિચાર કરતી હતી તેવામાં ગાડીનાં પૈડાંના અવાજે તેનું ધ્યાન ખેંચ્યું. ગાડી ઉભી રહેતાં સુરેશને તેમાંથી કૂદી પડતો જોયો. ઉર્મિલાએ ત્યાં દોડી જઈ જોયું તો દીનેશ બેભાનાવસ્થામાં પડયો હતો અને ચહેરા ઉપર કેટલીક જગ્યાએ લોહી જામી ગયું હતું. દીનેશની આ દશા જોઈ ઉર્મિલા વ્યાકુળ થઇ ગઇ. પોતાના સહાયકને, ધર્મભગિની ગણી પોતાના તરફ માયા અને મમતાભર્યું નિર્મળ વર્તન ચલાવનાર દીનેશને ઘાયલ થયેલો જોઈ તેનું હૃદય તૂટી જવા લાગ્યું; તોપણ પાછી દોડી ગઇ ને ઝટપટ પથારી તૈયાર કરી. પથારી તૈયાર થતાં ભેગાં થયેલા માણસોમાંથી બે જણની મદદ લઇ સુરેશ દીનેશને ઉંચકી લાવ્યો, ને પથારીમાં બરાબર સૂવાડી, ગાડીવાળાને પૈસા આપી, ડૉકટરને બોલાવવા ઉપડી ગયો. ઉર્મિલા આંસુભરેલ આંખે પથારી પાસે બેઠી બેઠી ડૉકટરની રાહ જોતી દીનેશને વાયરો નાખવા લાગી.

" સુરેશ છે ? " એક માણસે આવી ઉર્મિલાને પૂછયું.

" ના, હમણાં આવે છે. બેસો. " ઉર્મિલાએ કહ્યું.

સુરેશ ડૉકટરને તેડીને આવ્યો કે તરત આવેલા માણસે કહ્યું, " તમારા આ દાદર ઉતરતાં પડી ગયા છે. બોલાતું નથી. "

મિત્રના દુઃખે દુઃખી થતા સુરેશને આ સમાચારથી વિજળી તૂટી પડી હોય તેટલું દુઃખ થયું. માતા અને મિત્રના દુઃખદ સમાચાર એના હૃદયને હચમચાવી નાખતા હોવા છતાં ખૂબ શાન્તિ ધારણ કરી રહ્યો.

"ઉર્મિલાબહેન, દીનેશને તમારી ચાકરી ઉપર છોડી જાઉં છું. હું અહીં રહી શકયો હોત તો સારું થાત પરંતુ મને ખાત્રી છે કે તમે કાળજું મજબૂત રાખી કરવી જોઇએ તેટલી ચાકરી કરી મારા મિત્રને સાચવશો. બાને સારું હશે તો થોડી વારમાં પાછો આવું છું." કહી સુરેશ ડૉકટર તરફ ફર્યો ને કહેવા લાગ્યો, "ડૉકટર સાહેબ, મારો મિત્ર તમારા હાથમાં છે. કાળજી રાખીને ઉપચાર કરશો તો ઉપકૃત થઇશ."

"નિશ્ચિંત રહેજો." ડૉકટરે કહ્યું.

સુરેશ ઉતાવળે પગલે ઘર તરફ ચાલતો થયો.

ડૉકટરે દીનેશના બેભાન શરીરને તપાસ્યું. જખમો ધોઇ ઉપર દવા ભભરાવી અને બીજી દવા પાઇ. આ બધું થતું હતું તે દરમિયાન ઉર્મિલા હૃદય મજબૂત કરવા પ્રયત્ન કરતી હતી, છતાં મૃદુતાથી આંખમાં આંસુ ભરાઇ ગયેલાં તે લૂછતી હતી અને વેદનાભરી નમ્ર દૃષ્ટિથી દીનેશ તરફ જોતી હતી. ડૉકટરનું કામ પૂરું થયું.

"હમણાં દવા પાઇ છે. આ પડીકીઓ મૂકી છે તે બે બે કલાકને આંતરે સૂચવેલી રીત મુજબ આપજો. હવે હું જઇશ." ડૉકટરે કહ્યું.

"ઉપકાર થયો. પધારજો." ઉર્મિલા ઉભી થતાં બોલી.

"મારી ફી?"

ઉર્મિલા મુંઝાઇ. દીનેશનાં ખીસ્સાં તપાસ્યાં તો એક રૂપિયો ને પાંચ પૈસા નીકળ્યા. હવે કરવું શું? ઉર્મિલા સ્થિર ઉભી રહી. અચાનક એક વિચાર આવ્યો ને તેની મૂંઝવણ જતી રહી હોય તેમ દેખાયું પણ બીજી ક્ષણે તે પુનઃ મૂંઝાઇ. પોતાની પાસેના રૂપિયા આપવાની પ્રેરણા થઇ પણ દીનેશ ભાનમાં આવતાં તે જાણશે તો નાખુશ થશે એ બીકે પોતાની પાસેના રૂપિયા આપવા હિંમત ન ધરી શકી.

" આપની ફી કેટલી છે ? " ઉર્મિલાએ ડૉક્ટરને પૂછ્યું.

" ચાર રૂપિયા વીઝીટીંગ ફી અને દોઢ રૂપિયો દવાનો. "

" સાડાપાંચ રૂપિયા ? સાહેબ, અત્યારે એટલા રૂપિયા સિલકમાં નથી. બનશે તો સવારે મોકલાવી આપીશ. "

" વૈદ, વકીલ ને વેશ્યા : એ ત્રણે રોકડિયાં. " ડોક્ટરે આખી કહેવત સંભળાવી દીધી.

" તે ખરું પણ લાચાર છું. "

" ગમે તેમ કરીને અત્યારે મારી ફી આપવી પડશે. "

" શું કરીને ? પાસે રૂપિયા હોત તો તમારે માગવાની પણ જરૂર નહોતી. હું મારી મેળે તમારા હાથમાં મૂકત. એમ છતાં જોઇતા હોય તો એક રૂપિયો ને પાંચ પૈસા છે તે લો. "

" એટલાને શું કરું ? "

" તો હું બીજા ક્યાંથી લાવી આપું ? "

ડૉક્ટરની માગણી સાચી હતી તે સાથે ઉર્મિલાનું કહેવું પણ ગેરવ્યાજબી નહોતું. દવા કરી એટલે ડૉક્ટર પૈસા માગે. ઘરમાં પૈસા હતા નહિ–ઉર્મિલા શી રીતે આપી શકે ? ડૉક્ટરની માગણી ગમે તેટલી વ્યાજબી હોવા છતાં તે અત્યારે સારે સ્થાને નહોતી. પાસે પૈસા હોવા છતાં કે બીજા કોઇ કારણસર ન આપવા ઇચ્છનાર પાસેથી નાણાં જરૂર કઢાવી શકાય, પણ જેની પાસે હોય જ નહિ તે ક્યાંથી લાવીને આપે ? લાવીને આપી શકાય તેમ હોય તો તે કરી છૂટે, પણ મળે તેવું ય ન હોય તો ?

" તમારે મારી ફી આપવી જ પડશે. "

ડૉક્ટરના લવારાથી ઉર્મિલા અકળાઇ. તે જરા તોછડા અવાજે બોલી, " આપવી પડશે તે હું કબુલ કરું છું ને આપવા ઇચ્છું છું પણ તે અત્યારે નહિ–કાલે સવારે."

" એ અશક્ય છે. "

" હા, હું તમને અત્યારે જ ફી આપી શકું તે અશક્ય છે. "

" શબ્દોની મારામારી ન કરો. આવું જાણતો હોત તો આવત જ નહિ. 'ગરજ સરી એટલે વૈદ વેરી' એ કહેવત અહીં આબાદ સાચી પડી છે. આવાં નીચ માણસો..."

વપરાતા હલકા શબ્દથી ઉર્મિલા છેડાઇ. તે ગર્જી ઉઠી, " ડૉકટર, વિચાર કરીને બોલજો. ગમે તેમ બોલી નાખશો તો નાસતાં ભોંય ભારે પડશે. "

" ચોરી ઉપર શીરજોરી તે આનું નામ. પૈસા માગું છું એટલે કડવો લાગું છું. "

" ફરીથી કહી દઉં કે તમારા પૈસા સાચા છે પણ અત્યારે ઘરમાં સિલક નહિ હોવાથી સગવડ થયે આપીશ. "

" હું ઉધાર ધંધો નથી કરતો. દવાખાનામાં બૉર્ડ લગાવ્યું છે કે 'ઉધાર માગવું નહિ.' "

ક્રોધ ચઢેલો હોવા છતાં ઉર્મિલા ડૉકટરની મૂર્ખતા ઉપર હસી પડી. તે બોલી, " દવાખાનામાં બૉર્ડ લગાવ્યું છે એનું માન રાખી દવાખાનામાં ઉધાર નથી માગતી. "

" હવે એ બધું ડહાપણ જવા દઈ પૈસા આપી દોને ? "

" પણ કયી રીતે ? મેં ખુલાસો કરી દીધેલો જ ને ? "

" કયી રીતે ? રીત હું બતાવું ? "

ડૉકટર ઉર્મિલાની તદ્દન નજીક આવ્યો. ઉર્મિલાના કાન પાસે પોતાનું મોં લઈ જઈ તે કંઇક બોલ્યો. પછીની જ ક્ષણે ઉર્મિલાનો હાથ ઉપડ્યો ને ડૉકટરના ગાલ ઉપર સખત તમાચો પડ્યો. ઉર્મિલાનું સ્વરૂપ વિફરેલી વાઘણ જેવું થઈ ગયું. એનું મોં લાલચોળ બન્યું, આંખ ફાટી રહી ને પાંપણ ક્રોધને લીધે થરથરવા લાગી. પુરુષ ડૉકટર સ્ત્રીશક્તિનું પ્રાગટ્ય સહન ન કરી શકયો. તેણે થોડી વાર ઉભા રહેવા પ્રયત્ન કર્યો પણ નિષ્ફળ નીવડવાથી છેવટે બેવકુફ બની ગાલ ઉપર હાથ ફેરવતો ફેરવતો નાઠો. ઉર્મિલાએ શાન્તિનો દમ લીધો.

આઠ થયા, નવ થયા ને દસ થયા. ઘણાં માણસો નિદ્રાદેવીના ખોળામાં પડી ઘોરવા લાગ્યાં. ઉર્મિલાની સ્થિતિ વિષમ થઇ પડી. દીનેશે ઉર્મિલાને પોતાના ઘરમાં સ્થાન આપેલું હોવાથી શંકાગ્રસ્ત પાડોશીઓએ વ્યવહાર બંધ કર્યો હતો. કોઇ દિવસ નહિ ને આજે રાત્રિના સનસનાટે ઉર્મિલાને કંપાવી. તેણે અપમાનથી ડરતાં ડરતાં સંકોચ સાથે એક બે પાડોશીઓને પોતાને ત્યાં સૂવા આવવાની યાચના કરી પણ તે અસ્વીકાર્ય નીવડી.

દીનેશ ભાનમાં ન આવ્યો. રાત્રિની ભયંકરતા વધતી જતી હતી. ઠંડો પવન આવતો હતો. ઉર્મિલાએ બારણાં બંધ કરી દીધાં. એની મૂંઝવણનો પાર ન રહ્યો. ડૉક્ટરની નીચતા એના હૃદયને સતાવતી હતી. દીનેશની ચિંતા વેદનાના ભડકા સળગાવતી હતી. તે દીનેશની પથારી ઉપર જાગતી બેઠી ને એ નમ્ર મુખમુદ્રા સામે તાકી રહી.

બરાબર સાડાબાર વાગે બારણા ઉપર ટકોરા થયા. ઉર્મિલાએ અંદર રહ્યાં રહ્યાં પૂછ્યું. "કોણ ?"

"હું સુરેશ." બહારથી અવાજ આવ્યો.

ઉર્મિલાએ બારણું ઉઘાડ્યું. સુરેશ અંદર આવ્યો. દીનેશની પથારી પાસે જતાં જતાં તે બોલ્યો, "દીનેશને કેમ છે ?"

"હજી ભાન નથી આવ્યું." ઉર્મિલાએ જવાબ આપ્યો.

સુરેશ દીનેશના માથા આગળ બેઠો. ઉર્મિલા સામી બાજુએ બેઠી.

"તમારાં બાને કેમ છે ?" ઉર્મિલાએ પૂછ્યું.

"સ્થિતિ ભયંકર છે. ઇશ્વર બચાવે તો બચે. એક પાડોશીને બેસાડીને આવ્યો છું. ડૉક્ટર દવા આપતો ગયો છે કે નહિ ?"

"હા; પણ હજુ સુધી ફાયદો જણાતો નથી. અત્યાર સુધીમાં ત્રણ વખત દવા આપી."

"ફીનું શું કર્યું ?"

"નથી આપી. કાલે આપીશું."

"માન્યું ?"

ઉર્મિલાનું મોં પડી ગયું. સુરેશે પૂછયું, " બીક તો નથી લાગતી ને? "

" ના, ના." ઉર્મિલાએ હસીને જવાબ આપ્યો. " ઘરમાં બીક શાની ?"

" મારે હવે જવું જોઇએ. " સુરેશે ઉઠતાં ઉઠતાં કહ્યું, " મન જરા મજબૂત રાખજો. જાઉં છું. " કહી તે ચાલ્યો ગયો.

દોઢને સુમારે દીનેશે પોપચું પટપટાવ્યું. તેના વદન ઉપર અનિમિષ જોઇ રહેલી ઉર્મિલાને તે જોતાં સદેહે સ્વર્ગ પ્રાપ્ત થયું હોય તેટલો આનંદ થયો. દીનેશ આંખ ઉઘાડવા પ્રયત્ન કરે છે તે બળપૂર્વક ખેંચાતા પોપચા ઉપરથી દેખાયું, પણ આંખ ઉઘડી નહિ. ઉર્મિલાએ પોતાનો હાથ દીનેશના કપાળ તરફ લંબાવ્યો. પણ વાંદરાનો પંજો વાગ્યાનું સ્મરણ થતાં વીજળીની ઝડપે પાછો ખેંચી લીધો.

દુઃખના ઘેનથી બીડાઇ ગયેલું પોપચું ફફડયું ને એક મિનિટ પછી પૂરેપૂરું ઉઘડયું. ઉર્મિલાનો આનંદ અવર્ણનીય બન્યો. તે છલકાતા, આનંદભર્યા, રણકારે બોલી, " ભાઈ... "

" બહેન... " હૃદયના ઉંડાણમાંથી નીકળતો હોય તેવો દીનેશનો ક્ષીણ સ્વર સંભળાયો.

" હવે કેમ છે ? "

" સારું છે. કેટલા વાગ્યા ?"

" દોઢ "

" અત્યાર સુધી જાગો છો ? સુઈ જાવ. "

" આજની રાત જાગીશ. નહિ ઉંઘું તો શું થવાનું છે ? "

દીનેશની આંખ ઉંઘના ઘેનથી મીંચાઇ. બે વાગ્યે સુરેશ બીજીવાર આવ્યો ને મિત્રના સારા સમાચાર સાંભળી માતાની નાજુક તબિયતનું દુઃખ ભૂલી, આનંદ પામતા હૃદયે ચાલ્યો ગયો.

## પ્રકરણ ૨૦

### વાત વંઠી ગઈ

"તારે લૉકીટ આપવું જ પડશે."

"નહિ મળે. મારા ભાઇ જાણે તો મારી શી દશા થાય તે કલ્પી શકો છો?"

"એટલે? શું તારો ભાઇ મારો શેઠ છે?"

"જરૂર. તમે એમના નોકર છો."

"મીલમાં, ઘરમાં નહિ. મારા ઘરનો હું માલિક છું અને ઇચ્છું તે પ્રમાણે વર્તી શકું છું. એમાં બીજા કોઇની ડખલગીરી નહિ ચાલે, પછીથી તે તારો ભાઈ હોય કે મોટો નવલશા હીરજી હોય. લૉકીટ આપવું જ પડશે."

"નહિ આપું."

"શું... તું ચોખ્ખી ના પાડે છે? તને તારા પતિ કરતાં લૉકીટ વધારે કીમતી લાગે છે? જો લૉકીટ નહિ આપે તો તારી, મારી અને તારા ભાઈની આબરૂના કાંકરા થઈ જશે."

"જુગારનો શોખ નહોતો કરવો..."

"એ મારે જોવાનું છે. તારે નહિ."

"એટલું બધું અભિમાન છે તો ગારી પાસે ભીખ શા માટે માગો છો? માગી ખાવું ને મસીદે સૂવું તેના જેવો ઘાટ કરો છો. મારી મદદથી આબરૂ ટકાવવી છે, અને મોજ ભોગવવી છે. છતાં મને દબડાવવી છે. એ નહિ બને. વિલાસ બધું સહન કરી શકે છે પણ સ્વાતંત્ર્યનું ખૂન સહન કરી શકતી નથી. કોઈનો રોફ નભાવી લઈ શકતી નથી."

"એ બધું પછી. એક વખત ઉતાવળ કર ને લાકિટ આપી દે."

"મેં તમને જણાવી દીધું છે કે લૉકીટ નહિ મળી શકે. વારંવાર માગતાં શરમ નથી આવતી?"

"નહિ આપે? મહેરબાની કરીને ઉતાવળે આપી દે ને?"

"કેમ કંઈ બહાર જવું છે?"

"હા."

"આવ્યે દસ મિનિટ થઈ નથી..."

"તે તારે જોવાનું નથી. તું તારી ફરજ અદા કર. લૉકીટ આપી દેવાની ફરજ છે."

"એ ફરજમાં પૂળો મૂકયો."

વિલાસ ચાલી જવા લાગી. થોડાંક ડગલા ભર્યા ત્યાં તો મહેન્દ્રે ઝાપોટ મારી લૉકીટ તોડી લીધું. અને તે ખિસ્સામાં નાખી ચાલતો થયો. વિલાસની દશા વિચિત્ર હતી. તેનાથી બૂમ પડાય તેમ નહોતું કે મહેન્દ્ર સામે શરીરબળ અજમાવી જીતી શકાય તેમ નહોતું એટલે તે ચાલ્યા જતા મહેન્દ્રને ભયમસ્ત નિરાશ ચહેરે જોઈ રહી. મહેન્દ્ર દેખાતો બંધ થતાં તેનું આખું અંગ કમકમી ઉઠયું. મહેન્દ્રના આજના તોફાની વર્તનથી વિલાસની આંખ આગળનાં પડળ તૂટી ગયાં. મોહનો જે પડદો તેની નજર આગળ વધવા નહોતો દેતો તેમાં નાનું સરખું કાણું પડયું. અનંત મહાસાગરના ઉન્મત્ત મોજાં ઉપર ઝૂલતી અને

ડોલતી પોતાની જીવનનૌકાને વિનાશના કોઇ અજાણ્યા મોં તરફ ઢસડાઈ જતી વિલાસે જોઇ. એ જ વખતે એને દીનેશનું સ્મરણ થયું, ને નિસાસો નાખ્યો. પણ હવે બધું વ્યર્થ હતું. ક્રારમાં દુઃખોનો મહોદધિ પોતાની મર્યાદા લંબાવ્યો જતો હતો તે અટકવાવાનું વિલાસમાં સામર્થ્ય નહોતું. તેણે મહેન્દ્રને રાક્ષસના રૂપમાં જોયો. હવે શું થશે તેનો વિચાર કરતાં તે ધ્રૂજી ને ખુરશીમાં ફસકાઇ પડી. મગજ બહેરું થઇ ગયું, આંખે અંધારાં આવવા લાગ્યાં ને મોંએ શોષ પડવા લાગ્યો.

થોડી વાર પછી વિચારોની દશા બદલાઇ. વિલાસ વિચારવા લાગી, " અમે પરણ્યાં છીએ તેથી શું? દરેક વ્યક્તિ પોતપોતાની બાબતમાં સંપૂર્ણ સ્વતંત્રતા ભોગવતી હોવી જોઇએ. એમને રાત્રે કે દહાડે ગમે ત્યાં ભટકવાની સ્વતંત્રતા હોઇ શકે તો મને કેમ ન હોય? બકુલાભાભી કહે છે કે, ' રાત્રે સ્ત્રીઓએ બહાર રખડવું ઠીક નથી.' શાથી ઠીક નથી? હું અમારા મંડળમાં જાઉં. મંડળમાં જવું તે રખડવું ન કહેવાય."

વિલાસ ઉઠી. કપડાં પહેરી બકુલા પાસે આવી બોલી, " ભાભી, આજ રાત્રે હું ઘેર નહિ આવી શકું."

" સ્ત્રીજાતિએ રાત્રે બહાર રખડવું સારું નથી."

" રખડવાની વાત નથી. મારી સખી માયાની આજે વર્ષગાંઠ છે એટલે નાનો સરખો ઉત્સવ ઉજવવાનો છે. મિત્રમંડળને મિજબાની આપવાની છે તે સાથે મનરંજન કાર્યક્રમ પણ ગોઠવવામાં આવ્યો છે. બધો કાર્યક્રમ સવાર થતાં પૂરો થશે."

" મહેન્દ્ર ક્યાં?"

" મને ખબર નથી. મીલમાંથી અહીં આવ્યા વગર કોઈ સ્થળે ચાલ્યા ગયા હતા. ત્યાંથી આવી, દશ મનિટ રોકાઇ પાછા ચાલ્યા ગયા છે."

" ક્યાં ગયા છે?"

" મને ખબર નથી. પૂછ્યું છતાં કહ્યું નહિ. "

" પ્રેમલગ્નની પત્ની ઉપર આટલો બધો અણુવિશ્વાસ ? " વિલાસની મશ્કરી કરતા બકુલાએ હસતાં હસતાં કહ્યું.

–પણ વિલાસનું મોં પડી ગયું. આ શબ્દો તેને ઝેર પાયેલા તીર જેવા દુઃખદાયક થઇ પડયા, પણ શું કરે ? એ શબ્દોમાં સત્ય હતું. એણે મહેન્દ્રના મોહને લીધે બકુલાનું કહ્યું માન્યું નહોતું એટલે મહેન્દ્રના ખરાબ વર્તન માટે થતી મશ્કરી ક્રૂરમાં ક્રૂર હોય તો પણ સહન કર્યા સિવાય છૂટકો નહોતો. પશ્ચાતાપ થવાને હજી વાર હતી.

મહેન્દ્ર આવ્યો નહોતો ને વિલાસ ઉપડી ગઇ. એણે પોતાની મોટર નહોતી લીધી પણ ગાડી ભાડે કરી લીધી હતી. મહેન્દ્ર આવ્યો. વિલાસને શોધવા લાગ્યો. ટેબલ ઉપર એક ચિટ્ઠી પડી હતી તે વાંચી:—

"પ્રિય મહેન્દ્ર,

મારી એક સખીની વર્ષગાંઠ હોવાથી તેને ત્યાં જાઉં છું. કાર્યક્રમ લાંબો હોવાથી રાતના ચારેક વાગ્યે આવી શકીશ.

લિ૦ તમારી

વિલાસ."

મહેન્દ્ર ચિટ્ઠી વાંચી અકળાયો. એટલે વિલાસ ઉપર દાંત કચકચાવ્યા. અકળાયેલો ચિત્તો પાંજરામાં ઘૂરકે તેમ તે ઘૂરકયો ને ખમીસની બાંહ્યો ચઢાવી આખા ઓરડામાં ઉતાવળાં ચક્કર મારવા લાગ્યો. છેવટે થાકયો એટલે પલંગમાં જઇ પડયો ને ઉંઘી ગયો.

ચાર વાગ્યાને શુમારે એક મોટર સાયકલ 'ગ્રીન કૉટેજ'ના દરવાજામાં દાખલ થઈને વિલાસ રહેતી હતી તે બંગલા આગળ આવી ઉભી. વિલાસ તેમાંથી ઉતરી પડી એટલે સાથે બેઠેલો યુવક મોટર સાયકલને પાછી હાંકી ગયો.

મહેન્દ્ર ઉંઘતો હતો. તેને જગાડયા સિવાય ખૂબ ઉંઘ આવતી હોવાથી વિલાસ ઉંઘી ગઈ. સવાર થવાને કલાક બાકી હતો. વિલાસ

ઉપરના રોષથી ઉશ્કેરાયેલો મહેન્દ્ર જાગ્યો ને ઉઠયો. વિલાસના પલંગ પાસે તે આવી છે કે નહિ તેની તપાસ કરવા ગયો. વિલાસ ઘસઘસાટ ઉંઘતી હતી. મહેન્દ્રે એના મોં ઉપર નજર નાખી. દીપકનાં તેજસ્વી કિરણો વિલાસના ગૌર વદન ઉપર નૃત્ય કરતાં હતાં. એનું આખું મોં તપાવેલા સુવર્ણ જેવું દેખાતું હતું. ચળકતા ઉજળા ગાલ વચ્ચે, લોહીની ટસરો ફૂટી નીકળવાથી ત્રણ નાના નાના ખાડાના લાલ ડાઘ સ્પષ્ટ દેખાતા હતા એ જોઇ મહેન્દ્ર ચમકયો, એની આંખમાં ખૂન ઝબકયું, કપાળે કરચલીઓ પડી. તેણે વિલાસનો પગ પકડી જોરથી આચકો મારી ખેંચ્યો. વિલાસ ઝબકીને બેઠી થઈ ગઇ. કોઇ દિવસ નહિ જોયેલું એટલું મહેન્દ્રનું ઉગ્રરુપ જોઇ તે ચરેરી ગઇ ને છલંગ મારી પલંગ નીચે ઉતરી જઇ ઉભી.

'આ શું ? વિલાસ, પાપિણી, આ શું ?" મહેન્દ્ર બરાડયો.

"શું છે ?"

"આ–આ–" દાંત કચકચાવી મહેન્દ્ર કહેવા લાગ્યો : "તારા ગાલ ઉપર દાંતના ઘા—"

મહેન્દ્રની આંખમાંથી તણખા ઝરવા લાગ્યા. વિલાસ નરમ થઇ ગઇ. એ મહેન્દ્ર તરફ લાચાર દૃષ્ટિથી અનિમિષ જોઈ રહી. એનું હૈયું ધડકવા લાગ્યું, હાથમાં ઝીણી ઝણઝણાટી થવા લાગી, લંબાયેલી ડોકી ભારે લાગી. એ ડરી—ડરવાને કારણ હતું.

"બોલ—"

મહેન્દ્રના ઘોર રવથી આખું મકાન ગાજી ઉઠયું. બીજી જ ક્ષણે એણે દાંત કચકચાવ્યા તેનો અવાજ સંભળાયો. ડોકી ખૂનીની ઢબે હાલી ને હાથ ઉંચો થયો. મૃત્યુ ચાર આંગળ છેટું દેખાયું. વિલાસ નાઠી. મરણિયો પ્રયત્ન કરી વિલાસ ઓરડા વટાવી, દાદર ઉતરી બહાર નીકળી ગઇ. મહેન્દ્ર નીચે સુધી ગયો પણ વિલાસ દૂર નીકળી ગયેલી હોવાથી પાછો ફર્યો. વિલાસ બંગલામાંની એક સડકની બાજુએ આવેલા ઝાડના થડ સાથે લપાઇને ઉભી રહી.

થએલી ધમાધમીથી નોકરો જાગી ઉઠયા. આખા મકાનમાં હો હો હો થઈ રહ્યો. વિલાસ અને મહેન્દ્ર આટલું બધું શા માટે લઢી પડયાં તેની ચર્ચા કરવા બે-ત્રણ જણા લાગી ગયા, ત્યારે એક જણે જઇને બકુલાને ખબર આપી. રોજ તો સાડા પાંચ વાગ્યે દુર્ગાપ્રસાદ અને બકુલા ફરવા જવા મોટરમાં નીકળી પડતાં પણ આજે શરીર સહેજ નરમ હોવાથી બકુલા ગઇ નહોતી. તે હજી હમણાં જ ઉઠી હતી. સમાચાર સાંભળ્યા એટલે મોટે પગલે ત્યાં આવી પહોંચી.

કંપાઉંડ વિશાળ હતું અને નાનકડી દિવાલથી બાંધી લેવામાં આવ્યું હતું. અંદર બાગ હતો. સુંદર સડકોની આજુબાજુ અને ઘાસવાળી ખુલ્લી જગ્યામાં છૂટાંછવાયાં પુષ્કળ ઘટાદાર વૃક્ષો હતાં. એક બાજુએ મોટો સુંદર બંગલો હતો. તેમાં બકુલા અને તેનું કુટુંબ રહેતું હતું. બંગલાની સામે જ ઓરડીઓ હતી અને તેમાં નોકરો રહેતા હતા. આ બંગલાની સામી બાજુએ કંપાઉંડ બાંધનારી દીવાલ પાસે નાનો બે માળનો સાદો બંગલો હતો. તેમાં મહેન્દ્ર અને વિલાસ રહેતાં હતાં. એ બંગલાથી દસેક ફીટ દૂર ખૂણામાં બે ઓરડીઓ હતી. તેમાં વિલાસ અને મહેન્દ્રના નોકર રહેતા. ને નજીકમાં એક ઝાડ તળે પતરાના બનાવેલા શેડમાં મહેન્દ્રની મોટર પડી રહેતી હતી. વિલાસ અને બકુલાના બંગલાને જોડતી એક મોટી સુંદર સડક હતી અને તે બંને બંગલાઓની સામે હતી.

બકુલાએ ઝાડ નીચે ઉભેલી વિલાસને દીઠી, ઇલેકટ્રીક લાઇટના પ્રકાશમાં તેણે જોયું તો વિલાસ રોતી હતી અને એનું આખું અંગ પીપળાનાં કંપતા નવપલ્લવની જેમ કંપી રહ્યું હતું. બકુલા પાસે ગઈ. વિલાસને છાતીએ દબાવી તેના માથા ઉપર માયાભર્યો હિંમત આપતો હાથ ફેરવ્યો. વિલાસ ભાભીની છાતી ઉપર માથું મૂકી ડસડસીને રડી પડી.

"શું થયું છે?" બકુલાએ પૂછ્યું.

વિલાસે જવાબ ન આપ્યો. શો જવાબ આપે?

"કહો તો ખરાં, શાથી લઢાઇ થઇ?" બકુલાએ ફરીથી પૂછ્યું.

પણ વિલાસની જીભ ઉપડી નહિ—ઉપડી શકે તેમ નહોતું. પ્રશ્નના જવાબમાં તે પુનઃ રડી પડી ને ઊનાં ઊનાં આંસુથી બકુલાની છાતી ભીંજાવવા લાગી. બકુલાએ વિલાસના બરડા ઉપર, માથા ઉપર અને પછી મોં ઉપર હાથ ફેરવી હેત બતાવ્યું. વિલાસનું રુદન ઓછું થયું.

"ચાલો મારી સાથે. મહેન્દ્ર બંગલામાં છે ને?" બકુલાએ વિલાસને કહ્યું.

"હા, અંદર છે; પણ ભાભી, મને ત્યાં લઇ જશો નહિ! એ મારું ખૂન કરશે, મારા લોહીથી બંગલાની બધી ભીંતો છાંટી દેશે. એ મારા લોહીનો તરસ્યો બન્યો છે. ભાભી, સાચું કહું છું હોં એ મને મારી નાખશે."

"શા માટે?"

"મારા ઉપર ગુસ્સે ભરાયા છે."

"શાથી"

"ભાભી, મારા મોંએથી હું શી રીતે કહું? કયા મોંએ કહું? મારી જીભ નહિ ઉપડે."

"તો તમારે મારી સાથે આવવું જોઇએ. તમારે ડરવાને કારણ નથી."

બકુલા વિલાસનો હાથ પકડી ચાલવા લાગી. તે એમ માનતી હતી કે વાંક મહેન્દ્રનો છે ને વિલાસને સતાવે છે. બંગલામાં દાખલ થતાં જ ભૂખ્યા વાઘની જેમ બાંહ્યો ચઢાવી આમતેમ આંટા મારતા મહેન્દ્રને બકુલાએ જોયો.

"શા માટે વિલાસને સતાવો છો?" બકુલાએ મહેન્દ્રને પૂછ્યું.

"મને પૂછો છો?" મહેન્દ્રે ઝુસ્સાથી સામો પ્રશ્ન કર્યો.

" હા તમને પૂછું છું. "

" મને શા માટે પૂછો છો? મને પૂછતા પહેલાં એ પિશાચિનીને પૂછો. "

" એ બોલતાં નથી. "

" તો એના ગાલને પૂછો. "

બકુલાએ વિલાસના ગાલ ઉપર નજર નાખી. ગાલ ઉપર દાંતનાં લંબચોરસ ચિન્હો ઉઠ્યાં હતાં. એ જોતાં જ બકુલા ચમકી, એની ભ્રમર સંકોચાઇ, બંને દંતાવલીઓ ભીંસાઇ, પણ બીજી જ ક્ષણે એણે દેખાવ બદલી નાખ્યો. વાંક વિલાસનો હતો ને મહેન્દ્રને ઉશ્કેરાવાને કારણ હતું. એ સ્થિતિમાં વિલાસને કંઈ પણ કહેવામાં આવે તો મહેન્દ્રના ક્રોધાવેશમાં ઘૃતસિંચન કરવા જેવું થાય તેથી સમયસૂચકતા વાપરી બકુલા બીલકુલ બોલી નહિ. ફક્ત તેણે વિલાસ ઉપર રોષભરી નજર ફેંકી. વિલાસ શરમની મારી સફેદ પૂણી જેવી થઇ ગઇ હતી, એની બુદ્ધિ બહેર મારી ગઇ હતી, સ્વાસ્થ્ય ઉડી ગયું હતું અને શક્તિ ગૂમ થઇ ગઇ હતી. એ ઉંચું જોવા અસમર્થ હોવાથી નીચું જોઈ ઉભી રહી હતી.

" શાન્ત થાઓ. ઉશ્કેરાઇ જશો નહિ. " બકુલાએ મહેન્દ્રને કહ્યું.

" નહિ—અમે બંને સાથે નહિ રહી શકીએ. " મહેન્દ્રે ખૂમ મારી.

" તમે મીલમાંથી સાંજે આવશો તે વખતે હું આવીશ. તમારે જે જે કહેવું હોય તે કહેજો. એ સાંભળીને આ પ્રસંગ માટે શું કરવું યોગ્ય છે તેનો વિચાર કરીશ. હમણાં ઉતાવળ કરશો નહિ કે ઉશ્કેરાઈ જશો નહિ. ખાત્રી આપું છું કે તમારી વચ્ચે થયેલા આ ટંટાનો અંત તમને બંનેને સંતોષ આપે તેવો આવશે. પરવારીને મીલમાં જજો. વિલાસને મારી સાથે લઈ જાઉં છું. "

વિલાસને લઇ બકુલા પોતાના બંગલા તરફ ચાલી. રસ્તામાં વિલાસે કહ્યું, " ભાભી, મને બચાવજો. મારા ભાઇ આ વાત ન જાણે. "

" શા માટે ન જાણે ? "

" ભાભી, ભાભી, તમે આટલાં નિષ્ઠુર થશો ? મને વધારે ન બાળો. મારા અંતરમાં શોકના ભડકા બળે છે. હું તમારી ગાય છું. મને મારી ન નાખશો. મારા ભાઇ જો આ વાત જાણશે તો મારાથી જીવાશે નહિ. મારે આપઘાત કરીને મરવું પડશે. "

બકુલા સંકડામણમાં આવી પડી. તે બોલી, " તો હું શું કરું ? હમણાં તમારા ભાઈ આવશે. તમને અત્યારે અહીં જોતાં પૂછશે એટલે સાચી વાત કહી દેવી પડશે. જો કે આ વાત તેમનાથી છૂપાવી શકાય તેમ નથી તો પણ કયે વખતે કહેવી તે હું વિચારી લઇશ. તમે તમારા બંગલામાં જ રહેશો ? "

" રહીશ. મને ત્યાં મૂકી જાઓ. ભલે એ મારા શરીરના ટુકડે ટુકડા કરી નાખે. "

વિલાસને લઇ બકુલા પાછી ફરી ને મહેન્દ્ર પાસે આવી.

" તમે શાન્ત થયા છો ? " બકુલાએ મહેન્દ્રને પૂછ્યું.

" કેમ ? "

" મારું કહ્યું માનશો ? "

" પણ આને અહીં પાછી શા માટે લાવ્યાં ? લઇ જાઓ. "

"એ બધું પછીથી. આ વખત મેં પૂછ્યું તેનો જવાબ આપો."

" હું તમારું કહ્યું માની શકતો નથી ? "

" હું બીજી એક માગણી કરવા ઇચ્છું છું. આ બનાવ વિષે મારે જે કહેવાનું અને કરવાનું છે તે તો મેં કહ્યું છે તે પ્રમાણે તમે છ વાગ્યે મીલમાંથી આવશો ત્યારે જ થશે. " કહી બકુલા જવાબની રાહ જોતી ઉભી રહી.

મહેન્દ્રને દુર્ગાપ્રસાદ માટે બહુ માન નહોતું પણ બકુલા માટે તો હતું જ. એ બકુલા તરફ પૂજ્યભાવ ધરાવતો હતો અને એના શબ્દને પાછો ઠેલવા જેટલો દુષ્ટ હજી નહોતો થયો. બકુલાને. શો જવાબ આપવો તેનો વિચાર કર્યા પછી તેણે કહ્યું, " તમારા શબ્દને હું કચવાયા સિવાય માન આપી શકું એવી જ માગણી કરશો એમ આશા રાખું છું. "

" વચન આપો છો ? "

" હા, મારું વચન છે. "

" વિલાસ અહીં જ રહેશે. હાલ તુરત તમારે એમને કંઈ કહેવું નહિ. "

" અહીંથી લઈ જાવ ને ! "

" હું તેમ કરવા નથી ઇચ્છતી. "

" કેમ ? "

" એ વાદવિવાદમાં અત્યારે ઉતરી શકાય તેમ નથી–ઉતરવાનું પ્રયોજન પણ નથી. "

વિલાસને તેના ઓરડામાં મૂકી બકુલા ચાલી ગઈ. મહેન્દ્ર નિત્યકર્મોથી નિવૃત્ત થવા લાગ્યો. રસોડે જમી આવી વખત થતાં મીલમાં ચાલ્યો ગયો. તેના ગયા પછીથી જ વિલાસ પોતાના ઓરડા બહાર નીકળવાની હિંમત ધરી શકી. જમી પરવારીને પાછી આવી ને ખુરશીમાં પડી. નિદ્રા અને વિચારોને લીધે તેનું મગજ ભમતું હતું. સ્થિર બેસી શકતી નહોતી એટલે ઉઠીને આરામખુરશીમાં પડી.

" આજે મહેન્દ્ર બધો વખત મીલમાં રહે તેવું ન કરી શકો ?" શેઠ દુર્ગાપ્રસાદ ફરવા જઈ આવ્યા ત્યાર બાદ ચા પીતાં પીતાં બકુલાએ કહ્યું.

" કેમ ? "

" તમે જાણતા ન હો તેવું આચરણ રાખો તો કહું ? "

" મારી સામે આટલી ચાલાકીનું પ્રયોજન ? "

" પ્રસંગ એવો છે. "

" કહે. "

" મારી શરત કબુલ છે ? "

" કબુલ છે. "

બકુલાએ બધી વાત સવિસ્તર કહી સંભળાવી. તે સાંભળતાં દુર્ગાપ્રસાદના દીલને આઘાત પહોંચ્યો. ચહેરો લાલઘૂમ થઇ ગયો પણ બકુલાને વચન આપ્યું હતું એટલે નિરુપાય હતા. દુઃખને દીલમાં દબાવી તે બેસી રહ્યા.

" બકુલા, તું માને છે ? હવે એ બંને જણ બહુ ખરાબ થઈ ગયાં છે. "

" આમાં મહેન્દ્રનો વાંક નથી. "

" આમાં એનો વાંક નથી તેથી શું થઇ ગયું ? એણે રૂપિયા સાડી સાતસો ઉચાપત કર્યા હતા. વળી કામમાં પણ બહુ બેદરકાર રહે છે. મેં ચેતવણી આપી હતી છતાં સુધારો નથી થયો. ગઈ કાલે જ ખબર આપ્યા સિવાય મીલમાંથી વહેલો ચાલ્યો ગયો હતો. હવે વિલાસ પણ તેની સામેના તાજવામાં બેસી હરીફાઇ કરતી હોય તેવું લાગે છે. "

" ખરેખર આપણી સમક્ષ વિકટ પ્રશ્ન ઉભો થયો છે. સાવચેતીથી કામ નહિ લેવામાં આવે તો નથી કહી શકાતું કે શું થશે. આજનો બનાવ તો ખરાબમાં ખરાબ અને અધમતાની પરાકાષ્ટા સમો છે તો પણ હું માનું છું કે તેનો અંત સારો આવવો જોઇએ.

" આખો કેસ તેં હાથમાં લીધો છે ને ? "

"હા. પણ તમારે મેં માગી તે સગવડ કરી આપવી પડશે."

" ભલે તેમ થશે. "

" આજે કંઇ કામ પણ ન લેશો. ખૂબ વિચારો કરી શકે તેટલી સગવડ કરી આપજો. મને લાગે છે વિચારો કરવાથી એનો ગુસ્સો નરમ પડશે. "

" નવા નવા 'પ્લાન' ઘડશે. "

" એવું નહિ બને. તમે ધારો છો તેથી ઉલટું થશે. "

દુર્ગાપ્રસાદ રોજ બે વખત મીલમાં જતા. બાર વાગ્યે જઇ બે વાગ્યે પાછા આવતા ને બે કલાક પછી ફરીથી જઈ સાડાપાંચ વાગ્યે પાછા ફરતા.

રોજના નિયમ પ્રમાણે તેઓ મીલમાં પહોંચી ગયા કે તરત મહેન્દ્રને બોલાવ્યો, મહેન્દ્ર આવ્યો એટલે માયાભર્યા અવાજે પૂછ્યું, " આજે તમે રજામાં અહીં રોકાઇ શકશો ? મારે એક જગ્યાએ કામ હોવાથી જવાનું છે. તમને પણ સાથે તેડતા જવાનો ઈરાદો છે."

કોઇ દિવસ નહિ ને આજે દુર્ગાપ્રસાદે પોતાને સાથે તેડી જવાની ઇચ્છા બતાવી તેથી મહેન્દ્રને નવાઇ લાગી. પોતે વિલાસનું લૉકીટ ઉઠાવી ગયો હતો તે માટે તપાસ કરવાનો ઇરાદો તો નહિ હોય એવો તેને વહેમ આવ્યો ને ચહેરો ઝાંખો પડી ગયો. તેણે પૂછ્યું, " કયાં જવાનું છે ?"

"જવું કે ન જવું તે નક્કી નથી. આપણે બંનેએ જવું કે તમને એકલાને મોકલવા તે પણ નક્કી નથી. ચહેરો કેમ ફિક્કો પડી ગયો છે ? "

" આખી રાત ઉંઘ નથી આવી. "

" તો અહીંજ સૂઇ જાવ. પેલી પડી આરામખુરશી. "

" ના, હું મારું કામ કરીશ. "

" કામ કાલે થશે; સૂઈ જાવ. "

મહેન્દ્ર આરામખુરશીમાં પડ્યો. ઉંઘ આવે તેમ નહોતું છતાં આંખો મીંચીને પડી રહ્યો. ઉંઘને બદલે વિચારોએ એના ઉપર સામ્રાજ્ય જમાવ્યું.

બરાબર એક વાગ્યે બકુલા વિલાસ પાસે ગઈ. વિલાસ ઉંઘી ઉઠીને મોં ધોતી હતી. તે મોં ધોઇ રહી એટલે બંને વિલાસના ખંડમાં આવ્યાં ને ખુરશીમાં બેઠાં.

" કહો, તમારા ગાલ ઉપર દાંત કોના બેઠા છે ? જવાબ સાચા આપજો નહિ તો આખું જીવન નકામું થઇ જાય તો મને દોષ ન દેશો." બકુલાએ સહજ ક્રોધથી ભરેલા અવાજે કહ્યું.

" ભાભી, મારા ઉપર ક્રોધ નહિ કરો ને ?"

" તે પૂછવાનો તમને અધિકાર નથી." બકુલા અક્કડતાથી બોલી: " મારા પૂછેલા પ્રશ્નનો જવાબ આપો."

" ભાભી, શું કહું ? મારા પાપનું આ પરિણામ છે."

" એ પાપો કયાં છે તે હું જાણવા માગું છું."

વિલાસની જીભ ન ઉપડી શકી. તે નીચું જોઈ બેસી રહી.

" બોલી નાખો. બહેનપણીને ત્યાં જઇ આ પરાક્રમ કર્યું ?"

" ભાભી, તમે ધારો છો તેટલું પતન નથી થયું."

" તો શું બન્યું તે કહી દોને !"

" હું મારી બહેનપણીને ત્યાં ગઇ. તેની વર્ષગાંઠ નહોતી, મિજબાની નહોતી. અમારું એક મંડળ છે. સભ્યોને અંગ્રેજોનું અનુકરણ કરતાં શીખવવાનો તેમનો ઉદ્દેશ છે. તેઓ વારંવાર ભેગા મળે છે. ને પશ્ચિમની પ્રથાનું અનુકરણ કરી આનંદ કરી વિખરાઈ જાય છે. હું ત્યાં બહુ વખત નથી જતી પણ આજે ગઇ."

" આજે જ કેમ ગયાં ?"

" ખાસ કારણ નહોતું. એ બહાર ગયા હતા એટલે મને ગમ્યું નહિ, છેવટે જવાનો વિચાર થયો ને તમને જૂઠું કહી ચાલી ગઇ." વિલાસે મહેન્દ્ર તેનું લૉકિટ ઉપાડી જતો રહ્યો હતો તે વાત છૂપાવી.

" તમારા મંડળમાં કોણ છે ?"

" મોટે ભાગે જુવાન સ્ત્રી-પુરુષો."

" ભણેલાં ?"

" હા. ખાસ કરીને કૉલેજના વિદ્યાર્થીઓ અને કેટલીક યુવતીઓ. અમે બધાં આનંદ માટે જ ભેગાં થઇએ છીએ, પણ આજે હદ વટાવી ગયાં. વાતો કરતાં અમે ખાદ્ય પદાર્થો ઉડાવ્યા. આ પછી ઇંગ્લીશ

ઢબે ડેન્સ કરવાની એક જણે દરખાસ્ત મૂકી. અમને એવી રીતે નાચતાં નહોતું આવડતું પણ ફિલ્મોમાં જોયેલું એટલે સંપૂર્ણ નહિ તો અપૂર્ણ અનુકરણ કરતાં વધારે આનંદ આવશે, એવી આશાએ તેમ કરવાનો ઠરાવ કર્યો. એક જણે જરા જરા દારુ પીવાથી ઓર મઝા આવશે એવી દરખાસ્ત મૂકી ? ”

“ દારુ ? ”

“ હા. ”

“ અને તે તમે પીધો ? ”

“ સાંભળો તો ખરાં. હું બધું કહી સંભળાવું છું. એ દરખાસ્ત બધાંને પસંદ પડી. તરત જ બ્રાન્ડીની ચાર બાટલીઓ મંગાવવામાં આવી. અમે બધાંએ અર્ધી અર્ધી પ્યાલી પીધી. ”

“ પીધી ! કેટલું પતન ! ” બકુલા શોકથી બોલી.

“તે પછીથી જોડીઓ બંધાઇ ગઇ. મારી જોડમાં અમુલખરાયનો છોકરો હરનારાયણ હતો. અમારે બંનેને સારો સંબંધ છે. ખરાબ નહિ–મિત્ર તરીકેનો. ”

“ પણ એ બહુ ખરાબ માણસ છે. તેને માટે ચાલતી વાતો અનેક છે. ”

“ તમે કહો છો તેવું હશે, હું ના પાડતી નથી; પણ તે મારી સાથે એવી રીતે કદી વર્ત્યો નથી. દારુના ઘેનમાં અમે ડેન્સ કરવા માંડયો. આવડતું નહોતું એટલે ઠીક મઝા પડી. અમે બધાં રંગે ચઢયાં. વધુ દારુ પીધો ને અમે લટ્ટુ બન્યાં–બેભાન થયાં...”

“ અને શિયળ ગૂમાવ્યું. જે શિયળ માટે તમારી માતાઓએ અને ભગિનીઓએ આત્મસમર્પણ કર્યા, ભારેમાં ભારે યાતનાઓ વેઠી ! તે શિયળનું તમે લીલામ કર્યું ! ”

“ ના, મારે માટે એવું નથી બન્યું. તદ્દન સાચું કહું છું કે તમારી શંકા ખોટી છે. બેભાનાવસ્થામાં મારા ગાલ ઉપર દાંત બેઠા હશે. જાગૃતિમાં આવી ત્યારે મને લાહ્ય બળતી હતી. પણ

કોઇ વસ્તુનો ધસરકો લાગ્યો હશે એમ ધારી બહુ દરકાર ન કરી. હું ભાનમાં આવી કે તરત જ અહીં આવી ઉંઘી ગઇ. ભાભી, મેં બધી વાત્ત છૂપાવ્યા સિવાય કહી દીધી છે. ”

“ તમારા આવા વર્તનથી મને ખેદ થાય છે, પણ હું નિરુપાય છું. તમને કેળવણી જ એવી મળી છે જે મગજને ગરમ બનાવી ગમે ત્યાં ભટકતું બનાવી દે છે. સ્રીને એવી કેળવણી મળવી જોઇએ, જેના બળે સ્રી વિલાસમાં ઉડતું પતંગિયું કે શોભાભરી પૂતળી ન બની જાય પણ એની શુભ શક્તિઓ પ્રગટ કરે ને વિકસાવે. તે સાથે સ્રીને પોતાના અધિકારનું અને કર્તવ્યનું ભાન થઇ તે પ્રમાણે વર્તવાનું બળ આપે. આવી કેળવણી મળે તો કેળવણી લીધાનો ઉદ્દેશ જળવાય છે પણ તમારે માટે આથી ઉલટું બન્યું છે. તમે સ્રીનાં કર્તવ્યો જાણતાં હશો પણ માનતાં નથી, સેવાભાવનાને વખાણતાં હશો પણ સન્માનતાં નથી, ધર્મને માટે લાંબી પહોળી વાતો કરી દલીલો કરતાં હશો પણ સમજતાં નથી. જે થઇ ગયું તે થઈ ગયું. હવે તેના ઉપર વિલાપ કરવાનો કંઈ અર્થ નથી.” કહી બકુલા વિલાસ તરફ જોઈ રહી. વિલાસે નીચું જોયું હતું તે ઉંચું ન જોયું એટલે બકુલા આગળ બોલી, “ હું હવે જાઉં છું. મહેન્દ્ર આવે ત્યારે એનું મન મનાવવા પ્રયત્ન કરજો.”

બકુલા ચાલી ગઇ.

છ વાગ્યે મહેન્દ્ર મીલમાંથી આવ્યો ને પોતાના ખંડમાં ભરાઇ ગયો. કેટલીક વાર પછી ભયથી ધડકતા દીલે અને ધ્રૂજતા પગે વિલાસ તેની પાસે ગઇ.

“ કેમ આવી ? ”

વિલાસ બોલી નહિ. તે મહેન્દ્રની સામે જઈ ઉભી રહી. તેની આંખોમાંથી ડળક ડળક આંસુ ખરવા લાગ્યાં. મીલમાં મહેન્દ્રે ખૂબ વિચાર કર્યા હતા. વિલાસને લીધે તે સુખી છે અને મોજશોખ ભોગવી શકે છે તે તેનાથી સમજાયું હતું. એટલે વિલાસને દુભાવવા

નહોતો ઇચ્છતો. એણે વિલાસને માફી આપવાનું નક્કી કરી રાખ્યું હતું, અને જ્યારે વિલાસનો દયામણો ચહેરો જોયો ને આંખમાંથી વહેતાં આંસુ નિહાળ્યાં ત્યારે સ્વાર્થને લીધે પોચું બનેલું એનું હૃદય દ્રવ્યું.

"રો નહિ. અહીં આવ." મહેન્દ્રે કહ્યું.

વિલાસ મંદ પગલે મહેન્દ્ર પાસે ગઇ. મહેન્દ્રે તેનો હાથ પકડી ખુરશીના હાથા ઉપર બેસાડી, રોતી અટકાવવા પ્રયત્ન કર્યો.

"રાત્રે ક્યાં ગઈ હતી? તારી આટલી ભૂલ માફ કરવાનો મેં ઠરાવ કર્યો છે. ફરીથી આવું ન થાય તે માટે કાળજી રાખજે."

મહેન્દ્રના અનુકંપાભર્યા અવાજથી વિલાસને હિંમત આવી, પોતાનો વાંક ઓછામાં ઓછો જણાય અને જણાય તે ઓછો અસરકારક નીવડે એવી ઢબે બધી વાત સંભળાવી. તે સાંભળી મહેન્દ્ર અકળાયો તો ખરો પણ તરત જ શાન્ત થઈ ગયો.

"મેં તને જગાડીને પૂછ્યું ત્યારે કહ્યું નહિ ને નાસી શા માટે ગઇ?"

"તમારી બીક લાગી."

"બીક લાગી? મારી બીક લાગી?" જાણે પોતે દયાનો અવતાર હોય તેમ મહેન્દ્ર બોલ્યો.

સાત વાગ્યે બકુલા આવી ત્યારે તો આ બંને પ્રાણીઓ ખુશ મિજાજમાં હતાં. બાર કલાક પહેલાંની મનોદશામાં આશ્ચર્યજનક પરિવર્તન થઈ ગયું હતું. હવે કંઇ પણ કરવા જેવું બાકી રહેલું નહિ હોવાથી બકુલા ત્યાં થોડીવાર બેસી આડીઅવળી વાતો કરવા લાગી. વાતો કરતાં કરતાં તે હસતી હતી અને મહેન્દ્ર તથા વિલાસને હસાવી તેમના દીલમાં જે કંઇ ડંખ રહી ગયો હોય તે ધોઈ નાખવા પ્રયત્ન કરતી હતી. એણે માનસશાસ્ત્રના નિયમોનો વિચાર કરી અને વખતના પ્રવાહના ઘસારાનો હિસાબ કરી, પ્રત્યક્ષ પ્રયત્ન વિના બારીક પ્રસંગનો અંત આવી રીતે આણ્યો હતો, છતાં વિલાસના વર્તનથી એનું જ દીલ શોકથી છલકાતું હતું.

## પ્રકરણ ૨૧

### આર્થિક મૂંઝવણ

“ ઉર્મિલા બહેન, રૂપિયા મળી શક્યા નહિ. ”

“ હશે. ”

“ ત્યારે હવે શું કરીશું ? મારી પાસે તો પગાર થતા સુધીના ખર્ચ જેટલા પણ પૈસા રહ્યા નથી. મને લાગે છે કે હું કાન્તિલાલ પાસેથી રૂપિયા મેળવી શકીશ. ”

“ પણ દીનેશને એ ગમતું નથી. ”

“ હવે ઉપાય નથી રહ્યો. ”

“ ઉપાય છે. મારી પાસેના બધા રોકડા રૂપિયા ખર્ચાઇ ગયા છે પણ એરીંગની જોડ બાકી રહેલી છે. એ જોડ વેચી નાખો. ઉભા રહો, હું કાઢી આપું. ” કહી ઉર્મિલા એક ટ્રંક પાસે ગઈ.

દીનેશના ખિસ્સામાંથી મળી આવેલા એક રૂપિયો ને પાંચ પૈસાથી દીનેશ સાજો થઇ શકયો નહિ. જખમો પાકી આવ્યા હતા એટલે માંદગી ધાર્યા કરતાં વધુ લંબાઇ. દવાદારુ અને ખર્ચ માટે પૈસાની જરૂર હતી. માંદગીનો ખાટલો હોય ત્યારે તો પૈસાની ખૂબ જરૂર પડે છે. દીનેશે તો લગભગ બધા મિત્રો પાસેથી કંઇ ને કંઇ ઉછીનું લીધેલું હોવાથી તેઓ વધારે આપવા નારાજ

હતા. ઉર્મિલાએ પોતાની પાસેથી બધા પૈસા ખર્ચી નાખ્યા તો પણ પૈસાની જરૂર હતી. સુરેશે પ્રયત્ન કરવામાં બાકી રાખેલી નહિ હોવા છતાં દીનેશના મિત્રો પાસેથી નાની સરખી પણ રકમ ઉછીની મેળવી શકયો નહિ. દીનેશને ઘણા મિત્રો હતા પણ તેમની સાથે પૈસાનો વ્યવહાર નહિ રાખેલો હોવાથી કેટલાક મિત્રો તો એવા હતા જેમની પાસેથી પૈસા માગી શકાય નહિ. દીનેશ સાજો થઇ જાય એવું ઇચ્છનારા ઘણા હતા પણ સક્રિય ફાળો આપનાર સુરેશ એકલો હતો.

ઉર્મિલાએ પોતાના એરીંગની જોડ સુરેશના હાથમાં મૂકી. તે લઇને સુરેશ સ્થિર ઉભો રહ્યો. વહાલી જણસ વેચાવનાર ગરીબાઇ એને અસહ્ય લાગી. હૃદય ભરાઈ આવ્યું, પણ આંખમાં આંસુ આવે તે પહેલાં ચાલતો થયો. દીનેશ ઉંઘતો હતો. ઉર્મિલા તેના ઉપર નજર નાખી, હવે પૈસા આવશે તો થોડા દિવસની નિરાંત થશે એવા આનંદથી રસોઇ કરવા ચાલી ગઇ. રસોઈ કરતાં તે વારંવાર રસોડાની બહાર આવી દીનેશની સંભાળ લઈ જતી. એ બાજુ ધ્યાન રાખી રસોઈ કરતી. અત્યારે રસોઈ થઈ ગયા પછી તે દીનેશ પાસે આવીને બેઠી. દીનેશ હજી ઉંઘતો હતો. ઉર્મિલાએ તેના કપાળ ઉપર હાથ મૂકયો. શીતળ હાથનો સ્પર્શ થતાં દીનેશે આંખ ઉઘાડી ચારે બાજુ જોયું.

“ભાઈ, શું ખાશો ?” ઉર્મિલાએ દીનેશને પૂછ્યું.

“મારે કંઈ ખાવું નથી.”

“ખાધા વગર ચાલે ? ખાવું તો જોઇએ ને ! કાલે પણ નથી ખાધું.”

“ભાવશે નહિ. મોં કડવું થઈ ગયું છે.”

“તાવ આવ્યો હતો ને ! તમને શું ભાવશે ? કહો તે કરી આપું.”

“મારે ખાવું જ નથી.”

" ખાધા વગર ન ચાલે. "

" તો તમને ફાવે તે કરો. "

" સાબુદાણાની કાંજી કરું ? "

" કરો. "

પણ સાબુદાણા લાવવા શી રીતે ? ઘરમાં એક પાઇ પણ નહોતી. દીનેશ ઉંઘવા લાગ્યો. ને ઉર્મિલાનો ઉચાટ વધી પડ્યો. થોડા વખત પછી પૈસા આવવાના હતા પણ ત્યાં સુધી દીનેશને ભૂખ્યો રાખી શકાય તેમ નહોતું. ઉર્મિલા મૂંઝાઇ. એ પૈસા માટે વિચાર કરવો પડે તે વિચાર કરવા છતાં કંઇ ફળ ન મળે એવો અનુભવ તેને માટે પહેલો હતો. ઘરમાં એક કોરું પોસ્ટકાર્ડ પડ્યું હતું તેનું સ્મરણ થતાં ઉર્મિલાનું મોં આનંદથી ચમક્યું. તે દીનેશની પથારી પાસેથી ઉઠીને પોસ્ટકાર્ડ લઇ બજારમાં ચાલી. રસ્તામાં કેટલીય આંખો તેના તરફ તાકી રહી–માનથી નહિ, પ્રેમથી નહિ, અનુકંપાથી નહિ પણ ક્રોધ અને તિરસ્કારથી. શા માટે ? તે દીનેશ સાથે રહેતી હતી–તેના ધર્મબંધુના ઘરમાં સૂઇ જતી હતી ! સમાજની સડેલી મનોદશાનું આ ખરાબ પરિણામ છે. સરખી ઉંમરનાં અને ખાસ કરીને જુવાન સ્ત્રી–પુરુષને સાથે જોતાં લોકો અનેક તર્કવિતર્ક કરવા મંડી પડે છે ને કંઈ ન હોય ત્યાં વિકૃતિ પામેલી કે કલ્પિત વાતો ફેલાવે છે. એમને જ્યાં હોય ત્યાં વિષયવાસના અને પાપાચારની ગંધ આવે છે. સ્ત્રી અને પુરુષ સાથે રહેવા છતાં નિર્મળ રહી શકે છે તે એમની કલ્પનામાં પણ નથી આવતું. આ મનોદશા જેટલી ઝેરીલી છે તેટલી અન્યાય કરનારી અને અણવિશ્વાસુ છે.

"બે પૈસાના સાબુદાણા આપો." ઉર્મિલાએ દુકાનદારને કહ્યું.

દુકાનદારે સાબુદાણા જોખી, પડીકું વાળી ઉર્મિલાના હાથમાં મૂક્યું. ઉર્મિલાએ પોસ્ટકાર્ડ ધર્યું.

" આને શું કરું ? "

" એની કીમત બે પૈસા છે. ઓછી નથી. "

" પણ..."

" મારી પાસે પૈસા નથી. હોત તો લઇને આવત ને સાબુ-દાણાને બદલે પોસ્ટકાર્ડ ન આપતાં રોકડા પૈસા આપત. અને આ કાર્ડ તમારા ઉપયોગમાં જરૂર આવશે. નકામું નહિ જાય. કોઇને ય પત્ર તો લખતા હશો ને ! "

દુકાનદારે કાર્ડ હાથમાં લીધું. તપાસ્યું. કાર્ડ ઉપર શાહીનો બહુ મોટો નહિ તેવો ડાઘ હતો. દુકાનદાર એ ડાઘ તરફ ઝીણી નજરે જોઇ રહ્યો, ઉપર આંગળી ઘસીને મોં બગાડી નાખ્યું. જાણે સો રૂપિયાની ખોટી નોટ કોઈ માથે મારી જતું હોય! બારીક તપાસ કર્યા પછી તે ઉર્મિલા સામે તાકી રહ્યો.

" આ કાર્ડ નહિ ચાલે. શાહીનો ડાઘ છે. "

" છાપ ઉપર નથી એટલે ચાલશે. "

" તો પણ હું નહિ લઇ શકું. "

" એટલી દયા કરો. "

" નકામું મગજ ન પકવ. પડીકું પાછું લાવ. "

એ મહાપુરુષનું કૂમળું મગજ પકાવવાનું ઉર્મિલાને ઠીક ન લાગ્યું. એણે પડીકું પાછું આપી કાર્ડ લઈ લીધું. પડીકું આપવાની અને કાર્ડ પાછું લેવાની ક્રિયા થતી હતી તે વખતે ત્યાં થઇને એક મોટર પસાર થઇ ગઇ. ઉર્મિલા બીજી દુકાને ગઇ. દુકાનદાર ભલો હતો. તેણે એક સ્ત્રી પોસ્ટકાર્ડ લઇ સાબુદાણા લેવા નીકળી છે તે જોઈ તેની ગરીબાઈની કલ્પના કરી લીધી ને કૃપાથી પ્રેરાઇ ચપટી સાબુદાણાનું પડીકું વાળી ઉર્મિલાના હાથમાં મૂક્યું. ઉર્મિલાએ કાર્ડ ધર્યું પણ દુકાનદારે લીધું નહિ. તેણે કહ્યું:—

" સાબુદાણા મફત આપું છું. "

" હું મફત ન લઇ શકું. " કહી કાર્ડ ફેંકી ઉર્મિલા ચાલવા લાગી.

" તો થોભો. " દુકાનદારે બૂમ મારી. " પડીકું પાછું લાવો. બે પૈસાના બાંધી આપું. "

ઉર્મિલા પાછી ફરી દુકાનદારના હાથમાં પડીકું મૂકી ઉભી રહી. દુકાનદારે પડીકું છોડી વધુ સાબુદાણા નાખ્યા ને પડીકું વાળી ઉર્મિલાના હાથમાં મૂક્યું. તે લઇ ચાલતી થઈ.

મકાન આગળ આવી જોયું તો રસ્તા ઉપર એક સુંદર મોટર પડી હતી ને શૉફર હૉટલ તરફ જઈ રહ્યો હતો. પાડોશીને ઘેર કોઈ આવ્યું હશે તેવા વિચાર કરતી તે આગળ વધી ને જોયું તો પોતાના મકાનમાં દીનેશની પથારી પાસે એક સ્ત્રી બેઠી છે. દીનેશે બકુલા માટે ઉર્મિલાને ઘણી વખત કહ્યું હતું ને વાતવાતમાં તેના શારીરિક દેખાવ સંબંધમાં પણ જણાવવામાં આવેલું એટલે આવનાર સ્ત્રી બકુલા હોવાનો ઉર્મિલાને સંબંધ જણાયો. ઉર્મિલા મકાનમાં દાખલ થઇ કે તરત બકુલાએ તેની સામું જોયું. જોઇને તેના ઉપર કંઇક અસર થઇ હોય તેમ જણાયું.

" ઉર્મિલાબહેન, તમે દીનેશની સારામાં સારી રીતે ચાકરી કરી રહ્યાં છો તે જાણીને મને આનંદ થાય છે ને તમને ધન્યવાદ આપવા લલચાઉં છું. " બકુલાએ કહ્યું.

ઉર્મિલા પાસે બેસતાં બેસતાં બોલી, " મારું કામ ધન્યવાદ આપવા જેવું તમને દેખાતું હોય તો ભલે. દીનેશે મારા તરફ જે હૃદયઔદાર્ય દર્શાવ્યું છે અને મારા તરફ ખાનદાનીભર્યું વર્તન ટકાવી રાખ્યું છે તે જોતાં મારું કામ અતિ અલ્પ છે. "

" તે હું જાણું છું. " બકુલાનું આ વાક્ય સાંભળતાં ઉર્મિલાને આશ્ચર્ય થયું. અને વધુ જિજ્ઞાસાથી, બકુલા આગળ બોલતી હતી તે સાંભળવા માંડયું. " દીનેશની માંદગીના સમાચાર જે દિવસે સાંભળ્યા તે જ દિવસે તમારા બંનેના આકસ્મિક મેળાપ માટે અને નિર્મળ સંબંધ માટે મેં સાંભળ્યું હતું. તમને મળવા અને દીનેશને જોવા આવવાની ખૂબ ઇચ્છા હતી પણ શરીર બગડવાથી વિલંબ થયો. "

બકુલા અને ઉર્મિલાની વાતો સાંભળી રહેલા દીનેશ તરફ જોઈ બકુલા બોલી, "હવે ઠીક છે ને ? મને સમાચાર તો મોકલાવવા હતા !"

"જરૂર ન જણાઈ."

"તો મારે તમને 'અજબ માણસ'નું પ્રમાણપદ આપવું જોઇએ. પૈસાની આટલી આટલી મુશ્કેલી વેઠવા છતાં જરૂર ન જણાઇ તો તમારી 'જરૂર'ની વ્યાખ્યા મહાભારત હોવી જોઇએ."

"કોણ કહે છે, પૈસાની મુશ્કેલી વેઠવી પડી ?" દીનેશે કહ્યું.

"હું."

એ જ વખતે સુરેશે આવીને કેટલાક રૂપિયા ઉર્મિલાના હાથમાં મૂક્યા. દીનેશ અને બકુલા કુતૂહલથી જોઈ રહ્યાં.

દીનેશે પૂછ્યું, "સુરેશ, રૂપિયા ક્યાંથી લાવ્યો ?"

"ઉછીના." સુરેશ જૂઠું બોલ્યો. પણ સત્ય છૂપાવવાનો પ્રયત્ન કરતાં ચહેરો નિસ્તેજ બની જાય છે તેમ તેનો ચહેરો નિસ્તેજ બની ગયો.

"જૂઠું બોલે છે ?" દીનેશ જરા કડક કઠોર અવાજે બોલ્યો; "તારો ચહેરો કહી આપે છે કે આ રૂપિયા તું ઉછીના નથી લાવ્યો, સાચે સાચું કહી દે."

"ઉર્મિલાની એરીંગની જોડ વેચી."

દીનેશ પથારીમાં બેઠો થઈ ગયો. તે બોલ્યો, "ઓહ ! ઉર્મિલાનાં એરીંગની જોડ વેચી ? સુરેશ, તેં આ શું કર્યું ? પૈસા નહોતા તો મને સડીસડીને મરી જવા દેવો હતો, પણ ઉર્મિલાનાં એરીંગ વેચતાં તારો જીવ કેમ ચાલ્યો ? ખરેખર, તેં બહુ ખરાબ કામ કર્યું છે."

"તમને એવું લાગે." બકુલા વચ્ચે બોલી: "પોસ્ટકાર્ડ લઈ સાણુદાણા લેવા જવું પડે એ દશામાં ગમે તેનાં એરીંગ વેચવાં ન પડે તો બીજું થઈ શું શકે ?"

દીનેશની આંખ ફાટી. તેના મોઢામાંથી આશ્ચર્યનો ઉદ્દગાર નીકળી પડ્યો.

" તમે શી રીતે જાણ્યું ? " ઉર્મિલાએ પૂછ્યું.

" મેં તમને દુકાન આગળ જોયાં. "

દીનેશ આ બધાથી અજ્ઞાત હતો. એક વખત તેણે પૈસાની શી વ્યવસ્થા કરવામાં આવે છે તે વિષે ઉર્મિલાએ દીનેશને ચિંતામાં નહિ નાખવાના ઇરાદે જવાબ આપ્યો હતો કે, 'સુરેશ લાવે છે.' સુરેશ ઉપર સંપૂર્ણ વિશ્વાસ હોવાથી દીનેશે વધુ તપાસ ન કરી, એણે માની લીધું કે પૈસાની મુશ્કેલી નથી.

" ઉર્મિલા બહેન......" બકુલાએ પોતાની કેશબોક્સ ઉઘાડી અંદરની નોટ કાઢતાં કહ્યું, " દીનેશની સારવાર માટે હાલ તુરત પચાસ રૂપિયા આપું છું."

બકુલાએ દસદસના પાંચ ટુકડા ઉર્મિલા તરફ ધરી રાખ્યા, પણ ઉર્મિલાએ તે ન લેતાં દીનેશ તરફ અભિપ્રાય માગતી દૃષ્ટિ ફેંકી.

" એ નહિ બને." દીનેશ બોલવા લાગ્યો: " હું કોઇની મદદ ઉપર જીવવા નથી માગતો."

" મદદ આપી જીવાડવા માટે આ રૂપિયા નથી આપતી પણ......"

" એ રીતે પણ હું તમારા રૂપિયા લેવા નથી ઈચ્છતો. ઓળખાણનો એ દુરુપયોગ છે. તમે મને ઓળખો છો તેથી હું તમારી પાસેથી પૈસા મેળવવાનો અધિકાર નથી રાખી શકતો."

" તમારા આવા શબ્દોથી મને દુઃખ થાય છે." બકુલા વેદનાભર્યા અવાજે બોલી: " હું વધારે ચર્ચા કરવા નથી ઇચ્છતી. રૂપિયા લેવા જ પડશે."

દીનેશ નરમ થઇ ગયો. બકુલાનો નિશ્ચયાત્મક શબ્દ આજ્ઞાનું બીજું રૂપ છે, એ દીનેશ બરાબર જાણતો હતો. એ જોઇ શક્યો કે હવે ના પાડવામાં આવશે તો બકુલાને માઠું લાગશે. તેમ ન થાય તે માટે દીનેશ નમ્યો—બકુલાની પ્રતિભાએ તેને નમાવ્યો. આવા પ્રેમભર્યા યુદ્ધમાં હારનારને આનંદ છે, જીતનારને આનંદ છે, અને જોનારને પણ આનંદ મળે છે.

## પ્રકરણ ૨૨

## સર્વનાશની તૈયારી

દિવસે દિવસે મહેન્દ્રનો સર્વનાશ નજીક આવતો જતો હતો. બદમાસોની ટોળીના પંજામાં સપડાયા પછી તે મુફલિસ બની ગયો, પણ એ દશાએ તેને બદમાસોથી મુક્ત ન કર્યો. અર્ધી રાત્રિ સુધી બહાર રખડયા કરતો ને કોઈ વખત બિલકુલ આવતો નહિ. બેત્રણ દિવસે કોઈને કોઇ કારણસર બંને લઢતાં. વિલાસને આ ગમતું નહિ પરંતુ ભાઇ કે ભાભી આગળ આ વાત પ્રગટ કરવામાં તે હીણપત માનતી હતી. પરિણામ એ આવ્યું, કે મહેન્દ્ર નિરંકુશ બન્યો. બદમાસ મંડળમાં પણ તેનું સ્થાન ધીમે ધીમે મહત્ત્વનું ગણાવા લાગ્યું અને તે એટલે સુધી કે હવે તે બદમાસોની મંડળીનો એક સભ્ય ગણાતો હતો. સભ્ય થવા માટે તેને બહુ પ્રયત્ન કરવો ન પડયો, કારણ કે એ મંડળ અભણ અને થોડું ભણેલાઓનું બનેલું હતું. વાકછટાવાળો ભણેલો માણસ તેમની સાથે જોડાય તો ખૂબ સગવડ થઇ પડે તેમ હોવાથી તેઓએ મહેન્દ્રને ઘણી ખુશીથી પોતાના મંડળમાં દાખલ કર્યો. તે ઘણા પૈસા મેળવતો ને ઘણા ગૂમાવતો. જ્યારે મુશ્કેલીમાં આવી પડતો ત્યારે દેવું કરતો ને દેવું પતાવવા મીલમાંથી ચોરી કરતો. થોડા જ દિવસ પહેલાં તેની બીજી ચોરી

પકડાઈ હતી. એ માટે શું સહન કરવાનું છે તે નક્કી નહોતું થયું. ત્યાં તો તેણે મેનેજર ઉપર હલ્લો કર્યો.

બન્યું હતું એમ કે મહેન્દ્ર વારંવાર મીલમાંથી વહેલો ચાલ્યો જતો. એક વખત કામ રઝળતાં મૂકી જવાની તૈયારી કરતો હતો તે વખતે મેનેજરે વિરોધ ઉઠાવ્યો. મિજાજી મહેન્દ્ર ક્રોધે ભરાયો. સખત બોલાચાલી થઇ, ત્યારબાદ મહેન્દ્રે મેનેજર ઉપર હલ્લો કર્યો. માણસોએ દોડી આવી તેને પકડી રાખ્યો ન હોત તો શું થાત તે કહી શકાય તેવું નથી. મહેન્દ્રે કરેલી ચોરી માટે શાં પગલાં લેવાં તેનો દુર્ગાપ્રસાદ વિચાર કરતા હતા ત્યાં તો આ બીજો ધડાકો થયો. છતાં તેઓએ બેમાંથી એકે બાબત ઉપર હોઠ ફફડાવ્યો નહોતો. આનો અર્થ મહેન્દ્રે એવો કર્યો કે દુર્ગાપ્રસાદ પોતાને કંઈ કરી શકે તેમ નથી, એટલે ખામોશ પકડીને બેસી રહ્યા છે.

મીલમાં જતી વખતે મહેન્દ્રે વિલાસને કહ્યું, " તારા ભાઇને મળી વધારે રૂપિયા માટે માગણી કરવાનું મેં તને કહ્યું હતું છતાં ન મળી ને ? "

" બકુલાભાભી..."

" હવે વાતોની જરૂર નથી. તે વખતે જે થઇ ગયું એની વાતો કર્યે કશું વળવાનું નથી. પૈસા સિવાય આપણને કેટલી અડચણ પડે છે તે તું બરાબર જાણે છે. તારા ભાઇને વહેલામાં વહેલી તકે મળ ને પૈસા માટે મેં કહ્યું તેવી માગણી કર. આજે મળીશ ? "

" હા. "

" તારા ભાભીની સલાહ લેવાની જરૂર નથી. "

" ભલે. "

મહેન્દ્ર ચાલ્યો ગયો. વિલાસ દુર્ગાપ્રસાદને મળવા ગઇ.

મહેન્દ્રના ધંધાથી કુટુંબનાં બધાં અજ્ઞાત હતાં. કોઈ કોઇ વખત શંકાભર્યો પ્રસંગ આવતો ને પૂછપરછ થતી તો વિલાસ જૂઠું

બોલી એ વાતનો અંત લાવતી. તે પોતે મહેન્દ્ર ક્યાં રખડે છે ને પૈસા ક્યાં ગૂમાવે છે તે નહોતી જાણતી. ખર્ચ માટે વધુ રકમ મળે તો મહેન્દ્રનું વર્તન સુધરે એમ તે માનતી હતી એટલે ભાઈને મળવા તૈયાર થઇ.

દુર્ગાપ્રસાદ મીલમાં જવાની તૈયારી કરતા હતા તે વખતે વિલાસે તેમની પાસે જઈ કહ્યું, " ભાઈ અમને મળે છે તેટલા રૂપિયાથી પૂરું થતું નથી. "

" ખર્ચ ઓછું કરો. "

" બને તેટલું ઓછું ખર્ચ કરવા પ્રયત્ન કરીએ છીએ તો પણ પૂરું થતું નથી. "

" શું કહે છે ? " દુર્ગાપ્રસાદ આશ્ચર્યથી બોલ્યા: " તને અને મહેન્દ્રને મળતી રકમથી તમારું ખર્ચ નીકળતું નથી ? વિલાસ, વખત બહુ બારીક આવવાનો છે..."

" શું થવાનું છે ? "

" વખત આવ્યે તું જાણી શકીશ; અને એ કંઇ બહુ વખત નહિ લાગે; પરંતુ ખર્ચ ઓછું કરો. કરકસર કરતાં શીખો, આમ ને આમ ચાલશે તો જીવવું ભારે થઇ પડશે. "

" સાચું કહું છું કે અમે આંધળું ખર્ચ નથી કરતાં. "

" ચૂપ રહે. " દુર્ગાપ્રસાદ ક્રોધથી બોલ્યા: "મારા અને બકુલાના અંગત ખર્ચ કરતાં પણ તમારું ખર્ચ વધારે છે છતાં આંધળું ખર્ચ નથી કરતાં એમ કહેવાની ધૃષ્ટતા કરે છે ? તારે મોટરનું ખર્ચ છે ? શૉફરને કે નોકરોને પગાર આપવો પડે છે ? હાથખર્ચીમાં જ તમને મળતી રકમ ખર્ચાઇ જાય છે. બધું ખર્ચ તમારે માથે હોત તો શું થાત ? "

" પણ..."

" જતી રહે. એક પાઈ પણ વધુ આપવાનો નથી. દુઃખી ન થાઓ તે માટે પૈસા આપું છું ત્યારે તમે બેવકુફ બની ઉડાઉગીરીને પોષો છો. "

" એવું નથી થતું. "

" તો રૂપિયા નાખો છો ક્યાં ? "

"એંકમાં તો નહિ મૂકતાં હોઇએ ને ?" વિલાસ રોષથી બોલી.

" તેમ કરતાં હો તો માસિક હજાર રૂપિયા આપતાં મને આનંદ થાય, પરંતુ તમે તે બધા પૈસા વિલાસની આગમાં હોમી દઇ આત્માને પણ મલીન બનાવો છો. હું વધુ પૈસા આપી પાપી બનવા નથી માગતો. મને તો એ વિચાર થાય છે કે જ્યારે તમારે પોતાના પગ ઉપર ઉભું રહેવું પડશે ત્યારે શું કરશો ? આટલું કમાશો નહિ તો ઉડાવશો શી રીતે ? "

" મારી આટલી માગણી સ્વીકારો. "

દુર્ગાપ્રસાદ કંટાળ્યા. મીલમાં જવાનો વખત થઈ જતો હોવાથી બોલ્યા, " અત્યારે મારે મીલમાં જવું છે એટલે કાલે સવારે મળજે. તે વખતે વાત કરશું ને તારાં કારણો યોગ્ય જણાશે તો વિચાર કરીશ. "

વિલાસ ચાલી ગઇ તે પછી દુર્ગાપ્રસાદ મીલમાં જવા ઉપડયા.

મહેન્દ્રને પોતાની ઓફિસમાં બોલાવી દુર્ગાપ્રસાદે પૂછ્યું, " હવે મારે શું કરવું ? "

" કયી બાબતમાં ? "

" મેનેજરને માર માર્યો તે બાબતમાં. સારી રીતે કામ કરવાની અનેક વખત ચેતવણી આપવામાં આવી, ચોરી જેવા ભારે ગુના માટે માફી બક્ષી અને સુધરવા માટે પૂરતો અવકાશ આપ્યો છતાં તમારામાં સુધારો થયેલો નથી; એટલું જ નહિ પણ દિવસે દિવસે તમે ખરાબ બનતા જાઓ છો. હું ઘણી બાબતો માટે ઉદાર થઇ શકું છું પણ મારા વફાદાર માણસ ઉપર હાથ ચલાવનાર પ્રત્યે હું જરા પણ ઉદારતા બતાવી શકતો નથી. "

" એટલે તમે કહેવા શું માગો છો ? " મહેન્દ્રે ખુમારીભર્યા અવાજે પૂછ્યું.

" એ કહેવા માગું છું કે તમે મારા સંબંધી હોવાથી સુખી જોવાની ઉત્સુકતા હોય અને તે માટે પ્રયત્ન કરવાની મારી ફરજ

છે. મેં બનતું કર્યું છે, પરંતુ હવે તમે એટલા ખરાબ બની રહ્યા છો કે મીલના અને મારા હિત ખાતર સખત પગલાં લેવાની જરૂર જણાય છે.

" પગલાં લેશો ? " ખૂની અવાજે મહેન્દ્રે પૂછ્યું.

" માણસોની નીચતા અમુક પ્રમાણમાં ક્ષમ્ય છે. જે માણસ બિલકુલ માફ કરી શકતો નથી તેના કરતાં હદથી વધુ માફ કરનારને હું સારો નથી ગણતો. માફીથી સુધારો થતો હોય તો જૂદી વાત છે પણ જ્યારે ખુલ્લો દુરુપયોગ થતો હોય અને ઉદારતા ને નિર્બળતા માની લેવામાં આવતી હોય ત્યારે 'ક્ષમા' ભૂષણ નથી પણ 'દૂષણ' છે. તમારા તરફ ઓછી ઉદારતા બતાવવામાં નથી આવી. એનું પરિણામ ધારવા કરતાં ઉલટું આવ્યું છે એટલે એ સિવાય છૂટકો નથી."

" બહુ સારું. લેવાય તેટલાઁ સખત પગલાં લો. બહુ બહુ તો મીલમાંથી છૂટો કરશો. એ સિવાય બીજું શું કરી શકવાના છો ? " ખુરશીમાંથી ઉભો થઇ મહેન્દ્ર લાલઘૂમ આંખ કરી જુસ્સાથી બોલવા લાગ્યો: " મને જીવાડનાર તમે છો એવો ગર્વ રાખતા હો તો ભૂલ છે. મહેન્દ્રને નોકરી કરવી હશે તો અનેક જગ્યાઓ છે. કદાચ પગાર ઓછો મળશે પણ તમારા જેવા આપખુદ માણસની ભારે પગારે નોકરી કરવી તેના કરતાં બીજે હલકા પગારે નોકરી કરવામાં સાર છે. પણ તમે આ બધું શા માટે કરી રહ્યા છો તે હું જાણું છું. બહેન કે બનેવી માટે જરા ખર્ચ વેઠવું પડે છે તે તમને પાલવતું નથી. આટલો પૈસો હોવા છતાં તમે મખ્ખીચૂસ છો..."

" હવે વધુ નહિં બોલો. "

" શા માટે ન બોલું ? તમે કંઈ મારા અન્નદાતા નથી. તમને એવો તે શો અધિકાર છે કે મારે માટે ગમે તેવી ભાષા વાપરો છો? મહેન્દ્ર અપમાન નથી સહન કરી શકતો. "

" હું તમારું અપમાન કરવા માગતો પણ નથી. "

" તો શું માગો છો ? "

" રીતસરની નોકરી. "

" આથી રીતસરની બીજી કયી નોકરી માગો છો? શું તમારે માટે હું મરી જાઉં? શું જરૂર હોય છતાં મીલની બહાર ન નીકળું?"

" રીતસરની નોકરીમાં ચોરીને અવકાશ નથી હોતો. "

" મેં ચોરી કરી જ નથી. મને નોકરીમાંથી દૂર કરવા ઉભું કરેલું એ તૂત છે. નોકરીમાં રાખવા નથી માગતા એ ખુલ્લે ખુલ્લું કહી દો ને! શા માટે આવી ચાલબાજી રમો છો? હું પોતે તમારી મીલમાં કામ કરવા નથી માગતો. "

" જેવી તમારી ઇચ્છા. "

" ક્યારથી છૂટો થાઉં? "

" અત્યારથી. "

" ભલે. આ ક્ષણથી છૂટો થાઉં છું. તમારા જેવા હલકા સ્વભાવના માણસના હાથ નીચે નોકરી કરી તે મારી ભૂલ છે. લક્ષ્મીના મદમાં અંધ બની ગયેલા મોટી ફાંદવાળા દેખાતા માણસોનાં દીલ કેટલાં સંકુચિત હોય છે તે જોવાની જેને ઇચ્છા હશે તેને હું તમારી ભલામણ કરીશ. "

" બસ કરો. જો હવે વધારે બોલશો તો ભૈયાને બોલાવવો પડશે. "

" આટલી બધી ખાનદાની? બનેવીને બહાર કઢાવવા ભૈયાને બોલાવવા જેટલી તમારી ખાનદાની છે? બોલો, નોકરી લઈ લો છો તે સાથે અમે રહીએ છીએ તે બંગલો પણ ખાલી કરાવવાની ઇચ્છા છે? હોય તો કહી દો, આવતી કાલે જ ખાલી કરી નાંખું. "

" એ તમારી ઇચ્છાની વાત છે. "

" તમારી શી ઇચ્છા છે? "

" મારી ઇચ્છા કશી નથી. જાતે નોકરી છોડી દો છો તે માટે મીલ તમારો આભાર માને છે. અત્યારે જ પગાર જોઈતો હોય તો ચિટ્ઠી કરી આપું. "

" કરી આપો. "

દુર્ગાપ્રસાદે ચિટ્ઠી કરી આપી તે લઇ ભારે પગલાંથી જડેલા પથ્થર ખખડાવતો મહેન્દ્ર ચાલ્યો ગયો. એના મોં ઉપર શરમ શોક કે ચિંતાનું નામ નિશાન નહોતું. હતી ખુમારીભરી બેપરવાઇ, મૂર્ખતાભરી કઠોરતા.

## પ્રકરણ ૨૩

### દીનેશ ધંધે વળગે છે

બકુલાએ આપેલા રૂપિયા ખર્ચાઇ જાય તે પહેલાં દીનેશને આરામ થઇ ગયો. સુકાઇ ગયેલા વદન ઉપર પહેલાંનું ખુશનુમા સ્મિત વિલસવા લાગ્યું. તે સાથે જવાબદારીઓની ચિંતાની રેખાઓ તરવરવા લાગી. જો કે માંદગીમાંથી ઉઠ્યા પછી ઇશ્વર ઉપરની શ્રદ્ધા વધતી ગઈ હતી અને ભવિષ્ય માટે તે નિશ્ચિંત બન્યો હતો છતાં પ્રયત્ન કરવાનું છોડી દીધું નહોતું. પ્રયત્ન જોડે સફળતા કે નિષ્ફળતા જોડાયેલાં છે એટલે ચોક્કસ પરિણામ ન આવે ત્યાં સુધી ચિંતા રહ્યા કરે. ચિંતા કરવાથી જે થવાનું છે તેમાં ફેરફાર થવાનો નથી એવું જ્ઞાન હોવા છતાં માણસ ચિંતાઓને સંપૂર્ણ અટકાવી શકતો નથી. દીનેશ ખુશમિજાજમાં રહેવા પ્રયત્ન કરતો પણ કોઈ કોઈ વખત ચિંતાઓ તેના ઉપર ચઢી બેસતી હતી ને વિચારમાં ડૂબી જતો; છતાં તે બેપરવા હતો. ઇશ્વર ઉપર શ્રદ્ધા રાખી દિવસો વ્યતીત કરતો હતો.

મુંબઇના એક અઠવાડિકના લેખકમંડળમાં એક માણસની જરૂર હતી. દીનેશે અરજી કરી હતી પણ કેટલાક દિવસો થઈ ગયેલા હોવા છતાં જવાબ નહોતો આવ્યો. એક દિવસ ટપાલી મોટું

પરબિડિયું આપી ગયો. તેના ઉપર એ પત્રનું સરનામું છાપેલું હતું. દીનેશે કાગળ વાંચ્યો. સિત્તેર રૂપિયાના પગારથી નિમણૂક કરવામાં આવી હતી. પત્ર વાંચી દીનેશે અનંત કૃપાળુ પરમાત્માનો આભાર માન્યો. બેકારીના વિકરાળ પંઝામાંથી છૂટકારો થયો તે માટે સંતોષનો દમ ખેંચ્યો.

દીનેશે ઉર્મિલાને પત્ર વંચાવ્યો. તેના આનંદનો પાર ન રહ્યો. બંનેએ નસીબ અને ઇશ્વર ઉપર આનંદથી છલકાતા રણકારભર્યા અવાજે વાતો કરી. દિવસોથી ડરાવતી કંગાળ દશા આજે અલોપ થતી હતી. અવકૃપાના સખત તાપ પછી ઇશ્વરની કરુણા અમીધારે નીતરતી હતી, આદર્શ માટે અપાયેલા ભોગની અને ભોગવેલાં દુ:ખોની છેલ્લી ઘડીઓ ગણાતી હતી.

" તમે મુંબઈ આવશો ? " દીનેશે ઉર્મિલાને પૂછ્યું.

ઉર્મિલા વિચારમાં પડી ગઈ. કેટલીકવાર પછી તે બોલી, " તમારી સાથે મુંબઈ રહેવામાં મને વાંધો નથી પણ મારું કામ કથળી જાય. જે કામ માટે મેં અપાર દુ:ખો વેઠ્યાં છે, તમે જે એક વખત અજાણ્યા હતા તેના ઉપર વિશ્વાસ રાખી જોખમ વહોર્યું હતું તે કામ મુંબઈમાં રહેવાથી હું સિદ્ધ કરી શકું તેમ નથી. માઠું ન લગાડશો, તમને અડચણ પડશે...."

" એવી વાત ન કરો. મને અડચણ ન પડે તે માટે તમારે તમારું કામ રઝળાવી દેવું તેવું કંઈ નથી. પહેલું તમારું કામ." દીનેશે ઉર્મિલાને બોલતી અટકાવી કહ્યું.

" તમારું કહેવું એક રીતે સાચું છે પણ મારે મન બંને વસ્તુઓ સરખા મહત્ત્વની છે. તમે મારી ચિંતા રાખી છે. હું તમારી ચિંતા ન રાખું તો પાપી બનું. "

" રહેશો ક્યાં ? "

" મારી મેળે ગોઠવણ કરી લઇશ. "

" મારો વિચાર જણાવું ?" કહી દીનેશ થોભ્યો ને ઉર્મિલા સાંભળવા ઉત્સુક જણાઇ એટલે આગળ બોલ્યો, " આ મકાનમાં જ રહો. જોઈતાં નાણાં હું મોકલતો રહીશ."

" પૈસાનો સવાલ નથી. જોઈએ તેટલા પૈસા મળી શકે તેવી ગોઠવણ ત્રણ દિવસ પહેલાંની થઈ ગઈ છે. કાગળ આવ્યો હતો તે તો જાણો છો ને ? મેં ઘણા અનુભવો લીધા છે. આર્થિક મૂંઝવણનો અનુભવ નહિ લીધેલો હોવાથી તે અનુભવ લેવા માટે જ તમારી માંદગી વખતે નાણાં માટે ગોઠવણ નહોતી કરી. તાત્કાલિક જરુરિયાત માટે રોકડ રૂપિયા અને એરીંગની જોડ સાથે રાખેલાં હતાં એટલે અનુભવ બિલકુલ જોખમ સિવાયનો હતો. બાકી ધારું તો અમદાવાદમાંથી બે કલાકમાં બાર હજાર રૂપિયા મેળવી શકું તેમ છું."

આશ્ચર્યથી દીનેશની આંખ ચમકવા લાગી. પૂર્વજીવનને ગુપ્તતાના ભેદી પડદા પાછળ છૂપાવી રહેલી ઉર્મિલાને ટગરટગર જોઇ રહ્યો. શું બોલવું તે સૂઝયું નહિ. ઉર્મિલાનું અમદાવાદમાં કોઈ નથી એમ દીનેશ માનતો હોવાથી ઉર્મિલાના શબ્દો સાંભળી ઠંડોગાર થઈ ગયો. ઉર્મિલાનું વ્યક્તિત્વ તેના હૃદયફલક ઉપર અજબ રંગોથી ચિતરાયું હતું એટલે દીનેશ તેને માટે માન ધરાવતો હતો. પણ બે કલાકમાં બારહજાર રૂપિયા મેળવવા જેટલી અમદાવાદમાં તેની લાગવગ હશે એવો સ્વપ્ને પણ ખ્યાલ નહોતો આવ્યો. આવી સ્ત્રી ધર્મશાળામાં રહેવા ઇચ્છે તથા એક માણસની ઉદારતાથી આશ્રય મેળવે ને સ્વીકારે તે દીનેશને વિચારમાં નાખી દેવા પૂરતું હતું.

" હવે તમારું પૂર્વજીવન મને જણાવી શકશો ? " કેટલાય વિચાર પછી દીનેશ બોલ્યો.

" ના. હજી વાર છે." ઉર્મિલાએ સ્મિત કરતાં જવાબ આપ્યો.

" જેવી તમારી ઇચ્છા. હું તે માટે વધુ આગ્રહ નથી કરતો."

" વખત આવ્યે બધું જાહેર કરી દઈશ. અત્યારે તમારા આગળ ગુપ્તતા જાળવવાને ખાસ કારણ નથી તોપણ હું માનું છું કે હમણાં જ પડદો ઉપાડી લેવાની જરૂર નથી."

"અહીં રહેવાની મારી માગણીનો શો જવાબ આપો છો ?" દીનેશે વાર્તાલાપની દિશા બદલી.

"અહીં હો તો જૂદી વાત છે પણ તમારે મુંબઇમાં રહેવું ને મારું અહીંનું ખર્ચ આપવું તે ઠીક નથી. આપણી વચ્ચે એવો સંબંધ નથી."

"અહીં સંબંધની વાત નથી. અમદાવાદમાં આવી તમે મારે ત્યાં રહ્યાં છો એટલે જાઓ ત્યાં સુધી મારું આતિથ્ય સ્વીકારો એમ ઇચ્છું છું."

છેવટે દીનેશના અત્યાગ્રહથી ઉર્મિલાએ હા પાડી.

દીનેશ મુંબઇ ગયો. સુરેશ ઉપરનો તેનો પહેલો પત્ર આ પ્રમાણે હતો:—

"પ્રિયભાઈ,

સુખરૂપ પહોંચી ગયો છું. અહીં આવ્યે ત્રણ દિવસ થયા તે દરમિયાન મારે કેવા સંયોગો વચ્ચે નોકરી કરવાની છે તે બરાબર જાણી ગયો છું. પત્રના માલિકને મળવા સાંજે ગયો. જ્યારે હું ગયો ત્યારે તે રવેશમાં લોઢાની ખુરશી નાખી બેઠો હતો. હું એને જોઈને વિચારમાં પડી ગયો. એ મને જોઈને જાણે છેતરાયો હોય ને પશ્ચાતાપ કરતો હોય તેમ મૂઢની જેમ બેસી રહ્યો. મેં માન્યું કે તેણે મારા દેખાવ માટે ભારે કલ્પના કરી રાખી હશે. તદ્દન સાદાં અને થોડાં મેલાં કપડાવાળા માણસની તેણે ભાગ્યે જ આશા રાખી હશે. એની કલ્પનામાં ફેન્સી કપડાંવાળા, દમામદાર યુવાનની મૂર્તિ રમી રહી હશે, પણ મને જોતાં એમાંનું કંઈ દીઠું નહિ. આકૃતિ ગુણ કહે છે પણ બધાં માણસોને નહિ. એમાં ઉંડા અભ્યાસની જરૂર છે. આ માણસે એટલો અભ્યાસ નથી કર્યો એમ કહેવામાં હું બિલકુલ ખોટો નથી. પાસે પડેલી ભાંગેલી ખુરશી ખેંચી લાવી તેની સામે બેઠો, પણ એ મૂઢ પૂતળું બિલકુલ બોલ્યું નહિ. હું મૂંઝાયો. એના મોં પર તરવરતા ભાવો વાંચી એનું હૃદયમંથન સમજી ગયો; પણ એકદમ

સીધી વાત ન કરવાના ઠરાવ ઉપર આવ્યો. એની સાથે વાતચીત થાય તો શરૂઆતમાં મારે જે જાણવાની જરૂર હોય તે જાણી શકાય, એટલે વાત કર્યા સિવાય છૂટકો નહોતો. હું વીસેક મિનિટ મૌન બેસી રહ્યો તો પણ છેવટે મારે જ વાર્તાલાપની શરૂઆત કરવી પડી.

" મેં આપને આજે આવવાનું લખ્યું હતું ને ? "

" હા, આવ્યા તે સારું થયું. "

" એના શબ્દોએ મારા દીલમાં શંકા પ્રગટાવીને હવે શું બોલે છે તે જાણવા ઉત્સુકતાથી તેના તરફ જોઇ રહ્યો. "

" તમને પત્ર લખવામાં કેટલીક ભૂલો થઇ ગઇ છે. " તે બોલ્યો. હું ચમકયો. અહીં આવ્યા પછીથી થયેલી ભૂલો સુધારવા એ પ્રયત્ન કરે છે એમાં ભેદ લાગ્યો. ધાર્યું હોત તો તે મને પત્રથી બધું જણાવી શકત, પણ હવે હું કહી શકું છું કે આમ કરવામાં તેની સ્વાર્થાંધતા અને તે પૂર્ણ કરવા માટે વપરાતી કુટિલ નીતિ સિવાય બીજું કંઇ નહોતું. તે આગળ બોલ્યો, " તમારે અહિ ઉપતંત્રી તરીકે કામ કરવાનું છે. હું ધારું છું કે ભારે નહિ લાગે. "

આમ બોલી તે મારા તરફ તાકી રહ્યો. ઉપતંત્રીનું કામ મેં મારી જીંદગીમાં કરેલું નહિ હોવાથી વિચાર કરી બોલ્યો, "ઉપતંત્રી તરીકે કામ કરવામાં વાંધો નથી પણ મેં કદી એ કામ કર્યું નથી. સમજણ પડી જશે તો ખાત્રી છે કે હું સારી રીતે કામ કરી શકીશ. "

" એક–બે અઠવાડિયાં હું તમારી પાછળ બગાડી બધી સમજણ પાડી શકીશ. "

" તો મને વાંધો નથી. "

" અને એક બીજી વાત—" થોડીવાર અટકી તે બોલ્યો. વાત કરવાની શૈલી અને છટા એવાં હતાં કે તેના શબ્દો સાંભળવા ઉત્સુકતાથી કાન માંડી રહ્યો.

દાઢી અને ગાલ ઉપર હાથ ફેરવતાં તેણે કહેવા માંડ્યું, " તમે જાણતા હશો કે ગૂજરાતમાં પત્રકારોને કેટલી કમાણી છે. આ ધંધો એવો છે કે ઘરના પૈસા બગાડીને આનંદ માનવાનો છે. સેવાભાવથી પ્રેરાઈ હું આ પત્ર કાઢું છું. આપણું પત્ર કંઈ એટલું બધું વજનવાળું નથી ગણાતું એ તમને પ્રથમથી કહી દઉં. આપણું પત્ર મજૂરોનું છે. મીલોમાં સખત કામ કરતા મજૂરોને શેઠિયાઓ પેટ પૂરતું પણ ખાવાનું નથી આપતા. આપણું પત્ર મજૂરોની આવી દયાજનક દશામાં પલટો કરવા માગે છે. સાથે સાથે એ છે કે આપણે મીલમાલેકો ઉપર આંધળિયાં કરી તૂટી પડવાનું નથી. જેમ તેમના અવગુણો માટે કે ભૂલ માટે આપણે કડક કલમે લખીએ તેમ તેમના સદ્‌ગુણો અને સારાં કામ માટે ઉદાર દીલે પ્રશંસા કરીએ, એટલે કે આપણે તટસ્થ રહીએ. આમ છતાં આપણું ધ્યેય મજૂરોના હિત માટે લઢવાનું છે. તમે સમજી શકશો તે પેટપૂરતું નહિ મેળવી શકનાર મજૂરો આપણા પત્રનું ચાર રૂપિયા લવાજમ ન જ ભરી શકે. પરિણામે ગ્રાહકો ઓછા છે; પણ તેથી રખે મૂંઝાતા તમારી કલમ સારી ચાલશે, તમે પત્ર સારી રીતે ચલાવશો તો મીલમાલેકોમાં આબરૂ મેળવી શકશો. આ લાભ ઓછો ન સમજશો. "

આમ કહી તે મારા મોં ઉપરના ભાવ વાંચવા પ્રયત્ન કરવા લાગ્યો. જે માણસ મરતાં મરતાં બોલતો હોય તેના મોંમાંથી આટલું લાંબું ભાષણ સરી પડે ત્યારે જરૂર આશ્ચર્ય અને શંકા થાય. મારા દીલમાં આ બંને જન્મ્યાં પણ દબાવી દીધાં એટલે મોઢા ઉપર શૂન્યતા છવાઇ રહી હતી. એ મારા મોં ઉપરથી શું વાંચી ગયો તે કેમ કહી શકાય ?

" સારા કામથી તમે મીલમાલીકોમાં જાણીતા થશો એમ લાગે છે ને ? "કેટલીક વાર પછી તેણે ધીમા અવાજે સાવચેતીથી પૂછ્યું.

" હા. " જવાબ આપ્યો.

" મજૂરોની સેવા કરવા ઇચ્છો છો ખરા ? "

" હા. "

" સેવા કરવાની તમે ઇચ્છા રાખો છો તે જાણી મને ખૂબ આનંદ થાય છે. હું પણ સેવાભાવથી કામ કરું છું એટલે ખોટ ખમી લઉં છું. આશા રાખું છું કે તમે પૈસા સામું નહિ જુઓ પણ મજૂરો અને પત્રના હિત તરફ જોશો. મેં તમને સિત્તેર રૂપિયા પગાર આપવાનું જણાવ્યું છે અને તે કબુલ મંજુર છે; પણ અત્યારે પત્રની આર્થિક સ્થિતિ નબળી છે એટલે દસપંદર રૂપિયા ઓછા લઇને ચલાવી લો તો સારું. એકાદ–બે માસ પછી મેં કહ્યું છે તે પ્રમાણે સિત્તેર રૂપિયા જરૂર આપીશ. "

હું આ માણસ—મારા શેઠ તરફ અનેક ભાવોથી ભરેલી નજરે તાકી રહ્યો. અહીં સુધી બોલાવ્યા પછી આમ ફરી જનાર—અને તે પણ સેવાભાવ અને ન્યાયવૃત્તિથી છલકાતી દલીલો વાપરી સ્વાર્થ સાધનાર આ મુડીવાદના વિરોધી ઉપર મને ક્રોધ આવ્યો, પણ બોલ્યો નહિ. શું બોલવું તે એકદમ સમજાયું નહિ. છેવટે હા પાડી.

બીજે દિવસે ઑફીસમાં ગયો. એ ઑફીસ નહોતી, કચરો નાખવાની પેટી હતી. એક ટેબલ હતું અને તે પણ જૂના જમાનાનું તૂટી ગયેલું. બે ચાર લોઢાની ખુરશીઓ હતી અને તે પણ બેસીએ તો ધોતિયું ફાડે તેવી. જૂનાં અને નવાં કાગળિયાં અસ્તવ્યસ્ત પડયાં હતાં. ધૂળની તો વાત જ ન કરવી. મારું અહીં આવવું કેટલું ખરાબ હતું તે પહેલે દિવસે જ સમજાયું. હું અજ્ઞાનતાને લીધે આવી ફસાયો છું.

પત્રના માલીકનું નામ છે કંચનલાલ મશરૂવાળા. મારા પહેલાં અહીં મજૂરોની સ્થિતિથી અને અગવડોથી માહિતગાર ઉપતંત્રી હતો. દુ:ખ એ છે કે કંચનલાલ માણસોને સાચવી જાણતો નથી. એ બધા આગળ મિજાજથી બોલે છે ને છળ રમે છે. આથી તેને ત્યાં માણસ ટકતો નથી. આ માણુસ ત્રણેક વરસ ટકયો. પછીથી એને પગારનો લોભ પેઠો. વધુ પગાર માગ્યો એટલે કંચનલાલે

તેને છૂટો કર્યો. તે અને છૂટો થનાર રામશંકર બંને જાણતા હતા કે બંનેને એકબીજા સિવાય ચાલે તેમ નથી. રામશંકરે વધારે પગાર મેળવવા છૂટા થવાની ધમકી આપી હતી પણ છૂટો થવા માગતો નહોતો: પરંતુ કંચનલાલ એની યુક્તિ સમજી ગયો. એટલે વધારે પગાર આપવાની ના પાડી. હવે રામશંકરને ફરજિયાત છૂટા થવું પડયું. તેના સિવાય પોતે ચલાવી લઇ શકે તેમ છે એમ બતાવવા જ કંચનલાલે મને બોલાવ્યો છે. મને બોલાવ્યાની ખબર મળતાં રામશંકરનો એક મિત્ર કંચનલાલને મળ્યો ને પોતે રામશંકરને પાછો મોકલશે, એમ કહ્યું. કંચનલાલ સમજી ગયો કે રામશંકરે તેને મોકલ્યો છે. પણ હવે શું થાય? એજ દિવસે, સાંજે અમદાવાદથી હું રવાના થાઉં છું, એવો મારો પત્ર મળ્યો હતો, એટલે કંચનલાલે રામશંકરના મિત્રની માગણી સ્વીકારી નહિ, આમ છતાં તે રામશંકર પાછો આવે એમ ઇચ્છે છે ને હું ધારું છું કે આવશે. હું ગમે તેટલું સારું કામ કરીશ તો પણ તેને લાવવામાં આવશે એ ચોક્કસ છે; કારણ કે એ પચાસના પગારે કામ કરતો હતો ને પત્રથી જાણીતો હતો. મને જોઇને કંચનલાલ વિચારમાં પડી ગયો તેનું કારણ આ મૂંઝવણ પણ હોય.

અહીં ત્રણ કે ચાર મહિનાંથી વધારે નહિ ટકી શકું એમ મને લાગે છે. આજુબાજુ છળ કપટ રમાય છે, મને તે પસંદ નથી. હજી તો હું ઘણું જાણીશ ને ધારું તો વિરોધીઓની બાજી ઉથલાવી નાખી શકું એમાં શક નથી તો પણ તેમ કરવા ઇચ્છતો નથી. મને ઇશ્વર ઉપર ભરોસો છે. તે જે કરશે તે સારા માટે જ કરશે. કામની કીમત થતી હોય તો તો મને કોઇની દરકાર નથી પણ અહીં તો પૈસાથી હિસાબ ગણાય છે અને એમ જ હોય! પત્ર ખોટમાં ચાલે છે. ત્રણસોથી વધારે ગ્રાહકો નથી. ખર્ચ કંચનલાલ પોતાના ખિસ્સામાંથી નથી કાઢતો. મીલમાલીકોને સતાવી કે તેમની ખુશામત કરી પૈસા મેળવે છે અને વરસ દહાડે બેથી પાંચ હજાર રૂપિયા બેંકમાં

મૂકે છે. સુરેશ, હવે તું સમજી શકીશ કે પત્રનો ઉદ્દેશ મજૂરસેવાનો કહેવામાં આવે છે કંઈ તેમ નથી. ખરો ઉદ્દેશ તો કંચનલાલનાં છોકરાં પાલવવાનો છે.

આવા છળકપટથી ઝેરી બની ગયેલા વાતાવરણમાં, બેકદર માણસ સાથે હું કયી રીતે કામ કરી શકીશ? પાછો ચાલ્યો આવું પણ આર્થિક સ્થિતિ મૂંઝવે છે. આ અને બીજાં કારણોસર હાલ તુરત જેમ ચાલે તેમ ચાલવા દેવાનો નિર્ણય કર્યો છે. ભાઇ, અંદરની વાતો જાણ્યા પછી હું ગમગીન બની ગયો છું. દુનિયામાં સીધાં, સાદાં અને સરળ હૃદયનાં માનવીઓનો જ મરો છે. હું તેમને ધન્યવાદ આપવા અને તેમની પંક્તિમાં જઇ બેસવા ઇચ્છું છું. ભલેને દુઃખોની ધીકતી જ્વાળાઓ ચારે બાજુ વીંટળાઇ વળે, ભલેને રોઈ રોઈને આંખમાંથી આંસુ ખૂટાડવાં પડે પણ જેને માનવધર્મનું ભાન છે તેને જીવવા માટે એક જ રસ્તો છે અને તે નીતિ.

ઉર્મિલાને અડચણ પડવા ન દઇશ. વારંવાર જતો રહેજે ને જોઇતું કરતું લાવી આપવાનું તથા તે કહે તે કામ કરજે. તારી સમાજનું એ એક મૂલ્યવાન મોતી છે. તેને સાચવવાની આપણી ફરજ છે. ગઇ કાલે ચોપાટી ઉપર ફરવા ગયો હતો ત્યાં ઉર્મિલા માટે વિચાર કર્યા. માનવૃત્તિથી મારું દીલ ઉભરાવા લાગ્યું, ઇશ્વરની કૃપા કે એવી નારીનાં દર્શન કરવા પણ હું ભાગ્યશાળી નીવડયો,

મારી ચિંતા કરીશ નહિ. હું અમદાવાદમાં નહિ હોવાથી ઘણા લેણદારો તારી પાસેથી પૈસાની માગણી કરશે. બને તો આપજે. હું બનશે તેટલા પૈસા બચાવીને મોકલતો રહીશ. તારાથી પૈસા આપી ન શકાય તો મારા તરફથી યોગ્ય જવાબ આપજે.

શરીર સારું છે. તારી અને ઉર્મિલાની તબિયતના સમાચાર વારંવાર જણાવતો રહેજે.

લી. તારો
"દીનેશ."

# પ્રકરણ ૨૪

## વિધિના અટ્ટહાસ્ય

શેઠ દુર્ગાપ્રસાદ સટ્ટાના કટ્ટા વિરોધી હતા. એમણે પોતાના તરફથી વહેપાર કરવા રોકેલા વિશ્વાસુ ગુમાસ્તાઓને પણ કરોડો રૂપિયા મળે તેવો સંભવ હોવા છતાં સટ્ટાની રમતમાં ન ઉતરવા સૂચના કરી હતી, પણ માનવીનાં અનેક પ્રબળ મંથનો જ્યારે નસીબનું ચક્કર અવળું ફરે છે ત્યારે નિષ્ફળ નીવડે છે કેટલીક વખત તો બચાવ માટેનાં એ મંથનો નસીબની ઉર્ધ્વ ગતિને વેગ આપે છે. શેઠ દુર્ગાપ્રસાદ માટે આવું થયું. લક્ષ્મીના દુર્લભ ઉછરંગમાં એમનું આખું કુટુંબ કિલકિલાટ કરતું આળોટતું હતું. તે નખરાંબાજ કુદરતને ન ગમ્યું. એમના એક ગુમાસ્તાને કુબુદ્ધિ સૂઝી ને શેઠને જંબાવર નફો કરાવી આપવાના શુભ ઉદ્દેશથી પોતાની હદ વટાવી શેઠને નામે સટ્ટાનો પાસો ફેંકયો. પણ હવે દેવ રૂઠયો હતો. વિધિનાં અનેક મીઠડાં હાસ્ય પછી હવે અટ્ટહાસ્યનો ભોગ બનવાનું હતું. પાસો અવળો પડ્યો. બજારમાં શેઠ દુર્ગાપ્રસાદની શાખ સારી હતી, ધારત તો તેઓ એ શાખને ભોગે દુઃખદ્ સ્થિત્યાંતરના પંઝામાંથી બચી જઇ શકત, પણ વટને જ ખાતર એમણે તે કબુલ કર્યું. પોતાની મોટી મિલ્કત વેચી સાટીને વટ રાખવાનું તેમણે પસંદ

પડયું. પંદર દિવસ પછી આજે મોટરમાં મહાલતો અને હજારો નોકરોને પોષતો શેઠીઓ ગરીબાઈના વાઘા સજી લેશે એમ બે ચાર જણ સિવાય કોઇ નહોતું જાણતું. મગજ સ્વસ્થ ન રહે તેવો આ વિષમ પ્રસંગ હતો પણ શેઠ દુર્ગાપ્રસાદના મોં ઉપર ગંભીરતાની નાની સરખી પણ વાદળી દેખાતી નહોતી. વખતે એકલા બેઠા હોય ત્યારે વિચારમાં પડી જતા તે વણસી ગયેલા ભવિષ્યનાં કરુણ રેખાચિત્રોને દૃષ્ટિ સમક્ષ ઉપસ્થિત થયેલાં જોઇ કંપી ઉઠતા. તેમની આવી દશા બકુલા પણ જાણી નહોતી શકી. આ તેઓ અંતરનું દુઃખ બહાર પ્રદર્શીત ન થઇ જાય તે માટે કેટલી કાળજી રાખતા હતા તેનું જ્વલંત ઉદાહરણ હતું. તેમણે બકુલાને બોલાવી. બકુલા આવીને બેઠી.

"બકુલા! તને તારી સહિષ્ણુતા ઉપર વિશ્વાસ છે ?"

"છે. હું ધારું છું કે વિષમ પ્રસંગમાં પણ લથડી ન જાય તેટલું પ્રબળ મારું માનસ છે."

"તો આજે હું તને એવી જ વાત કહેવા માગું છું. આશા રાખું છું કે તું સ્વાસ્થ્ય ન ગુમાવતાં સ્વસ્થ રહીશ ને મને પ્રોત્સાહન આપી દુઃખના દરિયામાં ડૂબતો બચાવી લઇશ. જો તું ડગી જઇશ તો મને સ્થિર રાખનાર કોઇ નથી. આજ સુધી સ્થિર રહેવા મથ્યો છું, પણ હવે મારામાં શક્તિ નથી રહી."

કોઇ દિવસ નહિ ને આજે આવી રીતે દુર્ગાપ્રસાદને વાત કરતાં જોઇ બકુલાને અનિષ્ટ પ્રસંગના અસ્તિત્ત્વની બીક લાગી. શું બન્યું તે જાણવા જીજ્ઞાસા દોરી લંબાઇ. એની આંખો તગી રહી. ગૌર મુખમંડળ ઉપર ચિત્રવિચિત્ર વાદળીઓ ઉતરી આવી, ઘડીભર બહાલી પસાર થઈ ગઈ. હાલ્યા ચાલ્યા સિવાય તે સ્થિર બેસી રહી. ફક્ત શેઠ દુર્ગાપ્રસાદની આંખો સામે એની આંખો તગી રહી હતી.

શેઠ આગળ બોલ્યા, "આપણી લક્ષ્મી હવે જાળ સંકેલી લે છે. લક્ષ્મીદેવી આપણા ઉપરથી તેમના માયાભર્યા હાથ ઉઠાવી લે છે."

બકુલા કંપી ઉઠી.

"સ્વસ્થ રહેજે. ધ્યાનમાં રાખજે કે તારા પ્રોત્સાહનની દોરી ઉપર મારા જીવનનું ઝુમતું લટકી રહ્યું છે. આપણી મીલો, બંગલા અને જંગમ મિલ્કત વેચાઇ જશે. હવે નોકર ચાકર, મોટર શૉફર ને વાડી વજીફા નહિ મળે. હવે વિધિ રમાડે, નચાવે, તેમ રમવું અને નાચવું પડશે."

બકુલાની આંખમાં આંસુ તગી ઉઠયાં. એક આંસુ જરા આગળ વધી ગાલ ઉપર થઇ ગબડી ગયું. એનામાં બોલવાની શક્તિ નહોતી. શેઠ દુર્ગાપ્રસાદ બકુલા શું બોલે છે તે સાંભળવા કાન માંડી રહ્યા, પણ બકુલા બોલી શકે તેમ નહોતું. એનું મગજ કુદરતના અનિયમિત વેશ પલટાના વિચારોમાં ગરક થઇ ગયું હતું, ભવિષ્યની વિષમ સ્થિતિ વિચારોને લીધે જડ થઇ ગયું હતું. દુઃખની વાદળીઓ એના નાનકડા લલાટ ઉપર સહસ્ત્ર ધારે વરસી ગઇ હતી.

"બકુલા, સ્વાસ્થ્ય ગુમાવે છે?" દુર્ગાપ્રસાદે કરુણ અવાજે પૂછયું.

"ના, હું સ્વસ્થ છું." હિમાલયની કો ઉંડી ગુફામાંથી અવાજ આવતો હોય તેમ બકુલાએ જવાબ દીધો. ભાવિની કલ્પના કરતી તે થોડી વાર બેસી રહી ને બોલી, "હવે આપણે પ્રકૃતિના કાતીલ કોરડાનો પ્રબળ ફટકો ઉઘાડી પીઠ ઉપર ઝીલી લઇએ, વિધિના પ્રલય સંગીતમાં આપણો ઝીણો સૂર મિલાવીએ, દુઃખો સામે ટક્કર ઝીલવા હોશિયાર થઇ પડકાર કરીએ."

"શાબાશ! બકુલા, તારી પાસેથી એ જ માગું છું, તું મજબૂત હોઇશ તો હું મજબૂત છું."

"દેવું આપી દીધા પછી કંઇ વધશે ખરું?"

"ત્રણેક હજાર જેટલું વધશે."

"ઓહો! તો પછી શી ફીકર છે!" બકુલા ઉત્સાહમાં આવી જઈ બોલી; "નાનકડી દીવાસળીમાંથી મહાતલ પ્રગટાવી શકાય છે. તેમ એટલા રૂપિયામાંથી આખી મિલ્કત પાછી લાવી શકીશું. દુઃખી ન થશો. વિધિએ સંસાર સાગરમાં તરતા જીવન જહાજમાંના, શ્રીમંત

સ્થિતિના ઓરડામાંથી બહાર કાઢી દરિયામાં ફેંકી દીધાં છે, પણ આટલી દોરી લટકે છે. મોજાં સાથે ભિષણ યુદ્ધ કરી આપણે જીતીશું ને પુનઃ સુખની ભૂમિમાં જઇ વસીશું."

"વિલાસનું શું કરીશું?"

"આપણી સાથે રહેશે, આપણે ખાઇશું તેવો લુખો સૂકો રોટલો એ ખાશે."

એ જ વખતે વિલાસ ઉશ્કેરાયેલી સ્થિતિમાં આવી પહોંચી દુર્ગાપ્રસાદ ઉપર કઠોર દૃષ્ટિ નાખી ખુરશીમાં બેસીને રોષભરી કડકાઇથી બોલી, "ભાઈ, તમે એમને નોકરીમાં નહિ જ રાખોને!"

"શા માટે?"

"કેમ શા માટે? તમે કેટલો વિચિત્ર પ્રશ્ન પૂછો છો? મારે 'હા' કે 'ના' નો જવાબ જોઇએ છીએ."

"ના."

"તો હું હવે અહીં રહી શકીશ નહિ."

"ક્યાં જશો?"

"જૂદાં રહીશું."

"આ બધું કોણે શીખવ્યું?"

"શીખવનાર કોણ હોય? મારું મગજ નથી ચાલતું તે કોઇને શીખવવાની જરૂર પડે?"

"પણ તું કહેવા શું માગે છે?"

"એ કે એમને નોકરીમાં રાખો કે અમને જૂદાં રહેવા દો. પાંચ રૂપિયા મળશે તો બાજરી-બાવટાનો રોટલો ખાઈને ચલાવીશું."

"જેવી તારી ઇચ્છા. જૂદાં રહીને સુખી થશો એમ લાગે છે?"

"શા માટે નહિ?"

"અત્યારે તો તમારું જીવન બેજવાબદાર બની ગયું છે એટલે ભાવિના પ્રાબલ્યને ભૂલી વર્તમાનના વિલાસ ખેલ ખેલો છો. મને ખીલો બનાવી તમે કૂદો છો. મને મજબૂત જાણી તું કૂદકા મારે છે,

તારા પતિને ભૂલે છે-પત્નીની ફરજો અદા કરતી નથી. તેં વિલાસ માટે ધર્મને વેચ્યો છે, જીવની દરકાર કરી નથી અને મર્યાદાની હદ બહાર કૂદકો માર્યો છે. મર્યાદાનું ક્ષેત્ર વસ્તૃત થતું જાય એમ હું ઇચ્છું છું. પણ તે એટલું બધું નહિ કે ઉચ્છૃંખલતા અને અધર્મ તેમાં સમજાઈ જાય. પેલી ગોઝારી રાત્રી યાદ કર. વિલાસ તારા અધમ આચરણોએ મારા હૃદય ઉપર કેવો ઘા કર્યો છે તેનું તને ભાન નથી. મારી આબરૂનું લિલામ કરી, અધમ વૃત્તિઓને પોષવાનું તું ઇષ્ટ ગણે છે. તમે જૂદાં રહો તેમાં મને વાંધો નથી. સંસાર સંગ્રામના ખેલાય તેટલા દાવ ખેલજે, થાય તેટલું સહન કરજે, અને સંસાર સાગરને પાર કરવા સુખ દુઃખનાં મોજાં ઉપર કૂદજે. જ્યારે નિષ્ફળ નીવડો, સહિષ્ણુતાની હદ આવે અને જીવન ઉપર અમાસની અંધારી ઉતરતી જણાય ત્યારે મારી પાસે આવજે. ગમે તેમ તોય તું મારી માની કૂખે પાકેલી પુત્રી છે. હું ગમે ત્યાં ગમે તેવી સ્થિતિમાં હોઇશ તો પણ તારે માટે થાય તેટલું કરી છૂટીશ. ભલે જૂદાં રહો. એ રીતે સુખી થતાં હો તો થાવ.”

“પણ તમારી મીલમાં આટલાં માણસોને કામ મળે છે તો એમને કેમ ન મળી શકે!”

“હમણાં તને એ નહિ સમજાય.”

છેવટે મકાન ભાડે રાખી રહેવાનો નિર્ણય કાયમ રાખી વિલાસ ગઈ.

## પ્રકરણ ૨૫

### મૂડીવાદનો નાશ કરનારાઓ!

"રજા સિવાય જઇ શકાય જ નહિ."

"એમાં કંઇ મારી ગફલત નથી, માંદગીનો તાર આવ્યો એટલે તાબડતોબ જવું જ જોઇએ. ફોન કર્યો હતો પણ તમને ખબર ન મળી તેમાં મારો શો વાંક?"

"ગમે તેમ, તમારી જગ્યાએ નવી નિમણૂક થઇ ગઇ છે."

"એ નિમણૂક ખોટી છે."

"તે જોવાનું તમારે નથી, મારે પગાર આપવો છે એટલે કોને રાખવો ને કોને ન રાખવો તે મારી ઇચ્છા ઉપર આધાર રાખે છે."

"પણ મારો હક છે."

"માથું ન પકાવો. ખાનગી નોકરીમાં હક જેવું કંઇ નથી હોતું. માલિક તેની મરજીમાં આવે ત્યારે નોકરોને છૂટા કરી શકે છે."

"કારણ હોવું જોઇએ..."

"તમારા 'કેસ' માં કારણ નથી?"

"છે, પણ નોકરી ગુમાવવી પડે તેવું નહિ."

દીનેશ અને તેના શેઠ કંચનલાલ વચ્ચે આ ટપાટપી ચાલી. કંચનલાલ જ્યારે દીનેશ સામે વાત કરતો હતો ત્યારે તે લખતો

હતો. લખાણને મથાળે 'માલિકોની તુમાખી' એટલા શબ્દો મોટા અક્ષરે લખ્યા હતા. અને એ લેખ તેના મજૂર હિતેચ્છુ પત્રમાં પ્રગટ થવાનો હતો.

બન્યું હતું એમ કે અમદાવાદથી સુરેશની માંદગીનો તાર આવ્યો એટલે દીનેશ વહેલામાં વહેલી તકે ઉપડી જવા માગતો હતો. તાર ઘેર આવ્યો હતો એટલે ઓફીસમાં જઈ શેઠને મળીને રજા લેવાય તેમ નહોતું. તેણે ટેલીફોન કર્યો પણ તે સમાચાર કંચનલાલને મળ્યા નહિ; એટલુંજ નહિ પણ ફોન કોણે લીધો હતો તે પણ માલૂમ ન પડયું. દીનેશ તો કંચનલાલને સમાચાર મળ્યા હશે એમ માની ગયો.

દીનેશને નોકરીએ વળગ્યાને આઠમાસ થયા હતા. એ આઠ-માસમાં એટલી ખટપટો ચાલી કે હંમેશાં વાતાવરણ ઉશ્કેરાયેલું રહેતું. પોતાને ઉખેડી નાખવા ખટપટનાં ચક્ર નિરંતર પૂર જોસથી ચાલ્યા કરતાં હતાં, અને તેના સુસવાટાના હૃદયવિદારક ધ્વની કાનમાં ગાજી ઉઠી મસ્તકને ભમાવી નાખતા હતા. છતાં દીનેશે ન સામી ખટપટ કરી કે ન ધસ્યા આવતા અનિષ્ટને ટાળવા પ્રયત્ન કર્યો. કંચનલાલની દ્રવ્ય તૃષ્ણા એટલી બધી હતી કે તે સારા અને નરસા માણસની તૂલના નહિ કરતાં વધારે અને ઓછા પગારથી પોતાના કામ માટેની લાયકાત માપતો. એને પત્રનો દરેક અંક બહાર પાડવો હતો. એ અંક કેવો નીકળે છે તેની દરકાર નહોતી. જરા વધારે પગારના સારા લખનાર કરતાં ઓછા પગારવાળો સાધારણ લખનાર તેને વધારે પસંદ પડતો, તેથી કંચનલાલ દીનેશને ખસેડવા યુક્તિ શોધી રહ્યો હતો. દીનેશને અમદાવાદ જવું પડયું એ પ્રસંગનો લાભ લઇ તેણે નવી નિમણુંક કરી દીધી.

દીનેશે ઑફીસમાં આવી જોયું તો તેના ટેબલ ઉપર કોઈ નવો માણસ કામ કરી રહ્યો હતો. દેખાવમાં રૂપાળો હતો પણ અક્ષર ખરાબ હતા. તેનાથી થોડે છેટે પડેલા એક ટેબલ ઉપર કોણી ગોઠવી

કંચનલાલ લખી રહ્યો હતો. દીનેશ તેના પાસે ગયો ને લોઢાની ખુરશી ખેંચી લાવી ઉપરનું કસ્તર ઉરાડી નાખી બેઠો, ત્યાંસુધી કંચનલાલ કંઇ બોલ્યો નહિ.

"હું આવી ગયો છું." દીનેશે કહ્યું.

"ક્યાં ગયા હતા?"

"અમદાવાદ."

"ખબર તો આપવી જ જોઇએને!"

"દીનેશ ચમકયો, ને બોલ્યો, 'શું મારો ફૉન નહોતો મળ્યો?' તમે જવાની રજા પણ આપી હતી ને!"

"ખોટી વાત છે." ગુસ્સાથી કંચનલાલ બોલ્યો, "મને છેતરવા માટેની આવી ચાલાકી કામ નહિ આવે."

"એ ચાલાકી નથી તદ્દન સાચી વાત છે."

"તો પછી ફૉન કોણે લીધો?"

"તે હું શું જાણું?"

"તો પછી મારે જાણવું રહ્યું કે તમેં રજા સિવાય ચાલ્યા ગયા છો. આ ઑફીસ તમારી સગવડ માટે નથી, સમજ્યા? તમારી જગ્યાએ નવી નિમણૂક થઈ ગઇ છે અને તે કોઇ પણ કારણવશાત્ રદ કરવા માગતો નથી. તમે છૂટા છો."

આ પછી દીનેશ અને કંચનલાલ વચ્ચે ખૂબ ટપાટપી થઈ, જેનો થોડોક ભાગ પ્રકરણની શરુઆતમાં આવી ગયો છે. એ ટપાટપીનું અને દલીલોનું કંઈ પરિણામ ન આવ્યું, કારણ કે દ્રવ્ય-લોલૂપતાના હડકવાથી પીડાતા કંચનલાલે ન્યાય અને નીતિને ઘોળી પીધા હતાં. દીનેશની સંગીન દલીલો એ જડભરત ખોળિઆ આગળ પાછી પડી. મજૂરહિતની લાંબી પહોળી વાતો કરવા છતાં એ જ મજૂરોની ધોરી નસ ઉપર છરી મૂકી તેમના પૈસાથી તાગડધિન્ના કરતા, મૂડીવાદની વિરુદ્ધનાં ગીત ગાતા, મૂડીવાદી કીડાએ દીનેશને નહિ કલ્પેલી એવી તુમાખીનો અનુભવ કરાવ્યો.

સંસ્થાઓના સુકાળના આ વખતમાં એવી ઘણીય સંસ્થાઓ ચાલે છે જે જેનું હિત કરવાના ઉદ્દેશથી ચાલુ થઇ હોય તેનું જ લોહી ચૂસે છે. બહારનો ભપકો એટલો બધો હોય છે કે ઘણાં અંજાઇ જાય છે ને અંદરની પોલથી તથા ન્યાય, નીતિ અને સેવાના મીઠા શબ્દોથી દેવાતા ઝેરથી અજ્ઞાત રહે છે. આવા માણસો બહારના ભપકાનાં સુંદર વર્ણનો કરે છે, એટલે સંસ્થાના ચાલકોના હાથ વધારે મજબૂત બને છે. પરિણામે ભલાં, ભોળાં અને સીધી લીટીનાં માણસોના ગળા ઉપર છરી ફરે છે. મૂડીવાદના ભયંકર સ્વરૂપને ઉઘાડું પાડનારાઓ અને મૂડીવાદના પંઝામાંથી ગરીબોને બચાવવાની બાંગો પોકારનારાઓ બીજાને સુધારવા મંથન કરે છે પણ પોતે સુધરતા નથી. એમના વહિવટ હેઠળ મૂડીવાદના એ જ ઘમંડે કેટલું હૃદયવિદારક કાર્ય કર્યું છે તેનો હિસાબ ગણવા તેઓ કોઇ દિવસ બેસતા નથી. ગરીબોને ઉગારવા એ કર્તવ્ય છે પણ એ કર્તવ્ય કરવાનો દેખાવ કરતાં ગરીબોનું જ લોહી ચૂસવું તે નર રાક્ષસનું કામ છે.

આવા એક નર રાક્ષસના આવાસમાંથી, ઉજળા ઠગો ઉપર શાપ વરસાવતો દીનેશ બહાર નીકળ્યો. એનો પગ લથડતો હતો, મોં મ્લાન હતું, આંખો ભીની હતી.

## પ્રકરણ ૨૬

## અધૂરામાં પૂરું

અમદાવાદમાં આવી પોતાના મકાનમાં દાખલ થતાં દીનેશે જોયું કે જૂના જમાનાના મેલાં કપડાંવાળા એક ડોસા બેઠા છે ને તેમની આજુબાજુ પોટલામાંનાં કપડાં તથા દોરી–લોટો પડ્યાં છે. નળ આગળ જોયું તો મહેમાન થયેલા મામા સ્નાન કરી રહ્યા છે, વાળ વગરના માથા ઉપર પાણીની ધાર પડી રહી છે ને મામા બોલે છે, 'ગંગામાં નાહ્યા, ગોદાવરીમાં નાહ્યા, યમુનામાં નાહ્યા...' નદીઓનાં નામ દેવાતાં રહ્યાં ને નળ નીચે બેસી મામા એ નદીઓમાં સ્નાન કરવા લાગ્યાં !

" મામા કેમ છો ? " દીનેશે પૂછ્યું.

મામાએ હાથની ઈસારત કરી થોડી વાર પછી વાત કરીશું એમ કહ્યું એટલે દીનેશ આગળ વધ્યો. ઉર્મિલા રસોડામાં બેઠી બેઠી રસોઇ કરી રહી હતી. દીનેશનો અવાજ સાંભળી તે બહાર આવી. બંનેની આંખો આનંદથી નાચી ઉઠી. દીનેશ આગળ વધ્યો ને લૂગડાંની વચ્ચે બેઠેલી મૂર્તિ પાસે આવ્યો, નજર ફેંકી પણ ઓળખાણ ન પડયું એટલે નમસ્કાર કરીને બેઠો.

થોડીવાર પછી મામા નાહી રહ્યા ને સંસ્કૃત શ્લોકો બોલતાં

બોલતાં વાતે વળગ્યા, આડી અવળી વાતો પૂરી થઇ રહી તેથી શ્લોક પૂરા થઇ રહ્યા કે શ્લોક પૂરા થઇ રહ્યા તેથી વાતો પૂરી થઇ રહી.

" આ આપણી ન્યાતના પટેલ છે. " મામાએ બીજી વ્યક્તિનું ઓળખાણ આપતાં વાતની શરૂઆત કરી. " પૈસાદાર હતા પણ હમણાં લાચાર દશામાં આવી પડયા છે. તું એમને કંઇક મદદ કર. ગઇ કાલના આવી અમે બંને તારી રાહ જોઇએ છીએ, અમને શી ખબર કે તું મુંબઈમાં રહે છે ! "

દીનેશ ડોસા તરફ તાકી રહ્યો એટલે મામા બોલવા લાગ્યા, " એ કામના છે. તારે માટે જરૂર લઢવાના ને ન્યાતબહાર મૂકાતો અટકાવવાના. "

દીનેશની આંખ ફાટી, " હું ન્યાતબહાર ? શાથી ! "

" આ વિધવાને ઘરમાં ઘાલી છે..."

" એ વિધવા નથી. " દીનેશ બરાડયો.

" બધા એમ કહે છે. એવી રખડતી બાયડીઓને ઘરમાં ઘાલનાર તું કુલાંગાર પાકયો. "

" અને કુલાંગાર પાસેથી લાંચ પડાવવાનો ઇરાદો રાખો છો ? "

" એ લાંચ નથી બેવકૂફ ! "

" તો શું છે ? "

" અને બધું રહેવા દઇને મુદ્દાની વાત કર. કાલે ન્યાત ભેગી થવાની છે ને તને તેડવા અમે આવ્યા છીએ. આ ભાઇને કંઇક આપીશ તો તારા ભણી બોલશે, અને એ બોલશે એટલે બીજા પચીસ જણા બોલવા લાગશે. "

" ન્યાતને ઠીક લાગે તેમ ભલે કરે, પણ લાંચ આપી ભાડૂતી બોલનારા મારે નથી ઉભા કરવા. "

" તો ફૂટ કપાળ ને કાઢ રાતું. " કહી ક્રોધથી કંપતા મામા થોડી વાર બેસી રહ્યા. થોડી વાર પછી બોલ્યા, " આ બાયડીને કાઢી મૂક. "

" એ નહિ બને. "

" તો જ્ઞાતિબહાર રહેવું પડશે. "

" જોઇશ. "

" તો ખાઈ પરવારીને બે વાગ્યે નીકળીએ. તું ખાઇ લેજે, અમે સુખડી લાવ્યા છીએ તે ખાઇશું. "

" અહીં નહિ જમો. "

" તારા જેવા વટલાયેલાના ઘરનું ખાઈએ તો નરકમાં સડવું પડે. "

આ ભાન વગરના પૂતળાને વધુ બોલાવવાનું ઇષ્ટ ન લાગવાથી દીનેશ સ્નાન કરવા ચાલ્યો ગયો, સ્નાન કરીને જમવા બેઠો. ઉર્મિલાને આગળથી ખબર આપવામાં આવી હતી એટલે તેણે દીનેશને ભાવતી રસોઇ તૈયાર કરી રાખી હતી. દીનેશે જમતાં જમતાં ઉર્મિલાને કહ્યું, " તમારે પણ મારી સાથે આવવું પડશે. "

" આવવામાં મને વાંધો નથી પણ શા માટે આટલું બધું દુ:ખ વેઠવા તૈયાર થાવ છો ? "

" આ પ્રશ્ન કેવો ? "

" મને જવા દો તો ? "

" શા માટે ? "

" જ્ઞાતિલોકો તમારો બહિષ્કાર કરશે ને દુ:ખ દેશે. "

" હું દુ:ખો સહન કરવા જ જન્મ્યો છું. "

" દુ:ખદાયક થઇ પડવું તેના કરતાં તમારી ઇચ્છા હોય કે ન હોય તો પણ ખસી જવાનું મને ઇષ્ટ લાગે છે. "

" તો પછી હું–નહિ કહું. "

પરવારીને ડોસાઓ સાથે દીનેશ અને ઉર્મિલા સ્ટેશન તરફ ચાલ્યા. ટીકીટ કઢાવી ગાડીમાં બેઠાં એટલે બંને ડોસાઓએ દીનેશને સમજાવવા માંડયો; પણ તે ઉર્મિલાને કાઢી મૂકવા સંમત ન થયો.

બીજે દિવસે સાંજે ધર્મશાળામાં ન્યાત ભેગી થઇ. મગનકાકા, મથુરકાકા અને ચતુરકાકા એ ત્રણે પટેલીઆઓ પધાર્યા હતા. ઘણુ માણુસો તેમની તરફ જોતા બેઠા હતા. બધાનાં કપડાં મેલાં હતાં ને કેટલાકનાં શરીર ઉપર પૂરતાં કપડાં પણ નહોતાં. પેલા ખાંયણીઆ જેવી પાઘડીનો મેલો ડૂચો માથે મૂકી બેઠેલા, પાંસળાં ગણી શકાય તેટલા પાતળા શરીરવાળા, ટીંટોડી જેવા મગનકાકા. પેલા સાડાચાર મણુની કાયા ઉંચકી ફરતા, લચી ગયેલી ગણુપતિ જેવી ફુંડ ઉપર હાથ ફેરવતા અને જાડાં નસ્કોરાંને ફૂલાવી જાડા કર્કશ અવાજે બોલતા મથુરકાકા. પેલા ગટ્ટા અને વાળના જંગલથી ચામડીની જમીન દેખાતી નથી તેવા એકલું ધોતિયું પહેરી ધમણુની જેમ હાંફતા બેઠેલા રીંછ જેવા ચતુરકાકા. પેલા ચીપી ચીપીને બોલતા, પાતળા મોં અને પાતળા શરીરવાળા, ચીપડાથી શોભીતી આંખો ધારણ કરનારા ઉગતા પટેલ પુરુષોત્તમ. આવા અનેક ચિત્રવિચિત્ર મહાપુરુષોથી શોભીતું પંચ ભરાયું હતું ને બૂમબરાડાથી ધર્મશાળાનું મકાન ગાજી રહ્યું હતું.

એ વખતે યુવકોની એક સભા ભરાઇ હતી તેમાં દીનેશ બોલતો હતો, “ મેં સત્ય વાત કહી દીધી છે. ઉર્મિલા કુમારિકા છે અને અમે શુદ્ધ છીએ; છતાં કેટલાક ખટપટીઆઓએ આ બાજી ગોઠવી વિઘ્નસંતોષી સ્વભાવને સંતોષવા ખટપટ કરી છે, જ્ઞાતિમાં રહેવું કે ન રહેવું તે બંને મારે માટે સરખાં છે, પરંતુ અન્યાય આગળ નમતું ન મૂકવા અને અન્યાયનો પ્રતિકાર કરવા અહીં આવ્યો છું. જ્ઞાતિઓએ જીવવું હોય તો ક્ષેત્રનો વિસ્તાર કરવો પડશે. કૂવામાંના દેડકા રહેવાનું હવે પાલવે તેમ નથી. આ વીસમી સદી છે, અને વીસમી સદીની ભાવનાઓ આપણે નહિ ઝીલીએ તો પ્રગતિમાં પાછા પડી જઇ વિનાશની એડી તળે કચરાઇ જઇશું. જ્ઞાતિઓનો નાશ કરવાનો પ્રશ્ન ચર્ચાઇ રહ્યો છે, આજે જે ચર્ચામાં છે તે આવતી કાલે મૂર્ત સ્વરૂપ પકડશે. જ્ઞાતિઓએ જીવવું હોય તો પોતાની ઉપયોગિતા સિદ્ધ

કરી આપવી પડશે. લાલચુ અને બોલકણા જુઠ્ઠા હૃદયના મારકણા આગેવાનોમાં જ્ઞાતિની ઉપયોગિતા નથી, ઉંધાંછતાં કરી લાકડે માંકડાં વળગાડવામાં જ્ઞાતિની ઉપયોગિતા નથી, પોતાનાં બાળકોને કેળવવામાં, સ્ત્રી સમાજની ઉન્નતિ કરવામાં, અને જીવનને હળવું તથા સુગંધીયુક્ત બનાવવામાં જ્ઞાતિની ઉપયોગિતા સમાયેલી છે. જે જ્ઞાતિનું દીલ એટલું બધું સંકૂચિત હોય કે સાથે રહેતાં શુદ્ધ સ્ત્રીપુરુષને પાપી અને ભ્રષ્ટ જોઇ તેમને સંતાપવા પ્રયત્ન થતો હોય તે જ્ઞાતિનો વિનાશકાળ બહુ દૂર ન જ હોઈ શકે. કાં તો બળવો ફાટી નીકળે ને જ્ઞાતિનું અત્યારનું ગંધાતું રૂપ નાશ પામી નવું સુંદર સ્વરૂપ પ્રગટે. યુવાનો, જ્ઞાતિ ગંગા અત્યારે ગંધાઈ ઉઠી છે તેને સ્વચ્છ બનાવવાનું કામ તમારું છે. તમારો વખત આવી પહોંચ્યો છે. "

યુવકોની સભા વિસર્જન થયા પછી દીનેશ ધર્મશાળામાં આવ્યો. સેંકડો આંખોની તિરસ્કારના તણખા વેરતી દૃષ્ટિ તેના ઉપર પડી. એક વખત ધીમો ગણગણાટ પ્રસરી શાન્ત થઇ ગયો ને કુતૂહલવૃત્તિથી સેંકડો હૈયાં ધબકવા લાગ્યાં.

દીનેશ બેઠો એટલે મથુરકાકા જાડા અવાજે કહેવા લાગ્યા, " ભાઇ, તારો બાપ કોણ ? તારું કૂળ કોણ ? તારાથી રાંડેલીને ઘરમાં ઘલાય ? "

" ઉર્મિલા રાંડેલી નથી. "

" તોય શું ? એને ઘરમાંથી કાઢી મૂકીશ તો જ્ઞાતિ તારા ઉપર રહેમ નજર રાખશે. "

" મારાથી તેમ થઇ શકશે નહિ. "

" તો જ્ઞાતિબહાર રહેવું પડશે. "

" જેવી જ્ઞાતિજનોની ઇચ્છા. "

" જ્ઞાતિબહાર મૂકનાર કોણ છે ?" એક બાજુથી કોઈ જુવાનનો ફાટેલો અવાજ ગાજી ઊઠયો.

ગરબડાટ જાગી ગયો. અવાજ થતાં ઝાડ ઉપર લટકેલી વાગોળો ફફડી ઉઠે તેમ જ્ઞાતિજનો ફફડી ઉઠયા–' ઓ કોણ છે?' 'કયા તિસ્મારખાંનો બેટો છે?' 'એ આજકાલનું છોકરું.' વગેરે અવાજોની ઝાડીઓ વરસવા લાગી. એ જ વખતે એક બાજુએ મોટા હોંકારા સંભળાયા ને થોડીવાર પછી મારામારી ચાલુ થઇ. ત્યાં આગળ જુવાનોનું મંડળ બેઠું હતું. એક જણે એક જુવાનને ધોલ લગાવી એટલે તે જુવાનનાં કુટુંબીઓએ સામો જવાબ આપ્યો. દીનેશ ત્યાં દોડી ગયો પણ એકેય જુવાન મારામારીમાં સામેલ થયેલો નહોતો એ જોઈ કરવા યોગ્ય પ્રયત્નો કરવા લાગ્યો.

છેવટે બીજે દિવસે ભેગા થવાનું ઠરાવી બધા વિખરાઈ ગયા.

રાતના બારને સુમારે દીનેશ ઘેર આવ્યો. જોયું તો ઉર્મિલા નહોતી. દીનેશના દીલમાં ફાળ પડી. આડોશીપાડોશીઓને પૂછી જોયું પણ કોઈ ઉર્મિલા વિષે સંતોષકારક જવાબ આપી શકયું નહિ. દીનેશની દશા વિપરીત થઇ પડી. ' ઉર્મિલા નાસી ગઈ' એવી વાત આજુબાજુ જાગતાં માણસોમાં ફેલાઇ ગઇ. જૂના વિચારના દીનેશના હિત શત્રુઓને હસવાનું મળ્યું, પણ દીનેશનું દીલ ચીરાઈ જવા લાગ્યું. તે બેભાન જેવો બની આમતેમ રખડવા લાગ્યો. કેટલીક વાર પછી ' ઉર્મિલા કંઇ લખાણ મૂકતી ગઇ છે કે નહિ?' એવો પ્રશ્ન અંતરમાં સ્ફૂર્યો, દીનેશે ઝપાટાબંધ ઘરમાં તપાસ કરી તો એક કાગળ મળી આવ્યો. ભારે ઉત્સુક હૃદયે વાંચવા માંડયો.

" મારે માટે અપાર દુઃખો વેઠનારા ઓ ઉદાર હૃદય, તારાથી છૂટું પડવું પડે છે. જીવનમાં મેં બહુ માણસો જોયાં છે પણ દીનેશ એ વ્યક્તિજ નિરાળી છે. એવા મિત્રથી છૂટા પડતાં કોને દુઃખ ન થાય? મને દુઃખ થાય છે. હૃદય ચીરાય છે પણ હવે તમારી સાથે રહેવામાં જડતા અને નીચતા દેખાય છે, તમે મારે માટે [illegible] સહન કર્યું છે. વધારે સહન કરાવવાની શકિત નહિ હોવાથી જાઉં છું.

મારે લીધે તમારે જ્ઞાતિબહાર રહેવું પડે તે હું ઇચ્છતી નથી. જો કે તે માટે તમે તૈયાર છો પણ મીઠા ઝાડનાં મૂળ ખોદવાનું કામ મારાથી થઇ શકે તેમ નથી. અને હું કંઈ બીજી જગ્યા મેળવવા અસમર્થ નથી. એવી સ્થિતિમાં હતી ત્યારે તમને દુઃખમાં ધકેલીને પણ મેં તમારી ઉદારતાનો અનુભવ કર્યો છે. હવે વધુ અનુભવ કરવા તમને વધુ દુઃખી કરવાનું ઇષ્ટ લાગતું નથી.

તમારી પાસે રજા માગવાનો એક વખત વિચાર કર્યો હતો પણ રજા મેળવવાનું અશક્ય હોવાથી આ રીતે ખસી જાઉં છું. સદાને માટે નહિ, ફરીથી પ્રત્યક્ષ કે પરોક્ષ મેળાપ જરૂર થશે. દુઃખી ન થશો કે મારા આ પગલાને અવિચારી યા ઉદ્ધત ન કહેશો.

લિ. તમારી
ઉર્મિલા.

પત્ર વાંચી હાથ વડે કપાળ અને માથું દબાવી દીનેશ જમીન ઉપર બેસી ગયો. આંખમાંથી તૂટી પડેલાં ચાર-પાંચ અશ્રુબિંદુઓએ જમીનને ભીની કરી કાળા ડાઘા પાડયા.

## પ્રકરણ ૨૭

### સળગતો સંસાર

દીનેશ દુઃખી દીલે અમદાવાદ આવ્યો. તેને જ્ઞાતિબહાર મૂકવામાં આવ્યો હોત તો જેટલું દુઃખ ન થાત તેટલું ઉર્મિલાના ચાલ્યા જવાથી થતું હતું. તે શૂન્ય વદને ઘરમાં દાખલ થયો ને એક જગ્યાએ બેસી ગયો. ઉર્મિલા વિનાનું ઘર ખાવા ધાતું લાગ્યું. જ્યારે સુરેશ મળવા ગયો ત્યારે ઉર્મિલા ચાલી ગયાના સમાચાર કહી સંભળાવતાં દીનેશ મોટા અવાજે રડી પડ્યો. સુરેશે તેને શાન્ત કર્યો ને બંને મિત્રો વાતે વળગ્યા.

" સુરેશ, જ્ઞાતિલાઓએ આગ્રહ ચાલુ રાખ્યો, એટલે ઉર્મિલા ચાલી ગઈ. તે ગઈ એટલે કશો નિર્ણય કરવાનો રહ્યો નહિ. જ્ઞાતિમાં જ રહ્યો. "

" કેટલી ઉદાર સ્ત્રી ? "

" ખરેખર, એ ઉદારતાનો અવતાર અને..."

" દુર્ગાપ્રસાદને ભારે ખોટ ગઇ તે જાણ્યું ? " સુરેશે દીનેશને બોલતો અટકાવી પૂછ્યું.

" ના. "

" દેવું પતાવતાં થોડાક હજાર રૂપિયા અને ' ગ્રીન કૉટેજ ' બચ્યાં છે ને સાથે પેરીસમાંની એક પેઢી જીવતી રહી ગઇ છે. એ પેઢીએ નફો ન કર્યો તેથી દેવાદાર થતા બચી ગયા. અત્યારે રહે છે ' ગ્રીન કૉટેજ 'માં પણ ન મળે મોટર, કે ન મળે નોકર. જ્યાં વિલાસ રહેતી હતી ત્યાં તેમનું કુટુંબ રહે છે, ને બાકીનો ભાગ ભાડે આપ્યો છે. "

" વિલાસ ક્યાં રહે છે ? "

" શાહપુર–મંગળ પારેખના ખાંચામાં. "

" જૂદી રહે છે ? "

" હા. મહેન્દ્ર ખરાબ મિત્રોની સોબતમાં રખડયા કરે છે ને કમાતો નથી. બધા પૈસા ઉડાવી દીધા છે. "

" બિચારી વિલાસ ! "

" દયા આવે છે ? એને દયા નહોતી આવી તમારી જીંદગી પાયમાલ કરતાં, ને તે પૈસાએ પાયમાલ થતાં તમને દયા આવે છે ? "

" એને ગમે તે કર્યું, આપણે તે ભૂલી જઇએ. ભૂલી જવાય નહિ તો પણ તિરસ્કાર તો ન જ રાખીએ. હું અત્યારે જ વિલાસને મળવા જવા ઇચ્છું છું. તું આવીશ ? "

" ના. "

" તો હું એકલો જઇશ. "

દીનેશ ઘાયલ દીલે ચાલવા લાગ્યો. જગત આખાનાં દુઃખોનો પોટલો ઉપાડી ચાલતા માણુસના પગની જેમ તેનો પગ આડો અવળો પડતો હતો. કોઈ વખત ઠેસ વાગતી હતી તો કોઇ વખત ધૂળ ઉડતી હતી. ધૂનમાં ને ધૂનમાં રતનપોળ વટાવી, ઘી કાંટા રોડ ઉપર થઈ નોવેલ્ટી સિનેમા આગળથી આગળ ચાલી મિરજાપુર રોડ ઉપર આવ્યો તેનું પણ ભાન ન રહ્યું. મિરજાપુર રોડ ઉપર તે ચમકયો. પોતે ક્યાં છે તેની તપાસ કરવા લાગ્યો. સમજણ પડી, વળી આગળ ચાલ્યો.

કોઇ સ્ત્રીએ બૂમ મારી.

સ્વર પરિચિત હતો. દીનેશે પાછળ જોયું તો એક યુવતિ હતી! કીમતમાં હલકી છતાં સુશોભિત લીલી સાડીમાં ગૌર મુખ ઝળકતું હતું. ઓળખાણ પડી. આહા! મોટરોમાં મહાલનારી અને ઊંચી એડીવાળાં બૂટ પહેરનારી ચંપલ પણ મેળવી શકતી નથી! ભાડે ગાડી પણ કરી શકતી નથી!

" કેટલે વખતે મળ્યા? આટલી બધી અવકૃપા? મારે ઘેર તો એક દિવસ પધારો." તે સ્ત્રીએ કહ્યું. " ચાલો, અત્યારે જ આવું છું."

વિલાસને આગળ ચાલવા દઈ દીનેશ પાછળ પાછળ ચાલવા લાગ્યો. ભૂતકાળનાં સંસ્મરણો સ્મૃતિપટ ઉપર તરવરી ઉઠયાં. કયાં એ વિલાસ! કયાં એ લક્ષ્મીનો મદ! કયાં એ મોજશોખ! અને આજે? આજે જે મોં ઉપર પહેલાં ગુમાની હતી તે મોં ઉપર દુઃખો સહી સહી ઉત્પન્ન થયેલો કંટાળો દેખાય છે. પહેલાં જગત ઉપર જે વિજેતાની ગરવી દૃષ્ટિ ફેંકતી હતી તે આજે જગતની દયાની ભીખ માગતી લાચાર દૃષ્ટિમાં પણ નિષ્ફળતા દેખે છે! પહેલાં જે અંગના અણુએ અણુમાં સ્ફૂર્તિ અને તનમનાટ હતાં તે અંગમાં આજે હૃદયદ્રાવક શિથિલતા છે! પહેલાં તે ચાલતી હોય ત્યારે ઠેકડા મારતી ને તેની મૂલ્યવાન ઝીણી સાડી પવનમાં ફરફરી ઉડતી. આજે, આજે! ઓ ભગવાન કેટલું અગમ્ય તારું વર્તન?"

મકાન આવ્યું ને વિલાશ તેમાં દાખલ થઇ. ધૂનમાં ને ધૂનમાં દીનેશ આગળ ચાલવા લાગ્યો.

" અહીંઆ."

" ઓહો! હું તો આગળ ચાલ્યો જાત." કહી દીનેશ હસી પડયો.

વિલાસે એ હાસ્યનો જવાબ હાસ્યથી આપવા પ્રયત્ન કર્યો. પણ એનું હાસ્ય કરુણાથી વીંટળાઇ ગયું. રોજે ચોવીસે કલાક તેના હૈયામાં જે સગડી ધીકતી હતી, તેની ઉષ્મા તેના પ્રત્યેક અક્ષરમાં વસતી હતી. વિલાસની નિષ્ફળતા સમજી ગઇ. તેને ઢાંકવા દાદર ચઢવા લાગી. દીનેશ તે દાદર ચઢી ગઇ ત્યાર પછી દાદર ચઢયો.

ઘરમાં રાચરચીલું નહોતું. ઘર પણ મોટું નહોતું. એક નાનકડી ઓરડીમાં " ગ્રીન કૉટેજ " નામનો બંગલો સમાઇ ગયો હતો. એકલો ઓરડીનો દેખાવ જ વિલાસના કમભાગ્યનો ઇતિહાસ કહી દેતો હતો. દીનેશ બધું સમજ્યો. વિલાસે નાખેલા કોથળા પર નિસાસો નાખી બેઠો. વિલાસ કંઇક ધમાલમાં પડી ગઇ.

" જયંત! ભાઇ ! બે પૈસાનું દૂધ લાવી આપશો ? "

" ના. હું તો નહિ જાઉં. "

" બબુભાઇ તમે ? "

" હું કંઇ તમારો નોકર છું? "

" જસુબહેન, તમે લાવી આપશો ? "

" હું વાસણ ધોઉં છું. "

" જરા હાથ ધોઇ નાખોને ! "

" શા માટે નહિ ? તમારે માટે હાથ ધોઇશું ! "

" જરા બેસજો, હું પાંચ મિનિટમાં આવું છું." વિલાસ ચાલવા લાગી.

" ચાની ડખલ રહેવા દો. મારે નથી પીવી. " દીનેશે કહ્યું.

" પીવી જોઇએ. "

વિલાસ ચાલી ગઇ. દીનેશ શાન્ત બેઠો.

" માજી, એક પૈસો ઉછીનો આપશો ? " નીચે વિલાસનો અવાજ સંભળાયો.

" શું કરશો ? "

" મહેમાન છે, બે પૈસાનું દૂધ લાવી ચા મૂકવી છે. મારી પાસે એક પૈસો છે. "

" પાછો ક્યારે આપશો ? "

" થોડા દહાડામાં. "

વાતચીત અટકી. દસેક મિનિટ પછી વિલાસ પાશેર દૂધ લઈ આવી પહોંચી. એક ખૂણામાં પડેલાં છાણાંમાંથી બે લઈ, ટૂકડા કરી

ચૂલામાં મૂક્યા. દેવતા પાડવા માંડ્યો. ફુંકી ફુંકીને વિલાસની આંખોમાં પાણી ભરાઇ આવ્યું ને તે લૂંછી લૂછીને એના કોમળ ગાલ ઉપર લાલાશ આવી ગઇ હતી. વિલાસ ગડમથલમાં પડી હતી તે દરમિયાન દીનેશે બધી વસ્તુઓ ઉપર વારંવાર નજર ફેરવી. ચા તૈયાર થઈ ગઈ, દીનેશને વાડકી ભરી આપી. વિલાસ પણ એક વાડકીમાં ચા લઈ સામે બેઠી.

" બધું જાણ્યું ? " વિલાસે પૂછ્યું.

" હા. " દુઃખી અવાજે કહી દીનેશ આગળ બોલ્યો. "તમારે માટે વધુ જાણવા ઉત્સુક છું. "

" આટલા બધા દિવસમાં એક દિવસ તો મળવા આવવું હતું !" ઠપકો દેતી હોય તેવા અવાજમાં વિલાસ બોલી.

" તમે મારી સાથે વાત કરવા રાજી નહોતાં એટલે મળવા આવવાનું પ્રયોજન નહોતું. વળી હું મુંબઈ હતો. તમારી વિપરીત દશાના સમાચાર જાણીને તરત જ મળવા આવ્યો છું. "

" ઉપકાર થયો. "

" મહેન્દ્ર ક્યાં ? "

દીનેશને મોંએ મહેન્દ્રનું નામ સાંભળતાં વિલાસના અંતરનો મહેરામણ તોફાને ચઢ્યો. ભૂતકાળ સ્મૃતિ ઉપર તરી આવ્યો. સામે બેસી પારકી સ્ત્રી સાથે થાય તેવા સંકોચથી વાતચીત કરનાર દીનેશ એક દિવસ એના હાથની ભિક્ષા માગતો હતો. આશાભેર લંબાયેલા એ હાથને તરછોડી કાઢી મહેન્દ્રને સ્વીકાર્યો હતો. 'પ્રેમલગ્ન'થી સંસારમાં સ્વર્ગ ભોગવવા ઇચ્છતી અને વિલાસ માટે વલખાં માર્યા કરતી વિલાસ આજે સાવ ભિખારણુ બની ગઈ હતી. તેની પાસે કશું નહોતું. નહોતું દ્રવ્ય કે નહોતો પતિપ્રેમ. બેમાંથી એક હોય તો જીવનમાં મઝા રહે. એક ખોટ બીજી રીતે પૂરાય. પણ વિલાસ એની પોતાની બેવકુફીથી બંને ગૂમાવી બેઠી હતી. ખરું છે કે વિધિએ લખેલા દસ્તાવેજના આંકડા માનવનયન ઉકેલી શકતાં નથી, પણ

જીવનભર અંધારાં ઉલેચવાં પડે તો તે વાંક ભૂતકાળમાં કરેલી એવકુફાઇનો પણ હોય છે અને તેમાંથી માનવી બચી શકે છે. તેમ ન થઈ શકે તો પછી બીજી કોઇ રીતે સંતોષ અનુભવે છે. પણ લક્ષ્મીના તોરમાં ઘણાં માણસો બેભાન બની જાય છે. એ બેભાનાવસ્થામાં વિલાસે જીંદગીને વિલાસની લાલચમાં હોમી દીધી, સ્ત્રીધર્મનું લિલામ કરી નાખ્યું. ગર્વને લીધે, અભિમાનને લીધે, ઉચ્છૃંખલતાને લીધે, આજે પૈસા જતાં બધું જતું રહ્યું હતું. હવે ભૂતકાળમાં કરેલાં કર્મ ઉપર આંસુ ઢોળવા સિવાય બીજો ઉપાય નહોતો. મહેન્દ્રનો બાપ માનવરૂપધારી શયતાન હતો. એના લોહીમાંથી નીપજેલો મહેન્દ્ર વિલાસ સાથે સંબંધ થયો ત્યારે શયતાનનું બચ્ચું હતો પણ અબુધ વિલાસ નહોતી જોઇ શકતી.

પણ આજે એની દશા એવી હતી કે ભૂતકાળનાં તેનાં કુકર્મો અને ગર્વોન્મત્તતા સંભારવા જેવાં નથી. આજે એના સ્વભાવનો પ્રવાહ શાન્ત થઈ ગયો હતો. ગરીબાઈ આવતાં કંઇ કંઇ પવિત્ર ભાવનાઓ એના હૃદયમાં પ્રગટી હતી. તે બહુ રૂઢ નહોતી થઇ છતાં સ્થિતિ પહેલા કરતાં સારી હતી. આજે વિલાસ ગયા હતા, કરકસર આવી હતી. સુખનાં નૃત્ય ગયાં હતાં, દુઃખો સામે ઝઝૂમવાની શક્તિ આવી હતી. ઇચ્છાઓ જે ઘડીએ ઘડીએ બદલાતી હતી અને નવી નવી પ્રગટી નીકળતી હતી તે બધું બંધ થઇ ગયું હતું. આજે તે ઠરેલ થતી હતી, સંસારની કંઇક જવાબદારી સમજતી હતી. ભલે તે સંજોગોએ બળાત્કારે શીખવ્યું હોય પણ તેનો લાભ મળતો હતો. પ્રવેશેલા સારા ગુણો વિલાસિનીને મન આકસ્મિક હતા. હજી એને શ્રીમંતાઇમાં મહાલવાના—સારી રીતે મહાલવાના કોડ હતા; છતાં આજે તો નર્યાં દુઃખો જ હતાં, એના સળગતા ગૃહસંસારમાં એક પણ વીરડી નહોતી.

પહેલાં કરતાં આજે એનું સૌંદર્ય બહુ ઓછું નહોતું થયું; પરંતુ પહેલાં એમાં વિકારની આગજવાળાઓ ઉછળતી હતી. આજે હૃદયમાં

સદ્વિચાર પ્રગટતાં એ સૌંદર્યમાં પણ શીતળતા વસી હતી. હજી એની આંખમાં વિલાસ હતો પણ તે આખા જગતને પ્રિય છે, તેવા પ્રકારનો. એને પતિના પ્રેમના ઘૂંટડા ભરવા હતા, એના અંતરમાં દંપતીના સાત્ત્વિક સંબંધની ભાવના ઉતરતી હતી, પણ એ બધું ઢોળાઈ ગયેલા દૂધ પાછળના વિલાપ જેવું હતું. મહેન્દ્ર ઉન્મત્ત થઈ કુટિલતાના ઊંચામાં ઊંચા શિખર તરફ ગમન કરી રહ્યો હતો. બધાના ભાગ્યમાં નથી હોતી તેવી સ્ત્રી તેને મળી હતી, પણ દરકાર નહોતી. વિલાસ સુધરી હતી ત્યારે એનું ભાગ્ય બગડયું હતું. જરુરિયાત જેટલાં સાધનો એની પાસે નહોતાં, પતિના પ્રેમને બદલે પતિના હાથનો માર ખાવાનું એના ભાગ્યમાં લખાયું હતું.

" મહેન્દ્ર કમાય છે? " દીનેશે પૂછયું.

" બિલકુલ નહિ. "

" તો ખર્ચ શી રીતે નીકળે છે? "

" ઇશ્વર પૂરું કરે છે. "

" દુર્ગાપ્રસાદ તરફથી કંઇ મળે છે? "

" મેં માગ્યું નથી–માગવું પણ નથી. "

" તમારો ગૃહસંસાર કેમ ચાલે છે? "

" કહું, મને તિરસ્કારશો નહિ ને? ના, ના, તમારું હૃદય એવું નથી. સાંભળો, મારા જીવનમાં જરાય સુખ નથી. પતિપ્રેમ માટે તરફડિયાં મારું છું ત્યારે હું અભાગણી, કદરૂપી અને કોઈ પણ જાતની વિશિષ્ટતા વિનાની પરણેલી સ્ત્રી મેળવી શકે છે તેવું એ સુખ મેળવી શકતી નથી. એ બે–ત્રણ દિવસે ઘેર આવે છે. આવે છે ત્યારે ખૂબ દારુ ઢીંચેલો હોય છે. મને માર પડે છે. નિશાનીઓ જોવી છે? ઓ હાય! શી રીતે બતાવું? આજે તમે મારા નથી, નહિ તો આખા અંગ ઉપરનાં ચાઠાં ગણી બતાવત. પૈસા પણ નથી. મારી વહાલામાં વહાલી જણસ વેચીને ય ચલાવ્યું; પણ તે કયાં સુધી ચાલે? હવે

કોઈનાં કપડાં સીવવાનાં આવે છે તો સીવું છું ને ખાવા જેટલું મેળવું છું. બકુલાભાભી આવે છે ત્યારે ઘરમાંની દરિદ્રતા અને સીવવા આણેલાં કપડાં જોઈ પૂછે છે; પણ હું 'ગરીબાઇની મઝા' ઉપર વ્યાખ્યાન આપી શાન્ત પાડું છું. એક જણને ત્યાં કપડું લેવા ગઇ હતી પણ મળ્યું નહિ. ઇશ્વરે ધાર્યું હશે તેમ થશે. કામ પણ મળતું નથી. હવે હું બહુ ખરાબ દશામાં આવી ગઈ છું. અન્ન અને વસ્ત્રનું દુઃખ વેઠું છું. આ એક સાડી છે તે સિવાય બહાર જતી વખતે પહેરવાનું કશું નથી. "

વિલાસનું બ્યાન આગળ ચાલત, પણ દીનેશને આંખોમાંનું પાણી લૂછતો જોઇ બોલતી અટકી.

" તમારી આ દશા ! " દીનેશ બોલ્યો: " ખાધું ? "

" હા. "

" જૂઠું કહો છો. તમે ખાધું તે મોં કહી આપે છે. "

" ખાધું છે. "

" શું ? "

" ભાખરી. "

" કેટલી ? "

" અર્ધી. "

દીનેશનો હાથ ખિસ્સા તરફ વળ્યો. પૈસા કાઢ્યા. એક રૂપિયો અગિયાર આના અને નવ પૈસા હતી. દીનેશે ઉઠીને તે પાઇ વિલાસ પાસે મૂક્યા. વિલાસ પૈસા સ્વીકારવા જતા સંકોચથી તે તરફ તાકી રહી. તે બોલી, " મારા માણસ જાણીને હૈયું હળવું કરવા આ વાત કરી છે–પૈસા મેળવવા નહિ. "

" તમે વાત કરી માટે હું પૈસા આપું છું તેવું નથી. "

" મારે ન જોઇએ. "

" લેવા જ પડશે. "

દીનેશ ઉઠચો. એના દીલમાં વિચારોનું તુમુલ યુદ્ધ ચાલતું હતું. વિલાસની કરુણ દશા સહી જાય તેવી નહોતી.

દીનેશ ગયો. વિલાસ તેને જોઈ રહી. નિસાસો નાખ્યો, રોઈ પડી, રોઈ–ખૂબ રોઈ. આજે એનાં આંસુ ચૂંમનાર કોઇ નહોતું. આંસુઓના રેલા એ ગુલાબી ગાલો ઉપર મદથી વહી ગળા તરફ વહી જતા હતા. રોતાં રોતાં ઉંઘી ગઇ. ઉંઘમાં સળગતા સંસારની ગોઠવાયેલી સળગતી ચીજો સિવાય બીજા શાનાં સ્વપ્નાં જોવાનાં હોય? દુ:ખથી રાતની રાતો જાગીને વ્યતીત કરતી વિલાસ ઘસઘસાટ ઉંઘી ગઈ. બિચારીને ઉંઘમાં પણ નિરાંત નહોતી.

રાત પડી–દસ થયા. મહેન્દ્ર આવ્યો. દાદર ચઢતાં થતા અવાજથી વિલાસ જાગી, બેઠી થઇ ગઇ. આજે મહેન્દ્રે દારુ નહોતો પીધો. પીધો હોય તો એટલો બધો નહોતો પીધો કે ભાન ન રહે. પાથરેલો કોથળો અને પાસે પડેલી ચાવાળી વાડકી જોઇ. પાસે પડેલા પૈસા જોયા. આંધળા બધું કાળું દેખે છે.

" આ પૈસા ક્યાંથી ?" પૈસા ખિસ્સામાં મૂકતાં મહેન્દ્રે કહ્યું.

વિલાસ ચમકી–'હાય ! સત્યાનાશ વળી ગયું.' તે કંઇ બોલી નહિ. ફક્ત મહેન્દ્ર તરફ ટગર ટગર જોઇ રહી.

" બોલ, આ પૈસા કયાંથી ? કોણ આપી ગયું."

વિલાસ ભયને લીધે હબકી ગઇ હતી, તે બોલી નહિ.

" બોલતી કેમ નથી ?" મહેન્દ્રના કઠોર પગની લાત પડી. વિલાસની આંખમાંથી આંસુ સરી ગયાં.

" સાલી, પાછી મને રડીને ડરાવે છે? બોલ, કયો તારો ધણી આવ્યો હતો ? ભેગાં થઇને ચા પાણી ઉડાવો છો ? "

વિલાસના ગાલ ઉપર લપડાક પડી. એને એ 'પ્રેમલગ્ન'થી મેળવેલા પતિદેવના સિવાય બીજા કોઇએ મારી નહોતી. ગમે તેવી હતી છતાં શ્રીમંતાઇમાં મહાલી હતી. સૂર્યનાં કરડાં કિરણો પણ સહન કરવા જેટલી શક્તિ તેનામાં નહોતી. રાક્ષસના હાથનો લોખંડી તમાચો એને કેટલો વસમો લાગ્યો હશે?

"દીનેશ..." મહેન્દ્રના પંઝાની છાપ પડેલા ગાલ ઉપર હાથ ફેરવતાં વિલાસ કહેવા લાગી; પણ મહેન્દ્રે તેને અટકાવી દીધી.

"આવ્યો હતો?" મહેન્દ્રે પૂછ્યું.

"હા."

"આહ!" દાંત કચકચાવી મહેન્દ્ર બોલ્યો: "એ સાલો પંતુજી આવ્યો હતો? અને તું હજી એને ભૂલી શકી નથી? શા માટે ભૂલે? ઠીક છે, હું એ સાલાનું ખૂન કરીશ. એના અંગના ટુકડા કરી તારા કપાળમાં મારીશ." આ પછી એણે એટલા બીભત્સ શબ્દો વાપર્યા અને એવા ગંદા આક્ષેપો કર્યા કે અહીં લખતાં શિષ્ટતાનો ભંગ થાય તેમ છે. દીનેશ અને પોતાની નિર્દોષતા ઉપર આરોપોની ધૂળ ન ઉડે તે માટે વિલાસે બચાવ કરવાની હામ ભીડી. એ જેમ જેમ પોતાની અને દીનેશની પવિત્રતા માટે બોલતી ગઇ તેમ તેમ મહેન્દ્રનો ક્રોધ વધતો ગયો ને વિલાસના અંગ ઉપર ફટકા પડ્યા. દાંતમાંથી લોહી પણ નીકળ્યું.

કેટલીક વાર પછી મહેન્દ્ર ભીંતને અઢેલી બેઠો ને જુસ્સાથી બોલ્યો, "ઉઠ સાલી, ચા મૂક."

"દૂધ નથી." રોતાં રોતાં વિલાસ બોલી.

"લઈ આવ."

"અત્યારે? બાર થયા છે."

"તેથી શું થઈ ગયું? સામું બોલે છે? જા, તારા કોઈ બાપને જગાડજે."

મહેન્દ્રની દારુડિયાના જેવી બીહામણી લાલ આંખથી વિલાસ ડરી ગઇ. કંપતા હાથે પ્યાલુ ઉપાડી તે ઉભી થઈ ને મહેન્દ્ર તરફ ટગર ટગર જોતી ઉભી રહી.

"કેમ ઉભી રહી?"

"પૈસા..."

"લે." કહી દીનેશે વિલાસને આપેલા પૈસાથી ભરાયેલા

ગજવામાં હાથ નાખી, મહેન્દ્રે બે પૈસા કાઢ્યા ને ફેંક્યા. વિલાસે તે ઉપાડી લીધા. શિથિલ પગલે ને ધડકતા હૃદયે દાદર ઉતરી તે આગળ ચાલી.

સઘળું નિર્જન હતું. પોળને નાકે આવી જોયું તો એક પણ દુકાન ઉઘાડી નહોતી. ઇલેક્ટ્રીકના દીવા પ્રકાશ ફેંકી રહ્યા હતા. મૂળ નીરવતા; તેમાં આ પ્રકાશ વધુ ગમગીની પૂરી ભયંકરતા પ્રગટાવતો હતો. સામે મડદાના ડાચા જેવાં દુકાનોનાં વાસેલાં બારણું દેખાતાં હતાં. વિલાસ તારના થાંભલાને અઢેલી ઉભી રહી. છવાયેલો ભયંકર સન્નાટો એનું હૃદયવિદારક ગજાવતો હતો. થોડી વાર પછી વિલાસ શિથિલ પગલે સામેની દુકાન આગળ ગઈ ને બારણા ઉપર ટકોરા દીધા.

" કોણ છે ? " અંદરથી અવાજ આવ્યો.

" દૂધ જોઇએ છીએ. "

" અત્યારે ? કેટલું ? "

" બે પૈસાનું. "

" જા. કોઇ ઉઠતું નથી. "

" ભાઈસાહેબ, આપો ને ! "

" નહિ મળે. "

" એટલી દયા કરો. "

પણ કોઇએ અંદરથી જવાબ ન દીધો. વિલાસે ભિખારણની જેમ એક બે વખત વિનવણીઓ કરી પણ એના અંતરમાં વેદનાના ભડકા ઉઠતા હોય ત્યાં બીજાને શું ? એ શા માટે ઉઠે ? વિલાસ પગથિયાના પથરા ઉપર બેસી ગઇ. આજુબાજુની ભયંકરતા એનું હૈયું ચીરી નાખતી હતી.

" તમારે પગે લાગું છું. આપોને ! "

" આ ડાકણ કોણ છે ? જા કોઈ નથી ઉઠતું. "

છેટેથી બે પુરુષો ચાલ્યા આવતા દેખાયા. નિર્જન સ્થળમાં

માણસનું અસ્તિત્વ કેટલીક વખત આવકારદાયક થઇ પડે છે તો કોઈ વખત ભય પણ ઉત્પન્ન કરે છે. વિલાસનું દીલ ધડકવા લાગ્યું. એના આખા શરીર ઉપર પરસેવો પરસેવો થઈ ગયો. પગ થરથરવા લાગ્યા. પેલા માણસો પાસે આવી પહોંચ્યા.

" અહીં કેમ ઉભાં છો ? " એક જણે પૂછયું.

" દૂધ લેવા આવી છું. "

" અત્યારે ? "

" શું કરું ? "

" અત્યારે નહિ ઉઠે. "

" તો—હું..." વિલાસ બોલતી અટકી ગઇ. એની આંખમાં આંસુ ચમકયું. ઇલેકટ્રીક લાઇટનું એક કિરણ એ આંસુ ઉપર પડી ચમકયું. પેલા સજ્જનોએ તે જોયું. ગમે તેમ કરીને દૂધ આપવાના સૌજન્યની અગત્ય તેમણે સ્વીકારી. દુકાનદારને જગાડ્યો. એ ભલા માણસે એકાદ બે ગાળો દેતાં સાપરેટ ભરી આપ્યું. વિલાસ તે લઇ ચાલતી થઇ. એને મન એ સફરેટ નહોતું, અમૃત હતું. ઢોળાઇ ન જાય તે માટે ખૂબ કાળજીથી ચાલતી હતી ને પ્યાલું સાચવતી હતી.

" કેમ દૂધ આવું ? "

" અત્યારે જેવું મળે તેવું—"

" તો બીજી દુકાને જવું હતું. "

" કોઈ જાગતું નથી. "

બધાં ઉંઘી ગયાં હતાં ત્યારે પોતાના કમભાગ્ય ઉપર આંસુ વરસાવતી વિલાસ દેવતા પાડવા લાગી. ચૂલામાં છાણાં ગોઠવ્યાં. ધૂમાડાથી આંખ પૂરી દેવતા પાડી, પાણીની તપેલી મૂકી.

" ચા છે ? " મહેન્દ્રે પૂછયું.

" છે. "

" લાવ જોઇએ, "

વિલાસે ચાનો ડબ્બો લાવી મહેન્દ્રના હાથમાં મૂકયો.

" આટલે શું થશે ? "

" એક કપ મૂકીશ. તમારે જ માટે. "

" જા, એક પૈસાની લઈ આવ. " કહી મહેન્દ્રે વિલાસ તરફ પૈસો ફેંક્યો.

" અત્યારે ક્યાં જાઉં ? " વિલાસ લાચાર અવાજે બોલી. "એક પણ દુકાન ઉઘાડી નથી. "

" દૂધવાળાને જગાડયો તેમ જગાડજે. "

" મને બીક લાગે છે. "

" મરી નહિ જવાય. "

" તમે જાઓ. હું બૈરું માણસ. "

" હું જાઉં ત્યારે તને શું કરવાની ? પૂજવાની ? "

" પણ આટલી ચાએ ચા સરસ થશે. "

" હું કહું છું કે નહિ થાય. "

" મને લાગે છે કે થશે. "

" મારા કરતાં તું વધારે ડાહી છે ? "

" પણ તમે કેમ નથી સમજી શકતા ? હું અત્યારે ક્યાં જાઉં ? તમારે પગે પડું છું. વધારે ચા જોઈતી હોય તો તમે જાઓ અગર આટલાથી ચલાવી લો."

શું યે થયું તે રાક્ષસના દીલમાં દયા આવી. તેણે વધારે ચા સિવાય ચલાવી લેવાનું સ્વીકાર્યું. ચા થઇ. મહેન્દ્ર એકલો બધી ચા ગટગટાવી ગયો. વિલાસને પીવા માટે પૂછયું પણ નહિ !

મહેન્દ્ર ઉઠયો બૂટ પહેર્યા, દાદર ઉતરવા લાગ્યો. વિલાસ તેને ફાટેલી આંખે જોઇ રહી. પાડોશીની ઘડિયાળમાં ત્રણ ટકોરા વાગ્યા.

" અત્યારે ક્યાં જશો ? "

" તે પૂછવાનો તને શો અધિકાર છે ? "

" આજે ચાર દિવસે આવ્યા—"

" તો શું ચોવીસે કલાક તારી સામે બેસી રહું ? "

" પણ આજની રાત—"

" નહિ બને."

" પૈસા તો આપતા જાઓ."

" તારે શું કરવા છે ?"

" ચોખા નથી."

" ગમે તેમ કરજે."

મહેન્દ્ર ધબધબ દાદર ઉતરી ગયો. વિલાસ તેની પાછળ ઉતરીને બારણું વાસી ઉપર ચઢી ગઇ. પથારી–બથારી કર્યા સિવાય કોથળા ઉપર પડી. રોતાં રોતાં ઉંઘી ગઇ. દુઃખો જ્યારે પાછળ પડે છે ત્યારે બસ પાછળ પડે જ છે. દૂર રહે છે ત્યારે બસ દૂર જ રહે છે. દુઃખો સહન કર્યા પછીનાં સુખો વધારે મીઠાં હોય છે તો સુખો ભોગવ્યા પછી પડતાં દુઃખો વધારે કડવાં હોય છે. વિલાસને ઉંઘમાં પણ સુખ નહોતું. ભયંકર સ્વપ્નાં એને સતાવતાં હતાં, ડરાવતાં હતાં, કંપાવતાં હતાં. બિચારું માણસનું હૃદય તે કેટલું કેટલું સહન કરે ? આમ છતાં તે તૂટી નથી જતું એ આશ્ચર્ય છે.

બીજે દિવસે દસ વાગે બકુલા વિલાસને મળવા આવી. વિલાસ લોટ ચાળતી હતી.

" આવો ભાભી."

બકુલા બેઠી. વિલાસ તેની સામે બેઠી–નીચું જોઈને. એનામાં ઉંચું જોવાની શકિત જ ક્યાં હતી ?

" મહેન્દ્ર ક્યાં ?"

" બહાર ગયા છે."

" કેટલો વખત થયો ?"

" અર્ધો–પોણો કલાક થયો હશે."

" હવે પજવે છે ?"

" ના–પૈસા પણ મને મૂકવા આપે છે. હું આપું તેટલા વાપરે છે."

" કયાંય કામે લાગ્યા ?"

" હા. કોઈ કંપનીમાં દાખલ થઇ ગયા છે. "

" પગાર શો ? "

" ચાળીસ. "

" ઘરમાં દારિદ્ર આવી વસ્યું હોય એવું કેમ દેખાય છે ? "

" મને ઘર ચલાવતાં નથી આવડતું. "

" જરા વ્યવસ્થિત તો મૂકવું જોઇએ ને ! "

" ચા પીવી છે ? " વિલાસે પૂછ્યું.

" ના. "

" મૂકવા દો ને "

" જરૂર નથી. "

નણંદ–ભોજાઇએ અહીં તહીંની ખૂબ વાતો કરી, વિલાસે જૂઠું બોલવાનું પાપ કરીને પણ પોતાની કરુણ દશા બકુલાને જાણવા ન દીધી. પોતાનાં દુઃખોથી દાઝી રહેલાં ભાઈ–ભોજાઇને વધારે દુઃખી કરવા તે નહોતી ઇચ્છતી.

જતાં જતાં બકુલાએ વિલાસને કહ્યું, " હવે તમને સંસારનું ભાન થવા લાગ્યું ખરું, જૂદા રહેવાથી ફાયદો સારો થયો. "

આ કથનને બે બાજુઓ છે.

## પ્રકરણ ૨૮

## એ કોણ ?

“ આ ઘડિયાળ લેવું છે ? ”

“ ના, ભાઇ. ”

“ બહુ સસ્તામાં આપી દઇશ. ”

“ મારે ત્યાં બહુ પડયા છે. ”

ઘડિયાળી પાસેથી આ પ્રમાણે જવાબ મેળવી દીનેશ આગળ ચાલતો થયો. ગરીબાઇની બીસની વેદના અસહ્યતાના આરા ઉપર આવી ગઇ હતી, અને વિલાસને કપડાં લાવી આપવાની અનિવાર્ય આવશ્યકતા હતી. છેવટે તેણે ઘડિયાળ વેચવાનો ઠરાવ કર્યો. પણ ખરીદનાર જડયો નહિ. ‘ કેમ કરવું ? ’ તેની ચિંતા કરતો દીનેશ આગળ ચાલતો હતો તેવામાં ચાલ્યા જતા બે માણસોની વાત સંભળાઇ. એમાંનો એક માણસ પોતાને ઘડિયાળ લેવું છે એવું કંઇક કહેતો હતો. દીનેશ એ લોકો પાસે જઇ ઉભો.

“ આપને ઘડિયાળની જરૂર છે ? ” દીનેશે પૂછયું.

" હા, જરૂર તો છે, "

" મારું આ ઘડિયાળ ખરીદશો ? " કહી ઘડિયાળ એક જણના હાથમાં મૂકયું.

" શું લેવું છે ? "

" આપ જે આપો તે. "

" ચોરીનું તો નથી ને ! "

" નહિ જ. "

કેટલીક રકઝક પછી દસ રૂપિયે ઘડિયાળનો સોદો થયો. એ રૂપિયા લેવા દીનેશને ખરીદનારને ઘેર જવું પડયું. દસ રૂપિયા લઇ તે રતનપોળમાં આવ્યો. રતનપોળ માણસોથી ઉભરાઇ રહી હતી. દુકાનદારો અને રાહદારીઓના જૂદા જૂદા અવાજથી ગડભડાટ થઇ રહ્યો હતો. દુકાનો તરફ જોતો જોતો દીનેશ માર્ગ કાપતો હતો તેવામાં બે ત્રણ દુકાનદારો એકી સાથે બૂમ પાડી ઉઠયાં.

" આવો, શું લેવું છે ? "

દીનેશ એક દુકાનમાં જઈ બેઠો. દુકાનદારે પૂછ્યું, " શું જોઇએ ?"

" સાડીઓ. "

" કેવી ? "

" સારી–સાધારણ કીંમતની. "

દુકાનદારે સાડીઓની થપ્પી કરી દીધી. દીનેશે તે તપાસવા માંડી ને દુકાનદારે પોતાના માલને અજોડ જણાવી વખાણ કરવા માંડયાં.

" આની કીમત શી ? " દીનેશે એક સાડી પસંદ કરી પૂછ્યું.

" ત્રણ રૂપિયા બે આના. " વસ્તુતઃ એ સાડી પોણા બે રૂપિયાની હતી.

" અને આના ? " બીજી સાડી હાથમાં લઇ દીનેશે પૂછ્યું.

" અઢી. "

"ઠીક. અઢીવાળી બે અને ત્રણ બે આનાવાળી એક આપો."

દુકાનદારે ત્રણે સાડીઓને બાંધી આપી, આઠ રૂપિયા બે આનાનું બીલ આપ્યું. દીનેશે તેના ઉપર નજર ફેરવી.

" આઠ રૂપિયા આપું તો ચાલશે ?"

" ભલે. " દુકાનદારે કહ્યું, " તમે નવા ઘરાક છો અને ઘરાકી બંધાશે તો કોઇક વખત બે આનાને બદલે બે રૂપિયા ખટાવશો, " ભલો માણસ પાંચ રૂપિયાનો માલ આપી આઠ રૂપિયા પડાવી લેતો હતો તેની તો વાતજ નહોતો કરતો. દીનેશ જેવાં સીધાં અને વિશ્વાસુ ઘરાક ઓછા મળે છે; પણ મળે છે ત્યારે જળો લોહી ચૂસે છે તેમ પૈસા ખેંચી લેવામાં બેઈમાનીનો દુકાનદારો વિચાર નથી કરતા. તેઓ વધારે પૈસા મેળવી મલકાય છે. પણ વિશ્વાસઘાત થયેલો જણાતાં એ માણસ ફરીથી દુકાનમાં પગ નહિ મૂકે તેનું એમને ભાન નથી હોતું.

દીનેશ રૂપિયા આપી, બંડલ લઇ શાહપુર તરફ ચાલતો થયો. રસ્તામાં એક ગરીબ છોકરાને ભીખ માગતો જોયો. દીનેશે કુતૂહલ વૃત્તિથી કેટલીક પૂછપરછ કરી તો માલમ પડયું કે એ કમભાગી બાળકની ઘરડી મા કેટલાક દિવસથી માંદગીને બીછાને પડી છે. જુવાન બહેન નૂર માતાના નિસ્તેજ થતા જતા મુખમંડળને જોઈ રોયા કરે છે. ઘરમાં ખાવાનું નથી. આ ઉપાધિગ્રસ્ત કુટુંબને મદદ કરી શકાય તો તેમ કરવા દીનેશ એ બાળક સાથે ચાલવા લાગ્યો.

" ડૉકટર સાહેબ, મારી સાથે આવી શકશો ?" દીનેશે પૂછ્યું.

" કયાં ? "

"આ છોકરાને ઘેર. એની મા માંદી છે. બિચારાં ગરીબ છે."

" ફી જોઇશે. "

" હું આપીશ. "

" તરત ? "

" એ માટે અશક્ત છું. કાલે આપી શકીશ, કદાચ બે ત્રણ દિવસ લંબાય. "

" કાલે આપવા કબુલ થાઓ છો "

" જરૂર. "

બંને ચાલ્યા ને થોડીવારમાં સિવિલ ઇસ્પીતાલની પાછળની બાજુએ આવેલી નાનકડી મસીદ પાસે આવી પહોંચ્યા. એ મસીદ ત્રણસો વરસની જૂની હતી, તેને અઢેલીને એટલું જ જૂનું દેખાતું એક ઘર હતું તેમાં ડૉકટર અને દીનેશ પેઠા.

મકાન નાનું પણ સ્વચ્છ હતું. એક ડોસી થીંગડાવાળી ગોદડીમાં પડી પડી બૂમો પાડી રહી હતી. પાસે બેઠેલી ઓગણીસેક વરસની તેની છોકરી મ્લાન વદને માતાના અંગને કચરી, મૃત્યુના થતા તાંડવને જોઇ રહી હતી. બંનેને મકાનમાં દાખલ થતાં જોઇ તે આઘી ખસી ગઇ ને લજ્જાભરી નિઃશબ્દતાથી ઉભી રહી. આશ્ચર્યની રેખાઓ એના ગૌર વદન ઉપર તરવરી ઉઠી હતી. ડૅાકટરે ડોસીને તપાસવા માંડી. ડોસીના વૃદ્ધ મોં ઉપર મૃત્યુની કાળાશ ઉતરતી હતી. એનો જીવનપ્રદિપ થોડા વખતને માટે ટમટમી રહ્યો હતો. વિશ્વનાં નવલ દર્શન એને માટે અંધારામાં વિલીન થતાં હતાં. ડૅાકટર આ જોઈ ગયો.

" કેમ લાગે છે ? " દીનેશે અંગ્રેજીમાં ડૅાકટરને પૂછયું.

" હોપલેસ. મારી ફી ? "

" મેં આપને તે સંબંધી કહ્યું તો છે જ. " કહી દીનેશ કંઇક વિચાર કરવા લાગ્યો. " ફીના બદલામાં આ સોનાનું બટન સ્વીકારી શકશો ? "

એક મિત્ર તરફથી સ્મરણચિન્હ રૂપે મળેલા બટનને પહેરણમાંથી કાઢી દીનેશે ડૅાકટરના હાથમાં મૂકયું. ઘણી વખત નિર્ધનતાને કારણે કટોકટીની વાતે આવી ગઇ હતી, તો પણ દીનેશે નહિ વેચેલું બટન ડૅાકટરના હાથમાંથી સરી ખિસ્સામાં જઈ પડયું. દીનેશ વેદનાભરી બેદરકાર દષ્ટિથી તે જોઇ રહ્યો.

ડૅાકટર ચાલ્યો ગયો.

દીનેશે નૂરને કહ્યું, " નૂર, તારી મા જીવવાની નથી. હિંમત રાખજે ને એ પૂણ્યાત્માને અંતસમયે દુઃખી થવું ન પડે તે માટે કાળજી રાખજે. "

—પણ નૂર લાચાર દૃષ્ટિથી તાકી રહી. દીનેશ સમજી ગયો કે પૈસા સિવાય કંઇ થઇ શકે તેમ નથી ને ઘરમાં ઝેર ખાવાને પાઈ પણ નથી. તેણે ખિસ્સામાં હાથ નાખ્યો. બે રૂપિયા પડ્યા હતા. વિલાસને આપવા ધારેલા એ બે રૂપિયા નૂરના હાથમાં જઇ પડ્યા ને થોડીવાર પછી આવવાનું વચન આપી દીનેશ વિલાસના મકાન તરફ ચાલતો થયો.

દીનેશ વિલાસને ઘેર આવ્યો. વિલાસે ઉમળકાથી સ્વાગત કર્યું.

" ક્યાંથી ભૂલા પડયા ? " વિલાસે પૂછ્યું.

" મારે ઘેરથી. "

દીનેશ ને વિલાસ બંને હસી પડયાં. વિલાસ હસી તે વખતે દીનેશે તેના ગાલ ઉપર નજર નાખી. વિલાસ જ્યારે હસતી ત્યારે ત્યારે એના ગાલમાં ખાડા પડતા. દીનેશને તે ખૂબ ગમતા; પણ તે જૂની વાત હતી. આજે એ પ્રિય દેખાવ જોવા તેણે કોઇનાથી ડરતો હોય તેમ નજર નાખી દીધી. એ રૂપાળા ગાલ ઉપર ખાડાને બદલે લોખંડી હાથના સખત તમાચાના ચિન્હ જોયા, દીનેશ સમસમી ઉઠયો.

" વિલાસ, ગાલ ઉપર આ સોળ શાં ? "

" રાતે માર પડયો હતો. "

દીનેશે દુઃખને ભારે ડોકું ધૂણાવ્યું. થોડીવાર સુધી જમીન તરફ જોઈ રહ્યા પછી કહ્યું, " વિલાસ, આટલી કરુણ દશા ? "

" ઇશ્વરને ગમે તે ખરું. "

" ખાધું ? "

વિલાસે નીચું જોઇ લીધું. બે દિવસથી ચોખા થઇ રહેલા હોવાથી તે બંને ટંક ભાખરી ખાતી હતી. આજે લોટ પણ થઇ રહ્યો હતો.

" ખાધું જ નથી ? " દીનેશે કહ્યું.

" લોટ નથી, ચોખા થઇ રહે તો આજે ત્રીજો દિવસ..."

" મેં પૈસા આપ્યા હતા તે ? "

" તે તો તે જ રાતે એ લઈ ગયા. માર પણ પડયો. "

" શું બન્યું હતું ? "

વિલાસે અત્યંત શરમથી નીચું જોઈ તે રાતનાં કરુણ વીતક કહી સંભળાવ્યાં. એ સાંભળી દીનેશનું દીલ રડી ઉઠયું. આંખમાંનાં આંસુ લૂછતાં તે બોલ્યો, "મારી પાસે એક પણ પૈસો નથી. હોત તો આપત. સાંજ સુધીમાં ગોઠવણ કરી એકાદ–બે રૂપિયા આપી જઇશ. તમારે માટે સાડીઓ લેતો આવ્યો છું." કહી દીનેશે બંડલ વિલાસ તરફ ફેંકયું. બંડલ પગ આગળ જઇ પડયું, પણ તે તરફ ન જોતાં વિલાસ દીનેશ તરફ જોઇ રહી. અંતરમાના બધા શુભ-વિચાર પલાયન કરી ગયા ને તે સ્વગત બોલી, "આવો સારો વર મેં મારી જાતે ગૂમાવ્યો છે."

"સંકોચાઓ છો ?" દીનેશે પૂછ્યું.

"તો શું કરું ?" વિલાસે કહ્યું. "તમારી મદદ કેટલી લેવી ? કોઈની મદદ ઉપર જીવવું મને પસંદ નથી. મદદ લેવી હોત તો મારા ભાઇ પાસેથી લઈ શકત, પણ મેં તેમ નથી કર્યું. છતાં કોણ જાણે શાથી તમારા આગળ લાચાર બની જાઉં છું, ને આપો છો તે સ્વીકારું છું."

"સંકોચાવાની જરૂર નથી. ઈશ્વર આપે છે તે હું વાપરું છું."

થોડીવાર બેસી દીનેશ ઉઠયો. નૂરને ઘેર આવી જોયું તો ડોસી મૃત્યુ પામી હતી. ત્યાંથી તે ઘેર ગયો ને ગલીમાં પડતી બારી ઉઘાડી. એક પરબિડિયું પડયું હતું. દીનેશે તે હાથમાં લીધું ને સરનામું જોયું. પરબિડિયા ઉપર નહોતી ટીકીટ કે નહોતો પોસ્ટ ઑફિસનો સિક્કો.

દીનેશે પરબિડિયું ફોડયું. અંદરથી દસદસની છ નોટો નીકળી. સાથે એક કાગળ હતો.

"આજે તમે ઘડિયાળ વેચી દીધું ને ડૉક્ટરને બટન આપી દીધું તે હું જાણું છું. અનુમાન કરું છું કે તમારી પાસે પૈસા નહિ હોય. આ સાથે રૂ. ૬૦) ની નોટો મૂકી છે. હું કોણ છું તે જાણવા પ્રયત્ન ન કરશો. "કુશળ હશો. સદા કુશળ રાખવા પરમાત્માને પ્રાર્થું છું."

દીનેશ ચિઠ્ઠી વાંચી આશ્ચર્યમાં ડૂબી ગયો. એના મગજમાં એક જ પ્રશ્ન રમી રહ્યો હતો,

"એ કોણ ?"

## પ્રકરણ ૨૯

## ઉષાની મોટર

દીનેશ ચાલ્યો. દુઃખદ જીવનના ઘોર અંધકારને ભેદી સુખના રમ્ય પ્રકાશવંત પ્રદેશમાં પહોંચી જવા મંથન કરતા ભવાટવીના શ્રમિત મુસાફરની જેમ તે રીચીરોડ ઉપર ચાલતો હતો. અનેક વિચારો અને અનેક સંયોગોની શૃંખલા એના જીગરની આજુબાજુ વીંટળાઈ વળી નિર્બળ બનાવતી હતી. દીનેશ એ નિર્બળતાથી શરમાતો હતો, શું કરવું ને કેમ જીવવું તે નહોતું સમજાતું. એણે ઘણું ઘણું સહન કર્યું હતું. દુઃખોની સામે ઝૂઝી ઝૂઝી એ થાકી ગયો હતો. દુઃખોની લપડાકથી તે ગબડી પડયો હતો ખરો પણ અત્યાર સુધી વશ નહોતો થયો. હવે સહિષ્ણુતાની હદ આવી ગઈ હતી. માનવી સહન કરી શકે તેટલું સહન કર્યા પછી હવે તે ઉપાધિમુક્ત જીવન માટે ઝંખતો હતો. દુઃખો સામેનો સતત જંગ ભયંકરમાં ભયંકર દુઃખ કરતાં વધારે શક્તિસંહારક નીવડે છે. દીનેશની શક્તિઓ ધોવાઇ ગઈ હતી. એના જુવાન શરીરમાં વૃદ્ધત્વની શિથિલતા અને

પરાજયની નિરાશાનાં નિશાન ઉતરતાં હતાં, છતાં તે મક્કમ થવા માગતો હતો.

દીનેશ તેને મદદ આપનારને શોધવા—જાણવા માગતો હતો, પણ કલ્પના કરીને અમુક વ્યક્તિને મદદકર્તા તરીકે માનવા સિવાય વધુ કંઇ થઇ શકયું નહોતું. વધારે ગૂંચવાવનારી બાબત તો એ હતી કે જે દિવસે સાઠ રૂપિયાની નોટોવાળું આસ્માની રંગનું પરબિડિયું મળ્યું તે રાત્રે પચાસ રૂપિયાની નોટવાળું ગુલાબી પરબિડિયું ઘરમાં આવી પડયું હતું. મોકલનાર અને રૂપિયાનો શો ઉપયોગ કરવો તેનો ખૂબ વિચાર કર્યા પછી કંટાળીને રૂપિયા વાપરી નાખવાનો નિર્ણય કરવામાં આવ્યો હતો. એ નિર્ણયાનુસાર તે બહાર નીકળ્યો ને દુકાનદારો તથા હૉટલવાળાનું જૂનું દેવું ચૂકવી દીધું. હૉટલવાળાને બીલ ચૂકવી આપી તે બહાર નીકળતો હતો તેવામાં એક ઓળખીતો મળ્યો. તેણે કહ્યું, " દરિયાપુર દરવાજા આગળ આવવું છે? એક ગાનારી આવી છે તે ખૂબ સરસ ગાય છે." દીનેશે હા પાડી. દરિયાપુર દરવાજા તરફ ચાલવા માંડયું.

લગભગ સાડાછ વાગ્યે તેઓ દરવાજા પાસે આવી પહોંચ્યા. માણસોનું મોટું ટોળું એકત્ર થયું હતું ને કોઇ ગાનારીનો મંજુલ સૂર વાતાવરણમાં સંગીતની મધુરતા ભરતો હતો.

દીનેશે થોડીવાર સુધી સંગીત સાંભળ્યું. ત્યારબાદ ત્યાં થઇને પસાર થઇ જતી એક મોટર ઉપર નજર પડી. અંદર બે યુવતીઓ બેઠી હતી. દીનેશે તેમને ઓળખી. મોટર થોભાવવા હાથ ઉંચો કરી ઇશારત કરી; પણ તેની ઇશારતની જરૂર નહોતી કારણ કે ડ્રાઇવરને મોટર થોભાવવાનો હુકમ ઇશારત થતા પહેલાંનો મળી ગયો હતો. મોટર થોભી એટલે દીનેશ પાસે દોડી ગયો. પોતાને તજી ચાલી ગયેલી ઉર્મિલાને દેખતાં તેના આનંદનો પાર ન રહ્યો, બોલવા ઇચ્છયું પણ બોલાયું નહિ.

તેના મુખમંડળ ઉપરના ભાવ વાંચી ઉર્મિલાએ કહ્યું, "હવે હું તમારે ત્યાં જ રહેવાની છું."

"તો ચાલો."

"મોટરમાં બેસી જાઓ."

દીનેશ મોટરમાં બેસતાં બેસતાં ઉર્મિલા સાથે બેઠેલી ઉષા તરફ જોઇ બોલ્યો, "ઉર્મિલા અને તમારી વચ્ચે મિત્રાચારી ક્યારથી થઇ છે?"

"ઘેર જઇને વાતો કરીશું." ઉષાને બદલે ઉર્મિલાએ જવાબ આપી દીધો.

મોટર દરિયાપુર દરવાજામાંથી બહાર નીકળી પ્રેમ દરવાજાને માર્ગે સાકરબજાર તરફ ઉપડી.

## પ્રકરણ ૩૦

### તે રાતે

હમણાં જ એના ટકોરા થયા હતા. આખું અમદાવાદ નિદ્રાદેવીના ઉછરંગમાં પડયું હતું. દિવસે માણસોથી ઉભરાઇ જતા રસ્તાઓ નિર્જન બની ગયા હતા ને એ નિર્જન રસ્તાઓ ઉપર વીજળીના દીવાઓ ઝાંખો પ્રકાશ પાથરી ગમગીન વાતાવરણ પ્રગટાવતા હતા.

દીનેશના મકાનવાળી ગલીને નાકે બે માણસો સાવચેતીથી ઉભા હતા. તેમની દૃષ્ટિ કોઇને શોધતી હોય તેવી રીતે વારંવાર આજુબાજુ ફરી વળતી હતી. તદ્દન ધીમા અવાજે વાતચીત કર્યા પછી તેમાંનો એક માણસ દીનેશના મકાનના બારણા પાસે ગયો ને બીજો નાકા પાસેની ભીંતની પાછળ છૂપાઇ ગયો. એ જ વખતે એક ચીબરી ચીસ પાડી ઉઠી.

દીનેશ અર્ધજાગૃતાવસ્થામાં પડયો હતો. ઉઘાડી બારીમાં કોઇ દાખલ થતું હોય તેવો ભાસ થવાથી તે જાગી ગયો ને આંખ ફાડી જોવા લાગ્યો. અને ખરેખર એ ભાસ નહોતો, એક જીવતા જાગતા માણસની હીલચાલ હતી.

"કોણ ? મહેન્દ્ર ?" પથારીમાં બેઠો થતાં દીનેશ બોલ્યો.

"હા, જી. અવાજ ન કરશો, નહિ તો મૃત્યુ તમારી રાહ જોઇ રહ્યું છે."

દીનેશના અંગમાં કંપ પસાર થઇ ગયો. મહેન્દ્ર ચૂપકીથી પણ ખૂની અને મક્કમ ડગલે નીચો નમી સામો આવ્યો.

"અત્યારે આવી રીતે કેમ આવ્યા ?"

"અવાજ નહિ—વાત નહિ." સત્તાવાહી અવાજે મહેન્દ્રે કહ્યું.

બંને થોડીવાર શાન્ત બેઠા. ત્યારપછી મહેન્દ્ર બોલ્યો, "હું આજે વિલાસ સામેના તમારા ભ્રષ્ટ સંબંધનો જવાબ લેવા આવ્યો છું."

"અમારી વચ્ચે ભ્રષ્ટ સંબંધ છે જ નહિ."

"જૂઠું ન બોલો. હું બધુ જાણું છું. તમે મારા ક્રોધના ભોગ બન્યા છો; જાણતા ન હો તો જાણી લેજો કે મહેન્દ્રનો ક્રોધ શંકરના ઉઘડેલા ત્રીજા લોચન જેટલો સંહારક છે. મહેન્દ્રની દાઢમાં ખૂંચ્યો તેનો ભુક્કો જ થવાનો."

"અમેરિકા જઈ કેળવણી લઈ આવેલો માણસ આ બોલે છે?"

મહેન્દ્ર જવાબ આપવા જતો હતો પણ કોઇ દાદર ચઢતું હોય તેવો અવાજ આવવાથી ભયભરેલી નજરે તેણે દાદર તરફ જોયું. મહેન્દ્ર અને દીનેશની વાતચીતથી જાગી ઉઠેલી ઉર્મિલાને પોતાની સામે ઉભેલી બંનેએ જોઇ. ઉર્મિલા મહેન્દ્ર તરફ તિરસ્કાર ભરેલી નજરે જોઇ રહી.

"કોણ મહેન્દ્ર ?"

"હા, તું કોણ ?"

"નથી ઓળખાણ પડતું ? શાનું પડે ? ઉભા રહો." કહી ઉર્મિલા દાદર ઉતરી ગઈ ને એક રૂમાલ લઈ પાછી આવી. મહેન્દ્ર તરફ રૂમાલ ફેંકતાં બોલી, "આ રૂમાલ કોનો છે ? કશું યાદ આવે છે ?"

રૂમાલ જોઇ મહેન્દ્ર ચમકયો. એની નજર સમક્ષ અમેરિકામાંના ઉડાઉ જીવનનો ભૂતકાળ સૂક્ષ્મ સ્વરૂપે હાજર થયો. તે સાથે એક છોકરી સાથે પ્રણુય–સંબંધ બાંધી તેની સાથે લગ્ન કરવાનું વચન આપ્યું હતું એ બધા બનાવો ખડા થયા.

"તું ઉર્મિલા ?" મહેન્દ્રે પૂછ્યું.

"હા."

"અહીં કયાંથી ?"

"આપની શોધમાં. લગ્નનાં લીધેલાં–દીધેલાં વચનો તો યાદ છે ને ? તમને વચનની કીમત નહિ હોય પણ મને છે."

"લગ્ન કરવા માગે છે ?"

"ભયંકર કામ કરવા આવ્યા છો તે વખતે લગ્નની વાતો ?"

"જવાબ દે. જવાબ માટે ઉત્સુક છું."

"એક વખત મને સાચવનારનું ખૂન કરો. પછીથી જવાબ દઇશ."

"ના, ના, જવાબ દે."

"મારે વિચાર કરવો પડશે. કાલે દિવસે બે વાગ્યે જવાબ આપીશ. પણ તે પહેલાં મારે તમારો વિચાર જાણવો જોઇએ."

"મારી ના નથી."

"ઠીક. ચા પીવી છે ?"

"હા."

—અને રાતના પોણાત્રણ વાગ્યે ચા મૂકાઈ. ચા પી મહેન્દ્ર ચાલ્યો ગયો. દીનેશ તો આ નાટકને આશ્ચર્યચકિત થતો જોઈ રહ્યો. કોઇ ભેદભરેલી વસ્તુ આગળનો પડદો ઉપડી જતાં આશ્ચર્ય અને કુતુહલ જન્મે તેમ તેના દીલમાં પ્રથમ આશ્ચર્ય અને તે પછી કુતુહલ જન્મ્યાં.

દીનેશે ઉર્મિલાને કહ્યું, "તમારા જીવન આગળનો પડદો સહેજ સાજ ઉપડયો છે ને હું કંઇક જાણી શકયો છું. વધુ જાણવા ઉત્સુક

છું, વાંધો ન હોય તો કહેવાની વિનંતી કરું છું. પણ તમે મહેન્દ્ર સાથે લગ્ન કરવા માગો છો? એ તો શયતાનનું બચ્ચું છે."

"તે હું જાણું છું."

"તો આવતી કાલે શો જવાબ આપશો?"

"જવાબ અત્યારે મારી પાસે તૈયાર છે; પણ કાલનો વાયદો કરવામાં મુત્સદ્દીગીરી છે. જે બાબતનો નિર્ણય કરવા મેં આટલાં આટલાં દુઃખો વેઠયાં છે તે બાબત વિષે અત્યાર સુધીમાં કંઈ પણ જાણી ન શકી હોઉં તે અસંભવિત છે. હું તમારી ને વિલાસની વાતો જાણું છું. વિલાસ અને મહેન્દ્રથી અજાણી નથી." કહી ઉર્મિલા અટકી.

"હવે તમારી જીવનકથા કહેશો?"

"કહું. મારી જીવનકથા ચમત્કારોથી ભરપુર નથી કે નવલકથા જેટલી રસિક નથી. રસિકતા અને ચમત્કારિત્વ સિવાય જીવનમાં બીજું કંઈ હોય છે અને તે મારી જીવનકથામાંથી જરૂર પ્રાપ્ત થશે. સાંભળો." કહી ઉર્મિલાએ પોતાની જીવનકથા કહેવાની શરુઆત કરી.

"નડિયાદના એક ખાનદાન અને પ્રતિષ્ઠિત કુટુંબમાં મારો જન્મ થયો છે. મારાં માતાપિતા કેળવાયેલ હોવાથી તેઓ આદર્શવાદી હતાં અને પૈસાદાર હોવાથી એ આદર્શો સિદ્ધ કરવા મંથન કરતાં. જ્યારે હું ૭ વરસની થઇ ત્યારે મને કેળવવા મારા પિતાએ રાખેલી કાળજીને પરિણામે ઉમ્મરના પ્રમાણમાં મારામાં વધારે શક્તિઓ ઉતરી હતી. માબાપો પુત્રને 'પારકી માટી' ગણી તેના તરફ ઉપેક્ષાવૃત્તિ રાખી પુત્રીના જીવનને ગૂંગળાવી નાખે છે તેવું મારા સદ્ભાગ્યે મારે માટે નહોતું બન્યું. હું મારાં માબાપનું એકનું એક સંતાન હોવાથી તેઓના પ્રેમ અને કાળજી વચ્ચે ઉછરી હતી. કુટુંબ સંસ્કારી હોવાથી નાનપણમાં સારા સંસ્કાર પડયા હતા ને કેળવણીએ કરીને એ સંસ્કારના બીજમાંથી ફણગો ફૂટયો હતો. હું જ્યારે ૭ વરસ પૂરાં કરી સાતમામાં

પ્રવેશ કરવાની તૈયારીમાં હતી તેવામાં ઈન્ફ્લ્યુએન્ઝાએ મારી માતાને ઉપાડી લીધી. મારા પિતાને માથે ભારે જવાબદારી આવી પડી, પણ તેઓએ તે પૂરેપૂરી રીતે અદા કરી. તેમણે મારી કેળવણી માટે ખૂબ સરસ ગોઠવણ કરી હતી. એ કેળવણીની મારા ઉપર કેવી અસર થાય તે જોવા તેઓ જીવ્યા નહિ ને મારી માતાના મરણ બાદ બે વરસે દેવલોક પામ્યા. મરતાં મરતાં તે મારે માટે એટલી સારી ગોઠવણ કરતા ગયા છે કે મિલ્કતમાંથી એક પાઈ ઉપડી જાય નહિ કે મને અપાતી કેળવણી બંધ ન થાય, યા હલકા પ્રકારની થાય. પિતાના મરણ પછી હું મારા કાકા સાથે રહેવા લાગી. તેઓ અમેરિકામાં મોટા હિંદી વ્યાપારી છે. કાકા પણ સદ્ભાગ્યે મારા હિત માટે ખૂબ ઉત્સુક હતા. તેઓ મને તેમની સાથે ન્યૂયૉર્ક તેડી ગયા.

"અમેરિકાના સ્વતંત્ર વાતાવરણે મારા ઉપર ખૂબ અસર કરી. માનવજીવન સ્વતંત્ર વાતાવરણમાં કેવું ખીલી નીકળે છે તે મે ત્યાં જોયું ને હિંદુઓનાં સામાજિક બંધનો જીવનને કેટલી ક્રૂરતાથી ગૂંગળાવી મારે છે તે પણ દીઠું. અહીંનાં બાળકોનાં મોં ઉપર ઉલ્લાસ કે તાઝગી નથી દેખાતાં, તેમનાં અંગોમાં સ્ફૂર્તિ કે તનમનાટનાં દર્શન નથી થતાં. આ બાળકો જાણે કોઈ અદૃષ્ટ તલવારની ધારથી ડરી ગયેલાં હોય તેવાં નિસ્તેજ અને શિથિલ હોય છે. પણ મારા જીવનમાં પ્રથમથી જ એ ડરામણાં ભૂતો પ્રવેશી શકયાં ન હતાં. હું ઉલ્લાસપૂર્ણ હતી. ન્યૂયૉર્કના વસવાટે એ ઉલ્લાસને વધાર્યો ને જીવનના ઘડતર માટેનાં આવશ્યક તત્ત્વોની શોધ કરતી બનાવી દીધી. મારી બુદ્ધિ તેને વફાદાર નીવડે તેવી હોવાથી પુસ્તકો અને અનુભવથી જીવન માટે આદર્શો માંડયા ને પંથ નક્કી કર્યા. મારા બધા આદર્શો માટે અત્યારે કહી શકાય તેમ નથી. સવારે અગર બીજા કોઈ પ્રસંગે કહીશ.

"માયકાંગલું બાળક મને પસંદ નથી તેમ ગુલામી માનસ ધરાવતી સ્રી પણ પસંદ નથી. હું બંનેમાં સ્ફૂર્તિની અપેક્ષા રાખું છું.

એમના પ્રત્યેક અંગના સ્નાયુઓમાં એટલો તનમનાટ ભરેલો હોવો જોઇએ કે જીંદગી સ્ફૂર્તિવંત પ્રવૃત્તિના સુમધુર સંગીતથી રણઝણી ઉઠેલી હોય. હું માનું છું કે આવો તનમનાટ ધરાવનાર સ્ત્રી સાસુ કે પતિની ગુલામી સહન નથી કરતી કે તેમની સાથે ઉદ્ધતાઇથી વર્તી જીવનને બેજવાબદારીના મહા અરણ્યમાં છોડી મૂકતી નથી. આવી સ્ત્રી જન્મે છે તેમ કહેવાને બદલે ઘડવામાં આવે છે એમ કહેવું યોગ્ય થઇ પડશે. માતા-પિતા અને ખાસ કરીને માતા બાળકના ઘડતર માટે જવાબદાર છે. સ્ત્રીઓ જ પોતાની છોકરીઓને એવી ખરાબ સ્થિતિમાં ધકેલી દે છે. એમની આજૂબાજૂ એવું વાતાવરણ જમાવી દે છે કે જાણે સ્ત્રીનું ખોળિયું મળ્યું એજ મહાપાપનું પરિણામ હોય. અજ્ઞાન માતા પુત્રીને માટે સંકુચિત ક્ષેત્ર નક્કી કરે છે ને તે ક્ષેત્રને ઘટે તેવાં જ કામ કરવા દે છે. આ બધાને પરિણામે પુત્રીની શક્તિઓ સીઝાઇ જાય છે ને એ બાળકી સ્ત્રી બને છે ત્યારે પણ કુંઠિત માનસ ધરાવનારી બને છે.

"આ કરુણ સ્થિતિમાંથી હું બચી ગઈ છું એમ કહેવામાં અભિમાન નથી. કેળવણી અને સંસ્કારિતાએ ઉચ્ચ જીવન ગાળવાની અભિલાષા મારા દીલમાં પ્રગટાવી છે ને કઠિનાઇઓને વટાવી આગળ કેમ વધવું તે બતાવતી બુદ્ધિ આપી છે.

" ન્યૂયૉર્કના એક બાગમાં હું અને મહેન્દ્ર મળ્યાં. એ પોતાને મિલમાલિકના પુત્ર તરીકે ઓળખાવતો હતો. અમારી વચ્ચે આકર્ષણભરી લાગણી પ્રગટી પણ હું તેને વશ ન થઈ ગઈ. મેં અમેરિકામાં થતાં પ્રેમલગ્નોનો તથા હિંદુમાં થતાં ઢીંગલિયાં લગ્નોનો અભ્યાસ કર્યો છે. એકેને હું પસંદ કરતી નથી. લગ્ન અતુટ સંબંધ હોવો જોઇએ એમ હું માનું છું અને તેટલા માટે લગ્ન પહેલાં ખૂબ સાવચેતી રાખવાની અગત્ય જોઉં છું. હિંદુઓમાં ઢીંગલિયાં લગ્ન કરતાં પ્રેમલગ્નની પ્રણાલિકા

સારી છે પણ જોખમકારક છે. સ્ત્રી–પુરુષ એક બીજાના સહવાસમાં આવ્યા સિવાય પરસ્પર ઓળખી શકતાં નથી. પ્રેમલગ્નનાં ઉમેદવારો સહવાસ મેળવે છે પણ તે ઉપલક અને પક્ષપાતી બુદ્ધિના નિર્ણયોને પ્રગટાવનાર હોય છે. એટલે મેં મારે માટે એવો નિર્ણય કર્યો હતો કે ખૂબ નિકટમાં રહી પસંદગી પામેલા પુરુષ સાથે લગ્ન કરવાં. મહેન્દ્રને મેં પસંદ કર્યો હતો પણ પરીક્ષા લેવાનું બાકી હતું. જો મેં વિલાસની માફક આંધળિયાં કર્યાં હોત તો તેની દશા તે મારી દશા થાત. મહેન્દ્ર આટલો નીચ છે, તે એની સાથે લગ્ન થાય એમ ઇચ્છતી હતી તે વખતે નહોતી જાણતી.

"મહેન્દ્ર હિંદુસ્થાનમાં આવ્યા પછી મને ભૂલી ગયો. એનો એક પત્ર આવ્યો. તે પહેલો અને છેલ્લો હતો. કેટલાક વખત બાદ હિંદમાં આવવાની મને ઇચ્છા થઈ. મહેન્દ્રની તપાસ કરવાની ઇચ્છાએ મને તેટલી ઉતાવળ કરવાની ફરજ પાડી. મેં અગવડો અને મુશીબતો વિષે બહુ સાંભળ્યું હતું પણ અનુભવેલું નહિ હોવાથી એ અનુભવ લેવાનું મન થયું. મારા કાકાને આ વધી વાત સવિસ્તર કહી સંભળાવી. તેમણે કેટલીક સાવચેતીઓ સાથે મારી ઇચ્છાને અનુમોદન આપ્યું. પાસે પૈસા રાખ્યા સિવાય હું અમદાવાદમાં આવી. મારા કાકાએ આપેલી ચિઠ્ઠીઓથી જોઇએ તેટલા પૈસા મેળવી શકાય તેમ હતું. છતાં દુઃખો–અગવડોનો અનુભવ લેવા એ ચિઠ્ઠીઓનો ઉપયોગ ન કર્યો. તમે મુંબઈ હતા તે વખતમાં એ ચિઠ્ઠીઓનો ખૂબ ઉપયોગ કર્યો હતો. પરિણામે ઉષાને બંગલે મારે વારંવાર જવાનું થયું ને તેની સાથે મૈત્રી બંધાઈ. તમારે ત્યાંથી છટકી હું અહીં ઉષા સાથે જ રહેતી હતી. તમારી આર્થિક મુશીબતો મારાથી અજાણી નહોતી. મેં એ ઉષાને કહ્યું હતું. ઉષાએ બકુલાને કહ્યું ને તેમણે તમને રૂા. ૬૦ મોકલ્યા. મને તેની ખબર નહોતી એટલે રૂા. ૫૦ તેજ દિવસે રાત્રે ઉષા સાથે મોટરમાં આવી તમારા ઘરમાં મૂકી દીધા.

"અમદાવાદમાં આવી તે જ દિવસથી હું મહેન્દ્રની વાતો જાણવા એક નહિ તો બીજી રીતે પ્રયત્ન કરી રહી હતી. તમારી પાસેથી વાતચીતમાં મુખ્ય મુખ્ય ખબરો મેળવી હતી એટલે તેને માટે વધુ તપાસ કરવાની જરૂર નહોતી અને તપાસ કરવી હોય તો ઉતાવળ કરવાનું પ્રયોજન નહોતું. છેવટે તમે જાણો છો તેટલું, કદાચ તેથી વધારે જાણી શકી છું ને મહેન્દ્ર સાથે લગ્ન કરી શકાય તેમ નથી તે જોઇ શકી છું."

જૂદી જૂદી લાગણીઓ અનુભવતાં ઉર્મિલાની કથા પૂરી થઇ એટલે દીનેશે છૂટકારાનો દમ ખેંચ્યો. તે પછી વધુ લંબાણથી નાની નાની વિગતોથી ભરેલી વાતો કરતાં મીલોની પહેલી વ્હીસલો સંભળાઈ.

## પ્રકરણ ૩૧

### ઉઘડતું પ્રભાત

"આ ડાઘ શાનો ?"

"દાઝી હતી."

"શી રીતે ?"

"ગરમ તપેલી અડકી ગઈ."

"આમ રોજ દાઝવાનું ? રાંધવાનું ફાવતું નથી ખરું ?"

"ફાવે કે ન ફાવે, રાંધવું તો જોઈએ ને !"

"રાંધવું જોઈએ પણ તે ખાવા માટે. દાઝવા માટે નહિ."

બકુલા હસી પડી.

"તો આપણે રસોઇઓ રાખીએ ?"

"ગરીબાઈ—"

"એટલી સ્થિતિએ તો આવી ગયાં છીએ."

"હેં ! આ હા ! ભગવાને સામું જોયું ખરું."

ઝટપટ રાંધી પરવારી આ શુભ સમાચાર આપવા બકુલા વિલાસને ઘેર દોડી ગઈ. જે શ્રીમંતાઈ ભૂતકાળના સ્મરણ તરીકે જ

રહી હતી તેને ધીમી પગલીએ વર્તમાન તરફ આવતી જોઈ તેને આનંદ ન થાય ? બકુલાનું હૈયું અજબ તાનથી નાચતું હતું. ભૂતકાળમાં જ્યારે તે મોટરમાં ફરતી ને વાડીમાં વિહરતી ત્યારે પણ આટલો આનંદ નહોતો થયો. ક્યાંથી થાય ? નિબંધ વિહરનાર બંધનમાં પડયા પછી છૂટો થતાં, બંધનમાં દુઃખ જાણ્યાં હોય છે એટલે વધુ સંતુષ્ટ થાય છે. ફૂલવાડીમાં ફરતો ભ્રમર ગટરની ગંધ લીધા પછીથી જ પુષ્પની સૌરભનાં યથાર્થ મૂલ્ય આંકી શકે છે. અંધારી રાત્રિ જોઈ હોય તે જ પૂર્ણિમાની શોભાને પારખી શકે છે.

બકુલા વિલાસના ઘરનો દાદર ચઢી ગઇ. વિલાસ મડદાની જેમ જમીન ઉપર પડી રહી હતી. વાળ વિખરાઈ ગયેલા હતા. બકુલાને જોઇ તેણે દુઃખના અવાજ સાથે બળાત્કારે માથું ઉંચું કરી કહ્યું.

" આવો."

એની દશા જોઈ બકુલા ચમકી.

" આ ડાઘ શાનો ?"

" દાઝી હતી."

" શી રીતે ?"

" ગરમ તપેલી અડકી ગઈ."

દુર્ગાપ્રસાદ સાથે થયેલી વાતનું આ પુનરાવર્તન હતું. પણ બંને વચ્ચે અનંત અંતર હતું. એક પ્રસંગમાંથી ઉજ્જવલ આશાનાં કિરણો ફૂટતાં હતાં, બીજા પ્રસંગમાંથી ઘોર તિમિરની અંધારીનાં દર્શન થવાનાં હતાં. છેલ્લું વાક્ય બોલતાં વિલાસની આંખમાં આંસુ ભરાઇ ગયાં હતાં. આજ સુધી એણે સહન કર્યું હતું, પણ હવે એની સહિષ્ણુતાની હદ આવી ગઇ હતી.

" ભાભી, ભાભી, એ ડાઘ તો કંઇ નથી. આ જૂઓ." કહી વિલાસે છાતી ઉપરનું વસ્ત્ર દૂર કર્યું. અંગમાં બળેલું માંસ ભયંકર સ્વાંગે ચમકી રહ્યું હતું.

બકુલા ચમકી. તે બોલી, "આ શું ? આટલું બધું દાઝયાં શાથી?" વિલાસના કપાળ ઉપર હાથ મૂકી બકુલા બોલતી હતી.

"ભાભી, આજ સુધી તમને કશું કહ્યું નહોતું. હૈયાની બારી ઉઘડવા માગતી હતી પણ તેમ થવા દીધું નહોતું. એ હૈયું આજે ઉઘડી જાય છે. ભાભી, અહીં હું અસહ્ય યાતનાઓની ભોગ થઇ પડી છું. ઘરમાં ખાવાને ધાન નથી, પહેરવાને કપડાં નથી, જીવવાને સારુ અંગ નથી. આ ડાઘ જૂઓ છો ? એમણે સળગતી સઘડી મારી છાતીએ ચાંપી દીધી—"

"કોણે મહેન્દ્રે ?"

"હા. એ નરરાક્ષસે. ભાભી, મને બચાવો. આ દુઃખો હવે સહન કરી શકાય તેમ નથી. જેટલો વિલંબ થશે તેટલું અનિષ્ટ છે. મને એ મારી નાખશે. તમારી દશા સારી નથી તે હું જાણું છું; પણ ભાભી, હું મજૂરી કરીને ચાર આના મેળવી લઇશ. મને તમારી પાસે લઇ જાઓ. આ કસાઇખાનામાં ન રાખો."

વિલાસની આંખમાંથી અસ્ખલિત ધારે આંસુડાં વહી જતાં હતાં. બકુલાની પણ એવી જ દશા હતી.

"અને ભાભી. તમેય મને સડેલા ફળની જેમ ફેંકી દીધી છે. આટલા આટલા દિવસ થયા, મારા ભાઇ એકેય વખત બહેનને ઘેર આવ્યા છે ? નાનકડું છતાં બહેનનું ઝુંપડું પાવન કર્યું છે ?"

"એથી દુઃખી થવાનું પ્રયોજન નથી. તમે અમારે ત્યાં આવતાં હતાં અને તે તમને વારંવાર મળતા હતા, તો પછી અહીં આવ્યે વધારે શું છે ? હું હમણાં જ જાઉં છું ને તેડી લાવું છું."

"જાઓ. ભાભી, મારો ભાઇ મારે ઝુંપડે ભલે પધારે ! ઉઠવાની શક્તિ નથી તોપણ હું તરફડિયાં મારી એનું સ્વાગત કરીશ. ફૂલ નથી પણ પૂજીશ. મારું દારિદ્રના વાસવાળું ઝુંપડું પાવન થશે."

"ત્યારે તમે જ આવશો ? ગાડી કરી લઉં."

"ના. એક વખત મારો ભાઇ મારા ઘરમાં પગલી પાડે એટલું

હું જાઉં છું. પછીથી આવીશ."

"પણ કોઇ માણસ તમારી પાસે નથી–"

"શી જરૂર છે? અત્યાર સુધી હું એકલી જ હતી ને? તમે ઝટ જાઓ. મારા ભાઇને તેડી લાવો."

બકુલા ઉઠી. ઝપાટાબંધ દાદર ઉતરી ગઇ ને શાહપુર ચકલામાં આવી ગાડી ભાડે કરી લીધી. ચાર આના વધારે આપવાના કહ્યા એટલે ઘોડાને આઠ દસ ચાબુકો પડી ને ગાડી વંટોળની માફક દોડતી ગઈ.

વિલાસ રોતી રોતી પડી રહી. જરા આંખ મળવા આવી ત્યાં દાદર ઉપર અવાજ થયો. વિલાસ છાતી ઉપરનું વસ્ત્ર બરાબર ઓઢે ત્યાં તો દીનેશ આવી ચઢ્યો તેની નજર ચાઠા ઉપર પડી ગઈ. વિલાસે સૂતાં સૂતાં જ કહ્યું, આવો."

"વિલાસ, છાતી ઉપર પેલું ચાઠું શાનું?" દીનેશે પૂછ્યું.

"એમણે સળગતી સગડી ચાંપી દીધી."

"હેં! હેં! હેં! થોભો, હું ડૉકટરને બોલાવી લાવું."

કોઈ સારા ડૉકટરની જરૂર હતી એટલે ચકલામાંથી એકેને ન બોલાવતાં ભાડાની ગાડી લઈ પોતાના ઓળખીતા અને હોશિયાર ડૉકટરને ત્યાં દીનેશ ઉપડી ગયો.

દોડતી ગાડી બકુલા, દુર્ગાપ્રસાદ અને એક નર્સને લઇ વિલાસના મકાન આગળ થોભી. ત્રણે ઝટપટ ઉતર્યાં ને દાદર ચઢી ગયાં. ફાટેલી આંખે વિલાસે તેમને જોયાં. દુર્ગાપ્રસાદ આવ્યા ત્યારે તો એના આખા અંગમાં હર્ષની ઝણઝણાટી ફરી વળી ને બીજી ક્ષણે તે રોઇ પડી.

રોતાં રોતાં વિલાસ બોલી, "ભાઇ, આવ્યા? હા! આજ હું પાવન થઇ. મારે આંગણે મારો ભાઈ આવ્યો. ભાઇ!"

"બહેન!"

"મઝામાં છોને? શરીર સારું છેને?"

"હા, બહેન, બધું સારું છે."

નર્સ વિલાસને તપાસવા માગતી હતી, પણ દુર્ગાપ્રસાદ બેઠા હતા એટલે મૂંઝાતી હતી. દુર્ગાપ્રસાદ તેની મૂંઝવણ સમજી ગયા ને નીચે જઇ ઓટલા ઉપર બેઠા. થોડી વાર પછી એક ગાડી ધસી આવતી હોય તેમ પૈડાંનો ખડખડાટ અને ઘોડાના દાબડાનો અવાજ સંભળાયો. દુર્ગાપ્રસાદ તે તરફ જોઈ રહ્યા. ગાડી સામે આવીને ઊભી એટલે ડૉક્ટર અને દીનેશ તેમાંથી કૂદી પડયા.

"ઓહો! દીનેશ? અહીં કયાંથી? જોડે આ કોણ છે?"

"એ ડૉક્ટર છે ને વિલાસને તપાસવા માટે તેડી લાવ્યો છું."

"નર્સ આવી ગઇ છે." દુર્ગાપ્રસાદે દીનેશને કહ્યું.

"તપાસે છે?"

"હા."

"વિલાસની દશા બહુ ખરાબ છે."

"હું યોગ્ય કરવાનો છું."

દીનેશ ડૉક્ટર તરફ જોઇ કહેવા લાગ્યો, "ડૉક્ટર સાહેબ, આપણે મોડા પડયા. લો તમારી ફી." કહી દીનેશે ગજવામાં હાથ નાખ્યો.

"ફી ન લેવાય. ગાડી મોકલો."

ડૉક્ટર ગાડીમાં બેઠો ને ગાડી ઉપડી ગઇ. દીનેશ દુર્ગાપ્રસાદ જોડે બેઠો ને વિલાસની કરુણ દશાની વાતો કરવા લાગ્યા.

"આવો." ઉપરથી અવાજ આવ્યો.

દુર્ગાપ્રસાદ અને દીનેશ ઉપર ગયા. બેઠા. દુર્ગાપ્રસાદ એક વખતની પતંગિયા જેવી સ્ફૂર્તિવંત પણ અત્યારે મૃત્યુની વજ્રબેડી તળે ચગદાઇ હોય તેવી શિથિલ, નિસ્તેજ અને દુઃખી ભગિની તરફ જોઇ રહ્યા.

"બહેન, મને માફ કરજે. હું વિશ્વાસે રહ્યો અને તું સુખી છે એમ માની કંઇ પણ કર્યું નહિ. અત્યારે હું જાણી શકયો છું પણ તે બહુ નહિ."

"વધારે જાણવાની જરૂર પણ નથી."

"મારે જરૂર છે."

"પણ હું કહેવા નથી માગતી. મારાં દુઃખોનો ઈતિહાસ હું શા માટે તમને વાંચી બતાવી દુઃખી કરું?"

"દુઃખી તો થયેલો જ છું. હવે તો યોગ્ય પ્રયત્ન કરાય તે માટે જ જાણવા માગું છું."

"તો સાંભળો. હું પરણી જૂદી રહી. સ્વાતંત્ર્ય મળતાં મારો તપથીનાં 'પ્રેમલગ્ન' મેળવેલો પતિ વધારે ઉન્મત્ત થયો. એ નોકરીએ ન લાગ્યો. દુષ્ટ મિત્રોની સોબતે ચઢી ઉડાઉ બન્યો. ધીમે ધીમે માણસાઇની હદ વટાવી ગયો. એ ગમે ત્યાં ખાતો હશે, સૂતો હશે; હવે એનામાં એકપણ અવગુણ પ્રવેશવાનો બાકી નથી. રંડીબાજી અને દારુ એ એની જીવનપ્રવૃત્તિ બન્યાં છે. જુગારથી પૈસા મેળવે છે ને ઉડાવે છે. મને એક પાઇ પણ મળતી નથી. મેં મારી ચીજો વેચી નભાવ્યું. કશું રહ્યું નહોતું, ઉપવાસ થયો. તેવામાં દીનેશ મને રસ્તામાં અચાનક મળ્યા. મારે ઘેર આવ્યા. મને એમણે આજસુધી જીવાડી છે. લગભગ બધું ખર્ચ એ જ આપે છે. ઉપરાંત દરરોજ અને તેમ ન બને ત્યારે બેત્રણ દિવસે આવી ખબર જોઇ જાય છે. મદદ આપે છે, શાન્તિનાં અમૃત પીવડાવે છે. મને રોજ માર પડતો હતો પણ આજે તે છેલ્લામાં છેલ્લી હદ જેટલો પડયો છે. માર પડયો તે સાથે આ ડામ પણ દેવાયો." વિલાસ રોવા લાગી.

"રો નહિ. હવે રોયા કરતાં શું કરવું તેનો વિચાર કરવામાં વધારે શ્રેય છે." દુર્ગાપ્રસાદે કહ્યું.

"હવે વિચાર શો કરવાનો છે? એમને આપણે ઘેર લઇ જઇએ."

બકુલાએ કહ્યું. "એ તો થશે જ પણ મહેન્દ્ર—"

"એનું ગમે તે થાય." દુર્ગાપ્રસાદે તપી જઇને કહ્યું.

થોડીવાર શાન્તિ છવાઈ. બકુલાને પોતાની ભવિષ્યવાણી ખરી પડવામાં શંકા નહોતી તોપણ ખરી પડેલી નજરે જોતાં કંઈ કંઇ વિચારો આવવા લાગ્યા. મહેન્દ્ર જેવા પારધીના હાથમાંથી વિલાસને

છોડાવ્યા સિવાય ચાલે તેમ નહોતું. પણ તેમ થયા પછીથી પણ વિલાસનું જીવન અનેક વિકટ પ્રશ્નો ઉભા કરતું રહેશે, એ પ્રશ્નો કયા કયા હશે, તેની કલ્પનામાં અને ઉભા થયેલા મામલાને કઇ રીતે પૂગી વળવું તેની શોધ કરવામાં બકુલા લીન થઈ ગઈ.

દુર્ગાપ્રસાદે દીનેશને કહ્યું, " મારી બહેનનું જ્યારે કોઇ નહોતું ત્યારે તેને મદદ આપી જીવાડવા બદલ હું તમારો ઋણી છું."

દીનેશ જવાબ આપવા જતો હતો, કંઈક કહેવા માગતો હતો, પણ કોઇ દાદર ચઢતું હોય તેવો અવાજ આવવાથી બોલતો ચમકયો. થોડીવારમાં દુર્ગાપ્રસાદનો જૂનો ગુમાસ્તો મોટું બંડલ લઇ આવી પહોંચ્યો. દુર્ગાપ્રસાદ તેના તરફ જોઈ રહ્યા. કંઈ બોલે તે પહેલાં તે બંડલ સામે મૂકીને ઉભો રહ્યો.

" બંડલમાં શું છે ?" દુર્ગાપ્રસાદે પૂછ્યું.

" ખોલી જૂઓ."

બંડલ ખોલતાં ખોલતાં દુર્ગાપ્રસાદે ગુમાસ્તાને કહ્યું, " બેસો."

ગુમાસ્તો બેઠો. દુર્ગાપ્રસાદે બંડલ ખોલી જોયું તો કરન્સી નોટોનું હતું. બધાના આશ્ચર્યનો પાર ન રહ્યો.

" નોટો અહીં લાવવાનો ઉદ્દેશ શો ?"

" ઉદ્દેશ પૂછો છો ? શેઠસાહેબ, ઉદ્દેશ આપને આ નોટો આપવાનો છે."

" શા માટે ?"

" આપના ખાનગી ઉપયોગ માટે."

" પછી ?"

" પછી શું ? શેઠસાહેબ, મારી બેવકુફીથી આપની સર્વ મિલ્કત ફના થઇ ગઇ. મારી બેવકુફીએ મને પશ્ચાતાપની ભઠ્ઠીમાં ફેંકી દીધો. જીવવાનું ભારે લાગ્યું. ભૂલ અને પશ્ચાતાપના ડંખ મારાથી સહન ન થયા. પછી પછી..." કહી તે આંસુ ભરી આંખે નીચું જોઇ રહ્યો ને બોલ્યો નહિ.

કેટલીક વાર પછી દુર્ગાપ્રસાદે પૂછ્યું. "કેટલાના નોટ છે ?"

" ચાર લાખના."

" આટલા બધા રૂપિયા તેં ક્યાંથી આણ્યા ? "

" બધું કહી દઉં. શેઠસાહેબ, આપની સખત મનાઇ હોવા છતાં મેં સટ્ટાથી આપનું બધું ગૂમાવ્યું. શ્રીમંતાઇનાં જરઝવેરાત છોડી ફકીરીના વાઘા સજવાનો એ પ્રસંગ હતો, છતાં આપે મને કંઈ ન કહ્યું ને ખાનદાની બતાવી દેવું વાળી આપ્યું. એ દિવસથી હું દારુણ દુઃખથી પીડાતો હતો. મારી મિલ્કત પાંચેક હજારની હતી તે કદાચ આપ જાણતા હશો. તેમાથી દોઢહજાર રૂપિયા આપને નામે કાઢયા. જવાના હોય તે જાય એમ સાહસ કરી દુનિયાભરની જૂદી જૂદી લૉટરીઓની ટીકીટો ખરીદી. સામાન્ય રીતે લૉટરીમાંથી મેળવવા કરતાં ગૂમાવવું વધુ પડે છે પણ આપનું પ્રબળ ભાગ્ય આટલા રૂપિયા ખેંચી લાવ્યું છે. આપ તે સ્વીકારીને મને ઋણથી મુક્ત કરો. "

"આ રૂપિયા ઉપર મારો હક નથી. મારાથી તે ન લેવાય."

" શેઠસાહેબ, હક્ક છે. કેમ ન લેવાય ? "

" રૂપિયા મેં નહોતા ભર્યા ને ? "

" તો સટ્ટો તમે કયાં કર્યો હતો ? "

" મારે નામે તમે કર્યો હતો. "

" તમારે નામે મેં ટીકીટો લીધી હતી. "

બધા અવાક થઇ ગયા. પરમદિવસનો લક્ષાધિપતિ ગઇકાલે ભિખારી થઈ ગયો હતો, જે આજે વળી પાછો લક્ષાધિપતિ થાય છે. છેવટે દુર્ગાપ્રસાદે રૂપિયા સ્વીકાર્યા. બકુલા, વિલાસ, દીનેશ અને જોડે બેઠેલી નર્સ પરમાત્માની ખૂબીના વિચારમાં ડૂબી ગયાં. એમને કેવો અને કેટલો હર્ષ થતો હશે ?

" શેઠસાહેબ, હવે મને રજા આપો. " ગુમાસ્તાએ કહ્યું.

" કયારે મળશો ? "

" કહો ત્યારે. "

" કાલે સવારે મળજો હાં. જરૂર. "

ખાનદાન ગુમાસ્તો ભારે ઋણમાંથી છૂટયો હોય તેવાં આનંદ

પ્રદર્શક પગલાંએ ચાલતો થયો. એની પાછળ અનેક જીવોના શુભાશીર્વાદો ધીમી પગલીએ અગોચર દેહે ચાલતા હતા.

પોતાની સામે પડેલા ચાર લાખ રૂપિયાના નોટ સામે દુર્ગાપ્રસાદ જોઇ રહ્યા. ઇશ્વરની કરુણા આમ અણચિંતવી વરસી પડશે એવી તેમને કલ્પના પણ નહોતી. સ્વપ્નામાં નહિ તે પ્રત્યક્ષ થતાં જવલંત ભૂતકાળ અને તે વખતની રહેણીકરણી તેમની નજર સામે પ્રકાશિત રેખાઓએ ચમકવા લાગ્યાં. થયેલો આનંદ આશ્ચર્ય, સંકોચ અને ઉલ્લાસનાં રૂપો બદલી છેવટે આનંદભર્યા વાર્તાલાપમાં પરિણમ્યો. ઇશ્વરની કરુણાની વાતો કર્યા પછી વાર્તાલાપે દિશા બદલી.

દીનેશ તરફ જોઇ દુર્ગાપ્રસાદે કહ્યું, "વિલાસ અમારે ઘેર પાછી આવે છે, ને પ્રૉફેસર સાહેબ, તમારે પણ અમારી સાથે રહેવા આવવું પડશે."

" અબન્ય ! " દીનેશે તદ્દન નવા શબ્દ પ્રયોગથી જવાબ દીધો.

" ન ચાલે. આવવું જ પડશે. તમે ન હોત તો વિલાસ જીવતી ન હોત, એ જીવતી ન હોત તો અહીં આવત નહિ. આ ઘરમાં ન આવ્યો હોત તો પૈસા મળત નહિ. પૈસા આવત નહિ તો ગયેલાં સુખ–સાહ્યબી આજે પાછાં આવત નહિ. સુખ–સાહ્યબી પાછાં આવત નહિ તો હું તમને મારી સાથે રહેવાનું કહેત નહિ. "

" ઓ હોહોહોહો ! " દીનેશ હસ્યો. તેની સાથે બધાં હસ્યાં.

છેવટે ' ગ્રીન કૉટેજ ' માં રહેવા જવાનું દીનેશને કબૂલ કરવું પડયું. બે ગાડીઓ ભાડે કરી આણી બધાં નીચે ઉતર્યા. એકમાં વિલાસ અને નર્સ બેઠાં. બીજીમાં દુર્ગાપ્રસાદ, બકુલા અને દીનેશે બેઠક લીધી. ગાડીઓ ચાલતી થઇ, ચાલી જતી ગાડીઓ ઉપર ભાગ્યદેવી અદૃષ્ટ રહી ફૂલડાં વરસાવતી હતી અને એ જ વખતે કોઈ કુમારિકાએ તેના મોહક સૂરથી ગાયું:—

" પ્રારબ્ધનાં પૂર સામે ઝૂઝશો ના—"

( કવિ નાનાલાલ. )

## પ્રકરણ ૩૨

### શું ? આ કે તે ?

એ સુખી દિન જ્યારે શેઠ દુર્ગાપ્રસાદને ઘેર ગયેલી લક્ષ્મીનાં ફરીથી અજવાળાં ઊતર્યાં તેની અને આ પ્રસંગની વચ્ચે ચોવીસ ચોવીસ મહિનાના સમયની કાયા લંબાઈ છે. લક્ષ્મી-દેવીએ તેની કળા ફરીથી વિસ્તારી દીધી છે ને આખું કુટુંબ પોતાનાં મિત્રો સાથે આનંદ કરી રહ્યું છે. ત્યાં વિલાસ છે પણ મહેન્દ્ર નથી. બકુલાએ મહેન્દ્રને સુધારવાનો પ્રયત્ન કરવાનું ઈચ્છયું હતું પણ વિલાસે ‘ સુધરેલો શિકારી વધુ ભયંકર હોય છે ’ એમ કહી મહેન્દ્ર સાથે રહેવાની અનિચ્છા દર્શાવી હતી. ને દીનેશ જેવા ઉચ્ચ આત્માને દૂભાવી પ્રેમલગ્નના થયેલા ઉમેદવાર સાથે છૂટા છેડા કર્યા હતા.

વિલાસ તેના જૂના મકાનમાં રહેતી હતી, ત્યારે દીનેશ અને ઉર્મિલા માટે દુર્ગાપ્રસાદ રહેતા હતા તે બંગલા પાસે જ નવું મકાન બંધાવવામાં આવ્યું હતું. ૭ રૂમની એ એક ચાલી હતી. દીનેશ એક છેડાના બે રૂમ વાપરતો ને ઉર્મિલા બીજા છેડાના બે રૂમ વાપરતી. વચલા રૂમ ખાલી હતા. ઉર્મિલા તદ્દન નજીક રહેતી હતી, છતાં

દીનેશને બહુ ઓછી વખત મળતી હતી; અને જ્યારે મળતી ત્યારે ઉપર ઉપરથી બે શબ્દો બોલી પસાર થઈ જતી હતી. કોણ જાણે શાથીય હવે તે દીનેશથી શરમાતી હતી. હૃદયમાં પ્રગટેલી નવી ભાવના એ સ્થિતિની ઉત્પાદક હોય તો ના ન કહેવાય.

વિલાસનાં વિરમેલાં નયનો વળી પાછાં ચાલુ થયાં હતાં. આનો અર્થ એવો નથી કે પાછી તે વિલાસની પાંખે ચઢી હતી. હવે તે વિલાસી નહોતી રહી, પણ પહેલાંની તાઝગી જે અદૃશ્ય થઈ ગઈ હતી તે પાછી આવી વસી હતી. હવે તેના વિલાસ પાછળ, પતનના ખાડામાં પડી જતાં અટકાવનાર એક બળ હતું. તે દહાડામાં દસવાર બધાંની મુલાકાત લેતી. જાણે ઉડતી ઉડતી આવતી હોય, ને ઉડતી ઉડતી જ ચાલી જતી હોય તેમ મિનિટ–બે મિનિટથી વધારે વખત ભાગ્યે જ બેસતી હતી. દીનેશ સાથે તે ઠીક ઠીક સમય ગુમાવતી. મહેન્દ્ર અમેરિકાથી આવ્યો તે પહેલાં તેની આંખોમાં દીનેશ પ્રત્યે જે ભાવ હતો તે આજે પણ હતો.

પ્રભાત થતા પહેલાં થોડી વાર જ થોડો વરસાદ વરસી ગયો હતો. ખુશનુમા પ્રભાત ખીલતું હતું અને ઝાડ તથા ફૂલની પાંખડીઓ ઉપર ચોંટી રહેલાં જળબિંદુઓ બાલસૂર્યનાં કૂમળાં કિરણોને ભેટી ભેટી ચળકી ઉઠતાં હતાં. દીનેશ ઝીણા અને ઉજળા ધોતિયાનો છેડો ખભા ઉપર નાખી બાગમાં આમ તેમ રખડતો હતો. એના પહેરણ કે ધોતીઆના સ્પર્શથી જળબિંદુઓ એમની મૃદુ શય્યા ઉપર ગબડી પડતાં હતાં અને સ્થિતિચ્યુત થતાં થતાં શોકથી રોતાં હોય તેમ દીનેશના પગ કે ધોતિયા ઉપર પડી ભીંજાવતાં હતાં. દીનેશ પણ ગેલમાં આવી ગયો હતો. તે કોઈ બિંદુને હાથમાં લેવા મથતો હતો અગર વિકસિત કે અર્ધવિકસિત પુષ્પને લઇ તેની પાંખડીઓ ચૂંટતો હતો. બાગમાંની હવામાં ઠંડક હતી ત્યારે સૂર્યનાં કિરણોમાં ઓછી ઓછી પણ ગરમી હતી, તેથી તેના કપાળ ઉપર પરસેવાનાં બિંદુ જામી ગયાં હતાં. એ બિંદુઓને લૂછી નાખતી વખતે કપાળ

ઉપર પરસેવાની રેખાઓ ઉત્પન્ન થતી ને ઘડીભર ચમકી અદૃશ્ય થઇ જતી હતી. આવા ખુશનુમા સમયે વિલાસ હસતી હસતી આવી ને શરમાતાં શરમાતાં દીનેશના હાથમાં એક ચિઠ્ઠી મૂકી.

તેમાં લખ્યું હતું, " હું પુનર્લગ્ન કરવા ઇચ્છું છું. "

તેમાં દીનેશે લખ્યું, " મારી સંમતિ છે. "

એ વાંચી વિલાસે લખ્યું, " તમે તૈયાર છો ? "

દીનેશે ચિઠ્ઠી ફેંકી દેતાં દેતાં કહ્યું, " ના. "

અને વિલાસનો ચહેરો ફીકકો પડી ગયો. તરત જ તે દોડી ગઇ. દીનેશ સાથે લગ્ન સંબંધી વાત કરવાની હવે તેનામાં શક્તિ નહોતી. દોડી જતી વિલાસને દીનેશ જોઇ રહ્યો ને દૃષ્ટિ બહાર જતાં વિચારમાં ડૂબી ગયો. થોડીવાર પછી એક તરંગ ઉઠયો ને દીનેશ ઉર્મિલાને મળવા ચાલ્યો. પહેલી પોતાની ઓરડીએ આવતી હતી તે ખુલ્લી પડી હતી. અંદર નજર નાખી તે આગળ ચાલ્યો. ઉર્મિલાના રૂમમાં જોયું તો તે ત્યાં નહોતી. આથી અગાસીમાં હશે તેમ ધારી ત્યાં ગયો.

ઉર્મિલા નાહીને કેશ સૂકવતી હતી. એના કેશે ફરી વળી સૂર્ય-નારાયણનાં કિરણો પાણી ચૂંસી લેતાં હતાં. તેને આવી સ્થિતિમાં જોતાં દીનેશ ખચકાયો ને પાછો જવા પ્રેરાયો.

" આવો. " ઉર્મિલાએ બૂમ પાડી.

ઉર્મિલા વસ્ત્ર ઠીક કરવા લાગી ને દીનેશ નીચું જોઇ તેના તરફ ચાલ્યો. પાસે જઇ અગાસીના કઠેડાને અઢેલી ઉભો રહ્યો.

" ઉભા રહો. હું ચોળી પહેરી આવું. " કહી ઉર્મિલા ચાલી ગઇ.

દીનેશ તેની પીઠને જોઈ રહ્યો. ઉર્મિલા અદૃશ્ય થતાં દૂર દૂર ક્ષિતિજ તરફ દૃષ્ટિ લંબાવતાં અગર આછી ઘેરી દેખાતી વૃક્ષરાજી ઉપર નજર ઠેરવતાં અગાસીમાં આંટા મારવા લાગ્યો. ઉર્મિલા પાછી આવી. દીનેશ અગાસીના કઠેડાને અઢેલી ઉર્મિલા સામું જોઈ ઉભો રહ્યો.

" આજે હું તમને ઠપકો દેવા આવ્યો છું. " દીનેશે કહ્યું.

" શો ? " ઉર્મિલાએ નીચું જોયું.

" તમે મને મળતાં જ નથી, તેનું કારણ ? "

" કારણ પૂછો છો ? જાણવું છે ? "

" એટલું ભયંકર છે કે જાણવા માટે પણ હું અશક્ત હોઉં તેમ તમને લાગે છે ? "

" તો સાંભળો. અહીં હું કેમ આવી છું તે તો તમે જાણો છો. સાથે એ પણ જાણો છો કે મારો મૂળ ઉદ્દેશ સિદ્ધ નથી થયો. હવે કાં તો મારે ચાલ્યા જવું કે અહીં અત્યારે રહું છું તેમ રહેવું. હું બેમાંથી એક પણ પસંદ નથી કરતી પણ સ્વતંત્ર ઘર વસાવી અમદાવાદમાં રહેવા ઇચ્છું છું. હું એકલી તે માટે અશક્ત હોઇ તમારા સહકારની અપેક્ષા રાખું છું. "

" હું પૂરેપૂરો સહકાર આપીશ. "

" તમારી ઇચ્છા અને દુર્ગાપ્રસાદ તથા બકુલાની રજા હશે તો–"

" પણ હવે રાયપુરમાં રહેતાં હતાં તેવી રીતે નહિ. "

" તો ? "

" પતિ–પત્ની તરીકે. "

દીનેશ ચમક્યો. ઉર્મિલાએ તે રીતે કહેલા શબ્દો યાદ આવ્યા. તેને લાગ્યું કે ઉર્મિલાએ તેના હૃદયમાંની વાત બાબતનો મોઘમ ઇશારો કર્યો હતો.

" આ શું બોલો છો ? " દીનેશ કહેવા લાગ્યોઃ " હું આજ સુધી તમારા ભાઇ તરીકે રહ્યો છું. હવે આ શું ? "

" તમે આજ સુધી ભાઈ તરીકે રહ્યા છો તે કબુલ કરું છું ને અભિનંદન આપું છું, પણ જાણો છો ? લગ્નથી પતિ બનતો પુરુષ એક વખત કુમારિકાનો હું તમને ગણતી હતી તેવો ભાઇ હોય છે."

" એ ગમે તેમ હો–"

" એના ઉપર બધો આધાર છે. "

" પણ મેં નહિ પરણવાનો ઠરાવ કર્યો છે ને એ ઠરાવને વળગી રહેવા માગું છું એટલે દિલગીર છું. "

" ત્યારે શું તમે મને નિરાશ કરશો ? મેં તમારી આશાએ શું શું કર્યું છે તે જાણો છો ? કેટલું કેટલું સહન કર્યું છે તે યાદ છે ?

" કબૂલ કરુ છું કે તમે મારા ઉપર અનહદ ઉપકાર કર્યાં છે ને મેં તમારી મુગ્ધકર શક્તિઓને પણ પીછાની છે. પરંતુ ઉપકાર અને મહત્તાનો ઉપયોગ લગ્ન માટે ન થઈ શકે. "

" હું એ લાલચ બતાવી મોહવશ કરવા નથી માગતી. "

" તે હું સમજું છું. "

" તો પછી મારી સાથે લગ્ન કરવામાં વાંધો શો છે ? "

" મેં બે કારણો બતાવ્યાં જ છે. "

" એનું નિરાકરણ થાય તો ? "

" તૈયાર છું. "

ઉર્મિલા અને દીનેશ છૂટાં પડયાં. દીનેશ ચાલ્યો ગયો તે પછી ઉર્મિલા નીચે ઉતરી ને કામે વળગી. દીનેશ પોતાના રૂમમાં જઇ તાજું આવેલું છાપું વાંચવા પ્રયત્ન કરવા લાગ્યો. ઉર્મિલાએ—જે ઉર્મિલાને તે દેવી ગણતો હતો તે ઉર્મિલાએ જ—લગ્નની માગણી કરી તે ઓછું આવકારદાયક નહિ હોવાથી દીનેશ વિચારમાં પડી ગયો. એ વિચારોને લીધે તેનાથી સારી રીતે છાપું વાંચી શકાયું નહિ. ઉપરઉપરથી જોઇ જઇ કાગળિયાંને છાતી ઉપર રાખી તે વિચાર કરવા લાગ્યો.

" મારે માટે લગ્ન ઇષ્ટ છે ? મારાથી લગ્ન કરી શકાય ખરાં ? વિલાસ ભલે એકપતિવ્રતને ઠોકરે મારે. મારાથી એકપત્નીવ્રતને ઠોકર ન મારી શકાય...મેં એને ચુંબન કર્યું હતું. એટલાથી જ શું તે મારી પત્ની થઇ ગઈ ? અમે એક બીજા તરફ પતિ–પત્નીના ભાવથી જોતાં હતાં ખરાં, પણ બ્રહ્મચર્ય તોડયું નહોતું. જીંદગીભર

કુંવારા રહેવું પ્રશંસ્ય છે પણ મારે માટે તેમ બની શકે તેમ નથી; છતાં મારે આદર્શ માટે ભોગ આપવો જોઇએ. મારે લગ્ન નથી કરવાં.

" પણ આ એક ધમાલ છે. વિલાસ અને ઉર્મિલા બંને લગ્ન કરવાની ઇચ્છા ધરાવે છે એટલે પ્રયત્ન કરવાનાં ને મારે આદર્શનો ભોગ નહિ આપવા ખાતર દુઃખી થવું પડવાનું. તો શું કરવું ? એક જ ઉપાય છે. અહીંથી ચાલ્યા જવું. "

ચાલ્યા જવાનો નિર્ણય કરવામાં અને તે માટેની ગોઠવણ કરવાના વિચારમાં જમવાનો વખત થયો એટલે વિચારોને લીધે ભારે થઈ ગયેલા મોંએ દીનેશ જમવા ગયો. બધાં જમવા બેઠાં. રોજ તો જમતાં જમતાં દીનેશ જ્ઞાનભર્યો વાર્તાલાપ કરતો કે હાસ્યજનક વાતોથી બધાંને હસાવતો, પણ આજે બોલ્યા સિવાય નીચું જોઈ જમ્યા કરતો જોઇ બધાંને આશ્ચર્ય થયું–સિવાય ઉર્મિલા.

જમી રહ્યા પછી ઉર્મિલા પોતાના ખંડમાં ગઇ ને વિલાસ તથા બકુલા વાતે વળગ્યાં.

ચારેક વાગ્યે ઉર્મિલા પણ બકુલાને મળી. બકુલા અને વિલાસ વચ્ચે શી વાતો થઈ હતી તે તેનાથી અજ્ઞાત હતું.

દીનેશ તો જમીને તરત જ શહેરમાં ચાલ્યો ગયો હતો તે રાત્રે નવેક વાગ્યે આવ્યો. તે દરમિયાન ચારેક વખત બકુલાએ તપાસ કરાવી હતી, પણ 'દીનેશ નથી' એટલો જ જવાબ મળ્યો.

સવાર થતાં પહેલાં 'ગ્રીનકૉટેજ' અને અમદાવાદ છોડી ચાલ્યા જવાનો નિર્ણય કરી આવીને તરત જ દીનેશ એક પત્ર લખવા બેઠો.

" શુભેચ્છકો. "

" મારી સમક્ષ એવો વિકટ મામલો ઉભો થયો છે કે અહીંથી અદશ્ય થયા સિવાય ચાલે તેમ નથી. એ મામલો કયો છે તે કહેવાની જરૂર નથી જોતો. બીજું કોઇ સમજી શકશે પણ નહિ. સમજશે તો વિલાસ અને ઉર્મિલા.

" પરિણામે હું જાઉં છું. લી૦ કૃપાકાંક્ષી,

દીનેશ. "

દીનેશ લખેલો પત્ર વાંચતો હતો તેવામાં બકુલા આવી. પત્ર સંતાડી દેવામાં આવે તો બકુલાને ખોટું લાગે અગર વહેમ આવે તેટલા માટે દીનેશે તે પત્ર છેટે મૂકી દીધો. એ માનતો હતો કે આટલે છેટેથી બકુલા વાંચી નહિ શકે.

દીનેશની હીલચાલ જોઇ બકુલાને પત્ર મહત્વનો છે તે સમજાઇ ગયું, પરંતુ પોતાને પત્રની દરકાર નથી એટલું જ નહિ પણ દીનેશની હિલચાલની ખબર નથી એમ દર્શાવવા સામે આવી બેઠી.

" આજ તો કંઈ શહેરમાં બહુ વખત રોકાયા !" બકુલાએ વાતની શરુઆત કરી.

" હા, જરા કામ હતું. કેમ અત્યારે આવવું થયું ? "

" જમતી વખતે તમે ખૂબ ગંભીર હોવાથી મને થયું કે તમારા માથા ઉપર ભારે બોજો આવી પડયો છે. એ સંબંધી વાત કરવા ત્રણ-ચાર વખત તમારી તપાસ કરાવી પણ ન મળ્યા, એટલે હું જાતે જ અહીં આવી. "

વાત કરતાં કરતાં બકુલાએ દીનેશે લખેલા પત્ર ઉપર વારંવાર નજર નાખી. છૂટાછવાયા શબ્દો વંચાયા. છેલ્લા ' જાઉં છું ' શબ્દોથી તે ચમકી ને બધું સમજી ગઈ. લગ્ન કરવા દીનેશને સમજાવવા આવી હતી. પણ મામલો આવો જોઇ નિરુપયોગી વાતો કરી બકુલા ચાલી ગઈ.

બંગલો સાચવનારા ખાનગી સિપાઇઓના જમાદાર પાસે જઇ બકુલાએ કહ્યું, " દીનેશ ઉપર નજર રાખતા રહેજો ને જવા દેવાની મારા તરફથી રજા મળે તે પહેલાં દરવાજા બહાર નીકળવા ન દેશો. એક માણસને એમના રૂમ પાસે છૂપી રીતે ગોઠવી દો કે બહાર જતાં અટકાવે. "

બકુલા ચાલી ગઇ ને તેની સૂચનાનુસાર જમાદારે ગોઠવણ કરી.

કહેવાની જરૂર નથી કે રાતના ચારેક વાગ્યે દીનેશે બહાર જવાનો પ્રયત્ન કર્યો પણ નિષ્ફળ નીવડયો.

# પ્રકરણ ૩૩

## ફેંસલો

આલ્યા જવાનો સંકલ્પ કરેલો હોવા છતાં તેમ થઇ શકયું નહિ, તેની ચિંતા કરતાં દીનેશ દાતણ કરતો હતો. તે વખતે આવી બકુલાએ કહ્યું, "વિલાસ અને ઉર્મિલાએ ગઇ કાલે તમારી સાથે થએલી વાત મને કહી છે. તમારી દલીલો પણ જાણી શકી છું. ત્રણેના ઉકળતા લોહીને શાન્ત પાડવા મને લાગે છે કે મારે દરમ્યાનગીરી કરવી જોઇએ. ત્રણેની દલીલો ઉપર વિચાર કરવામાં આખી રાત ગૂમાવી મેં અમુક નિર્ણય કર્યો છે અને તે નિર્ણય તમે ત્રણે જણ સ્વીકારો એમ ઇચ્છું છું."

દીનેશ જવાબ ન દેતાં દાતણ કરવા લાગ્યો.

"બોલો, તમને મારા ઉપર વિશ્વાસ છે?"

"જરૂર."

"મારો નિર્ણય સ્વીકારશો! તમે 'હા' પાડો તો ઉર્મિલા અને વિલાસ પાસેથી પણ મારો નિર્ણય સ્વીકારવાની કબુલાત લઉં."

"આ તો તમે વડીલશાહી ચલાવી. લગ્ન જેવા સંબંધમાં વડીલશાહી ન જોઇએ."

"સહાનુભૂતિ ભરી વડીલશાહી ઉદ્ધારક છે."

"આદર્શોનાં મડદાંના પાયા ઉપર એ ઉદ્ધારની ઇમારત ઉભેલી ન હોય એમ હું ઈચ્છું છું."

"એ મારે વિચારવાનું છે."

"તો તમારો હુકમ સ્વીકારવા હું બંધાઉં છું."

"આભાર અને ધન્યવાદ."

ત્યારબાદ બકુલાએ ઉર્મિલા અને વિલાસને બોલાવ્યાં. બંને આવીને બેઠાં એટલે તેણે કહ્યું, "તમારી બંનેની એક જ ઇચ્છા છે. ને દીનેશને લગ્ન કરવાનું મન નથી. આવી સ્થિતિમાં મારો નિર્ણય અણગમતો હોય છતાં સ્વીકારવા તૈયાર છો? યાદ રાખજો કે એથી કદાચ દીનેશની, કદાચ ઉર્મિલાની કે કદાચ વિલાસની ઇચ્છા પૂર્ણ થાય. બોલો. આમ થાય તોપણ તમે મારો નિર્ણય સ્વીકારવા બંધાઓ છો?" કહી બકુલા જવાબની રાહ જોઈ રહી.

"હા." ઉર્મિલા અને વિલાસે કહ્યું.

"ઠીક. ચા પીધા પછી મને યોગ્ય લાગશે તે સ્થળે તે સમયે મારે કહેવાનું છે તે કહીશ."

ચા પીધા પછી એકાદ કલાકે બકુલા દીનેશની પાસે આવી બેઠી. ઉર્મિલાને પણ બોલાવવામાં આવી.

બકુલા દીનેશને કહેવા લાગી, "ખૂબ ખૂબ વિચાર પછી અને તમારા આદર્શો તરફ જોયા પછી હું ઇચ્છું છું કે લગ્ન નહિ કરવાનો વિચાર પડતો મૂકો. આદર્શ અને વ્યવહાર હંમેશાં એક જણાય છે, છતાં જૂદા છે. ખાલી આદર્શ પાછળ દોડવું, તેની પાછળ શક્તિ ગમે તેટલી હોય પણ બુદ્ધિ નથી. બુદ્ધિ સિવાયનાં મંથન બુદ્ધિશૂન્ય કારીગર જેવાં છે. તમે જીંદગીભર આદર્શ જીવન ગાળવા કુંવારા રહો તે હું પસંદ કરું છું પણ જેણે એક વખત પ્રેમના પ્રદેશમાં પગસંચાર કર્યો છે તેને માટે એ તદ્દન અશક્ય છે. આવી સ્થિતિમાં આદર્શને હળવો કરવો કે જરૂર જ જણાય તો જતો કરવો તેમાં હું નિરાદર્શક

જીવન નથી માનતી. આદર્શ સેવવાનું કારણ ઉન્નત જીવન છે. એ જીવન વાતોમાં ઉન્નત ન હોવું જોઇએ, પણ અનુભવમાં હોવું જોઇએ. એ અનુભવ લેવા માટે માણસને જૂદા જૂદા અનેક નીતિવાળા રસ્તા લેવાની છૂટ છે. નિષ્ફળતા મળે છતાં પકડેલી વસ્તુને નહિ છોડનારને હું ડાહ્યો નથી કહેતી. જે આદર્શ ઘણાંને સુખી કરતો હોય તે આદર્શ માટે મૃત્યુ પર્યંતનાં દુઃખો વેઠો તે પ્રશંસાને પાત્ર છે; પણ તમારા એકલા માટે જે આદર્શથી વ્યથા અને ઉપદ્રવ થવાનાં છે તે સ્વીકારેલા આદર્શને રોતાં કકળતાં વળગી રહેવાની જરૂર નથી. આ હિસાબે તમારે લગ્ન નહિ કરવાનો વિચાર માંડી વાળવો જોઇએ. એમ લાગતું હોય કે તમારી કુમારાવસ્થા તમને અને બીજાંને નુકસાનકારક નહિ નીવડે તો લગ્ન ન કરવાની મારી સલાહ છે. બોલો, તમને એ વિશે દૃઢ શ્રદ્ધા છે ?"

"ના." દીનેશે કહ્યું.

"તો પછી તમારે લગ્ન કરવાનાં છે. હવે કોની સાથે લગ્ન કરવાં તે જણાવવાનું રહે છે. મને લાગે છે કે વિલાસ કરતાં ઉર્મિલા સાથે જોડાવું તમારે માટે વધારે ઉપકારક નીવડશે."

ઉર્મિલાના મોં પર આનંદ ચમકવા લાગ્યો. એના હૃદયના ઉંડાણમાં કાંઇ આનંદદાયક સંગીત ચાલુ થયું. એ આનંદે શરમની ઢાલ ધરી ને ઉર્મિલા કપડાં સંકેલી પાછળ જોઇ સંકોચાઇ.

બકુલા દીનેશ તરફ જોઈ આગળ બોલવા લાગી: "દીનેશ અને ઉર્મિલા, તમને બંનેને પૂછું છું. બોલો, તમે મારો ચૂકાદો કબૂલ કરો છો ?"

"હા." ઉર્મિલાએ મીઠા ઝીણા અવાજે કહ્યું.

"હા." દીનેશે કહ્યું ને આગળ બોલ્યો, "પણ વિલાસનું શું થશે ?"

"એમનું ગમે તે થશે."

થોડીવાર અટકી ઉર્મિલા અને દીનેશ ઉપર અમી નજરથી જોતાં બકુલા કહેવા લાગી, " ગઇ કાલનો ગરીબ દીનેશ, આજે પંદર વીસ લાખ રૂપિયાનો ધણી બને છે ! ગઈ કાલની કુંવારી ઉર્મિલા, આજે દીનેશ જેવા પુરુષની ગૃહરાણી બને છે. "

" તમારી કૃપાએ–દેવી ! " કહી ઉર્મિલા બકુલાને પગે પડી. બકુલાએ તેને ઉઠાડી ને છાતીએ દબાવતાં કહ્યું, " મારી મીઠી બહેન, જગદીપક બે પુત્રોના અને એક પુત્રીની માતા થજે. "

" પગે પડું છું–દેવી ! " દીનેશ બકુલાને નમન કરતાં બોલ્યો.

" કલ્યાણ થાઓ. "

અને એજ વખતે બકુલાની ઇશારતથી એક નોકર નાનાં સુગંધીદાર પુષ્પોના બે હાર લઇ આવ્યો. બકુલાએ ઉર્મિલા અને દીનેશને પાસે પાસે ઉભાં રાખી એક એક હાર પહેરાવ્યો ને ત્રણે જણ દુર્ગાપ્રસાદને મળવા ચાલ્યાં.

